વધી નથી. બીજા હાથ ઉપર અંબાડા અને રૂ, તેલના બીયાં અને રંગોની બનાવટ માટે જોઇતા કાચા માલ માટે વધતી જતી માગણીને લીધે ચોખા અને ઘઉંની ખેતીવાળા વીસ્તારો ઓછા થતા જાય છે. ૧૯૧૧ ના સાલની આખેરી સુધીનાં અગયાર વરસમાં ચોખા અને ઘઉંની નીકાશનો વધારો ચાલુ અને મકકમપણે થયો છે અને દુકાળનાં વરસોમાં સહેજ હેરફેર થયો છે. બીજા હાથ ઉપર ખોરાકી નહી ઉપજાવનારી જણસોની ખેતીના વીસ્તારમાં ધીમે ધીમે વધારો થતો જાય છે. ૧૯૦૬ ની સાલની આખેરીના દસ વરસ દરમ્યાન અનાજની ખેતીનો વીસ્તાર સેંકડે ૭)૧૭ ટકા વધ્યો જ્યારે રૂ. અને અંબાડાની ખેતીનો વીસ્તાર સાથે મળી પચાસ ટકા જેટલો વધ્યો. ઘણી ભય ભરેલી સ્થીતિ તો એ છે કે પરદેશી નીકાશ માટે કાચા પદારથની બહોળી ખેતી તેના ભાવ ઘટતા જતા હોય છતાં ચાલુજ છે કાચા પદાર્થના ભાવો અમુક રીતે ઘટાડોજ દેખાડે છે, માત્ર અંબાડાના ભાવમાં સોથી દોઢસો ટકા જેટલો વધારો થયો છે પણ ચા અને ગળીના ભાવમાં ઘટાડો થયો છે અને અળસી અને કાચા સુતરના ભાવ લગભગ તેજ રહ્યા છે. આ પ્રમાણે ઘટયા જતા અથવા સ્થીર ભાવો છતાં હીંદી ખેતીકાર ખોરાકીને બરના અનાજને બદલે પરદેશી નીકાશ માટે વધારે અને વધારે કાચી પેદાશ ઉત્પન્ન કરે છે અને વસ્તીના વધારા સાથે ખોરાકીની જણસો માટેની માગણી ચાલુ વધતીજ જાય છે અને તેના ભાવ પણ ચહડતા જાય છે.

હીંદી ખેડુત પરદેશી બજાર માટે ખોરાકી નહીં એવી જણસોને પસંદગી આપે છે તેનું કારણ પોતાની ખેતી માટે તેને પરદેશી વેપારી ઉપર આધાર રાખવાનો છે. અને તેટલા માટે ખેડુતો પોતાની જમીન ઉપર દાસ જેવી સ્થીતિમાં આવી પડે છે.

વળી પરદેશી વેપારીઓ રેલ્વેના વધારાથી પણ પોતાની નેમમાં ફાવે છે. આપણા ઉદ્યોગોને લાગેવળગે છે ત્યાં સુધી રેલવેઓ તેમને માટે ઉતેજન આપનારી નથી. નુર વારંવાર એટલાં ભારે હોય છે કે તેથી કારખાનાંના ઉદ્યોગો તેમજ ગામડાંના ઉદ્યોગોની ખીલવણીમાં અટકાવ થાય છે. અમેરીકા અને યુરોપમાં રેલ્વેનાં નુરોએ અગત્યનો ભાગ ભજવ્યો છે આપણા દેશમાં રેલવેની પુરવણી તરીકે નહેરનાં બાંધકામો જરૂરનાં ગણાવાં જોઈએ. હાલમાં નદીઓ નાના ખેડુત, માલેકો અને વેપારીઓ માટે ઘણી સસ્તી અને સહેલી રીતે માલ લાવ લઇજા કરવાનું સાધન થઈ પડે છે. ખેડુતો માટે નહેરોનાં બાંધકામો ઘણી સગવડ પુરી પાડે છે.

રેલ્વે દોલત લઈ જવાના કામમાં વપરાય છે, જ્યારે નહેરોનાં બાંધકામો આ દેશમાં દોલત લઈ જનાર તેમજ દોલત ઉત્પન્ન કરનાર તરીકે કામે લાગે છે. આપણા વેપારીની ચાવી હાલ પરદેશી વેપારીઓના હાથમાં છે. તેઓ તે માટે નાણાંની જોગવાઇ કરે છે અને તે પોતાના લાભો જોઈને તેઓ તેમ કરે છે. આપણી ખેતીનો લાભ બીજી તરફથી લેવાય તેનો અટકાવ કરવા માટે ખેડુતોને નાણાં ધીરવાની હાલની રૂઢીમાં ફેરફાર કરવા જોઇએ. જો ખેડુતોને પરદેશી વેપારીઓ ઉપર આધાર રાખવો નહીં પડે તો જે ખેતી વધુ લાભકારક નહીં તે તેઓ કદી કરશે નહીં. ખેતીવાડીની આંટ કેમ નવેસરથી રચવી અને પાકનું વેચાણ ગામડાની આર્થીક હાજતોને કેમ પુગી વળે એ બે સવાલ આર્થીક જીંદગીમાં ઘણી અગત્યતા ધરાવે છે.

———

# ગામડાંની તંદુરસ્તી.

ઇન્ટર નેશનલ ઇન્સ્ટીટયુટ ઑફ્ એગ્રીકલચર તરફ આ વિષય ઉપર એક લેખ લખતાં સાન ઍન્ટેરીયોના ડૉ. ચાસ. એ. આર. કેમ્પબેલ ચામાચીડીયાંને ઉછેરવાથી મચ્છરોનો નાશ થાય છે તે બાબત ખાસ ધ્યાન ખેંચે છે.

શરૂઆતમાં મેલેરીયા જાતના તાવ બાબત અખતરાઓ કરતાં તે તાવનાં જંતુઓ ને મચ્છરો જીવતાં માણસોના શરીરમાં કેવીરીતે દાખલ કરે છે તે બાબત લખે છે. આજે શાસ્ત્રીય શોધોથી એ તો નીર્વિવાદ સાબીત થઈ ચુકયું છે કે મચ્છરો મેલેરીયાના જંતુઓનો ફેલાવો કરે છે અને એ રીતે તેઓ મનુષ્ય જાતના કટ્ટા દુશ્મન તરીકે કામ કરે છે; અને તેથી મચ્છરો નાબુત કરવા તળાવો કુવાઓ વિગેરે જે જગ્યાઓમાં પાણી ભરાઇ રહેતાં હોય તે જગ્યાઓ બંધ કરવા મ્યુનીસીપાલીટીઓ તરફથી સતત પ્રયાસો થઈ રહ્યા છે. મચ્છરો પોતાનાં ઇંડાં ભેજવાળી જમીનમાં અને પાણીઉપર મુકે છે અને તેવીજ જગ્યાઓમાં તે ઉછરે છે.

આ લેખક પોતાના લેખમાં જણાવે છે કે મચ્છરોનો કટ્ટો દુશ્મન ચામાચીડીયાં છે, અને તેથી તેને ઉછેરવા ખાતર તેણે એક લાંકડાંનું ઘર પણ બનાવ્યું છે આથી ચામાચીડીયાંને પોતાના ખોરાક માટે લાંબે જવું પડતું નથી આ ચામાચીડીયાં રાતનાં ફરે છે દીવસના ભાગમાં અંધારી જગ્યાઓમાં ભરાઈ રહે છે તે પોતાનું શરીર ઘણુંજ સંકોચી શકે છે. તે ઉપરાંત તેના શરીર ઉપર એવી જાતના વાળ હોય છે કે તેને મચ્છરો કરડી શકતાં નથી વળી તેની ગંધ પણ મચ્છરોને ગમતી નથી. આ ચામાચીડીયાંને કોઈ રોગ લાગુ પડતો નથી તે ઘણાં વરસો સુધી જીવે છે, કારણ જે લોકો તેની હગાર, ખાતર માટે એકઠી કરેછે તે લોકો કહે છે કે મરીગયેલ ચામાચીડીયાં ભાગ્યેજ જોવામાં આવે છે. ચામાચીડીયાંના દાંતની રચના ઉપરથી તથા તે જે ખોરાક ખાય છે તે પરથી જણાયછે કે તે માંસાહારી પ્રાણી છે અને મચ્છર લોહી ચુસતાં હોવાથી તે તેનો સારો ખોરાક થાય છે. વળી લેખકે તેની હગાર એકઠી કરી "હાઇડ્રોજન પેરોક્ષાઇડ" માં નાખી એટલે કેટલોક ભાગ તેમાં ગળી ગયો પછી એ મીશ્રણને ગાળી કાઢતાં પાછળ જે રહ્યું તે મચ્છરનાં હાડપીંજરના ભાગોજ માલુમ પડયા હતા તે ઉપરથી પણ સાબીત થાય છે કે તે મચ્છરોને ખાય છે. વળી આ અજમાયશથી તેને એવી માહેતી મળી કે દરેક ચામાચીડીયું દરરોજ લગભગ ૨૬ વખત હગાર મુકે છે. નવેંબર મહિનામાં કે જયારે જીવડાઓ થોડાં હોય છે ત્યારે લીધેલ ૨૬ હગારનું વજન ૨$\frac{૩}{૫}$ ગ્રેઇન્સ થયું હતું.

આ હગાર ખાતર માટે કામ લાગે છે તેથી ચામાચીડીયાંને ઉછેરવાથી તે રીતે કેટલો ફાયદો થાય તે તપાસતાં લેખક જણાવે છે કે તે આઠમાસ બરાબર કામ કરી શકતાં હોય એમ ગણીએ તો એક ચામાચીડીયાં દીઠ ઉપર જણાવ્યા મુજબ એક દીવસમાં ૨$\frac{૩}{૫}$ ગ્રેઇન હગાર થાય તે એક મહિને ૭૮ ગ્રેઇન થાય; અને આઠ માહનામાં ૬૨૪ ગ્રેઇન હગાર એક ચામાચીડીયાંની એકઠી થાય આ હગાર એક ટનના ૩૦ ડોલરના ભાવે વેંચાય છે.

ડૉ. કેમ્પબેલે ચામાચીડીયાંને ઉછેરવા તથા તેની હગાર એકઠી કરવા એક લાકડાંનું ઘર બનાવ્યું. આ ઘર જમીનથી ૧૦ ફીટ ઉંચું છે, અને તે ઘર ૨૦ ફીટ તેના ઉપર છે. આ ઘર ભોંયતળીએ ૧૨ ફીટ છે અને મથાળે ૬ ફીટ પહોળાઇનું છે. તેનો મીનારા જેવો આકાર થાય છે. આવા આકારનું અને આટલું ઉંચું ઘર કરવાનો હેતુ એવો છે કે તે પવન સામે ઉભું રહી શકે અને ચામાચીડીયાંના દુશ્મનો તેને પહોંચી ન શકે. આ ઘરને ભોંયતળીએ હગાર સહેલાઇથી એકઠી કરી શકાય તેવી

જાતનું એક નીકળી શકે તેવુ પાટીયું રાખેલું હોય છે. જો આવું ઘર મનુષ્યની વસ્તીથી દુર કોઈ શાંત જગ્યામાં રાખ્યું હોય તો ત્યાં ઉપરની સગવડોને લઇ ચામાચીડીયાં ઘણાં એકઠાં થશે.

આ ડૉકટરે બંધાવેલું ઘર સાન આન્ટારીઓથી દશ માઇલ દક્ષિણે આવેલાં એક તળાવ ઉપર બાંધવામાં આવ્યુ હતું. આ ઘરમાં એક તરફ બાંકોરાંઓ રાખેલાં હોય છે તે વાટે ચામાચીડીયાં અંદર આવે છે અને જાય છે. આ તળાવની જગ્યા ખાસ પસંદ કરવામાં આવી હતી કારણ તેમાં આન્ટારીયોનાં ગટરો ખાલી થાય છે અને તેથી ત્યાં મચ્છરો ઘણા પેદા થાયછે. આ તળાવમાંથી નહેરો કાઢેલી છે એટલે તે કાંઠે પણ જયાં પાણી ભરાઇ રહે છે ત્યાં મચ્છરો થાય છે. આ ઘરમાં પ્રથમ તેણે એક રસાયણિક પદાર્થ છાંટયો કે જેની ગંધ ચામાચીડીયાની હગાર જેવીજ હતી અને તે ઉપરાંત થોડી તાજી હગાર પણ ભોંયતળીયે નખાવી હતી, આ ગંધથી તેમાં ચામાંચીડીયાંઓ આવ્યાં અને ચાર મહિનામાં તો તેમાં સેકડો ભરાઇ ગયાં હતાં. આ તે ઉડી જતાં તે વખતે એક જગ્યામાં ભરાઇ જોવાથી તે જાણી શકયો. આ ઘર ૧૯૧૧ એપ્રીલમાં ઉભુંકરવામાં આવ્યું હતું. ૧૯૧૨ માં તો એટલાં બધાં એકઠાં થયાં હતાં કે બધાંને બહાર નીકળી રહેતાં કલાકો જોતા. આ ઉપરથી એમ સાબીત થાય છે કે ચામાચડીયાંઓ જુદે જુદે ઠેકાણે એકઠાં કરી શકાય તેમછે. આ પ્રાણીઓ એક જગ્યાએ લાંબો વખત રહે ત્યારપછી તે છોડતાં નથી માત્ર રાત્રે ખોરાક શોધવા બહાર નીકળે છે અને સવારે તો પાછાં તેમાં દાખલ થઇ જાય છે. ચામાચીડીયાં ઘણું ખરૂં ડુંગરો અને ટેકરીઓ નજીકજ રહે છે કારણ ત્યાં તેમને રહેવાને બખોલો મળી શકે છે. તે સપાટ જમીનમાં રહી શકતાં નથી. આ ઘરોપણ તેની ટેવો જાણીનેજ બાંધવા જોઇએ. આ ઘર બાંધ્યા બાદ લેખકે આસપાસનાં ગામડાંઓમાં તપાસ કરી તો ત્યાંના લોકોએ મચ્છર ઓછાં થયાની હકીકત જાહેર કરી હતી અને તે ઢોરોની સ્થીતિથી અને એવાજ બીજા પુરાવાથી સાબીત થઇ હતી.

આ પ્રાણીઓ નહાસી જવાની બીકથી તે ઘર નજીક કોઇને જવાદેવામાં આવ્યાં નહોતાં. ડીસેંબર ૧૯૧૨ માં આ ઘરનું ભોયતળીયું હગાર એકઠી કરવામાટે ઉઘાડતાં તેમાંથી ૪૦૦-૫૦૦ પાઉન્ડ્ઝ હગાર એકઠી થયેલી માલુમ પડી.

આ હકીકત અને અખતરાઓ ઉપરથી લેખક નીચેનો સાર કાઢે છે.

(૧) મચ્છર પોતે કરડવાથી માણસને હેરાન કરે છે એટલુંજ નહિ પણ કેટલાક રોગોના જંતુઓને પોતાના ડંખદ્વારા માણસોમાં દાખલકરી મનુષ્ય જાતના દુશ્મનનું કામ કરે છે.

(૨) મચ્છર એ ચામાચીડીયાં માટે સારો ખોરાક ગણી શકાય.

(૩) ચામાચીડીયાં માટે ઘર બાંધી તેને તેના દુશ્મનોથી બચાવી એક ઠેકાણે એકઠાં કરી શકાય છે અને તેથી આસપાસની તંદુરસ્તીમાં સુધારો થાય છે.

(૪) તેની હગાર વેપારની એક ચીજ છે તે અને તેમને રાખવાથી ગરીબ લોકો જે મચ્છરોથી વધારે પીડાય છે તેને બચાવે છે.

(૫) આ પ્રાણીઓ આપણને મચ્છરથી બચાવે છે એટલુંજ નહિ પણ તે તેને ખાઇ જીવે છે અને તે ખરાબ જીવડાંમાંથી સારૂં ફળદ્રુપ ખાતર પણ આપણને આપે છે.

હિંદુસ્તાનમાં મેલેરીયા જાતના તાવની બીમારી ઘણી રહે છે અને તેને અટકાવવા પાછળ ઘણુંમોટું ખર્ચ આપણી મ્યુનીસીપાલીટીઓ તથા સરકાર કરે છે તેઓનું આ હકીકત તરફ ધ્યાન ખેંચવા અમો રજા લઇએ છીએ.

# ધી સ્ટાન્ડર્ડ બેંક, લીમીટેડ.

( તા૦ ૨૭ મી જુલાઇ ૧૯૧૨ ને દીને રજીસ્ટર થયેલી. )

| | | |
|---|---|---|
| ભરાયલી થાપણ | .... ... | .... રૂા. ૨૦,૦૦,૦૦૦. |
| વસુલ લીધેલી થાપણ | ... | ... રૂા. ૧૦,૦૦,૦૦૦. |
| ભાગીદારોની રીઝર્વ જવાબદારી | | .... રૂા. ૧૦,૦૦,૦૦૦. |

હેડ ઑફીસઃ

દાદી હાઉસ, ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

ડીરેકટરોની બોર્ડઃ

શેઠ હાજી યુસૉફ હાજી ઇસ્માયલ સુભાણી, જે. પી.—પ્રમુખ.

શેઠ માધવજી દામોદર ઠાકરસી, જે. પી.
શેઠ કલ્યાણજી દામોદર.
શેઠ વલભદાસ જમનાદાસ દેવીદાસ.
શેઠ વીઠલદાસ દામોદર ગોવિંદજી

જેમ્સ મેકડૉનલ્ડ એસ્કવાયર, જે. પી.
શેઠ છબીલદાસ લખમીદાસ ભીમજી, જે. પી.
શેઠ ગોપાલજી વાલજી સુંદરજી.
શેઠ કરસનદાસ હરગોવીંદ ચતુ.

શેઠ હરીદાસ જીવરાજ—મેનેજીંગ ડીરેકટર.

**ચાલુ ખાતાંઓમાં ૨॥** ટકા વ્યાજ આપવામાં આવે છે.

**સેવીંગ બેંકમાં ૪** ટકા વ્યાજ આપવામા આવે છે.

**બાંધી મુદતની ડીપાઝીટો** વરસ ૧ તથા ટુંકી મુદત માટેના ભાવો બેંકમાં પુછવાથી જણાશે.

કાપડના વેપારીઓની ખાસ સગવડ માટે આ બેંકે પ્રીન્સેસ સ્ટ્રીટમાં ધી ન્યુ પીસગુડઝ બઝાર કુંપની લીમીટેડના સ્મૉલ કૉઝ કોર્ટવાળાં મકાનમાં પોતાના ગોડાઉનો ખોલ્યાં છે, જેમાં દાગીનાઓ ભાડે રાખવામાં આવે છે. ભાડું દર અઠવાડીએ દર દાગીને અઢી આના વીમા સુધ્ધાં રાખવામાં આવ્યું છે. ગોડાઉનમાં રાખવામાં આવેલા માલ ઉપર જો કોઇને પૈસા જોઇતા હશે તેને વાજબી દરથી પઇસા પણ ધીરવામાં આવશે માલની ડીલીવરી ગોડાઉન ઉપરથીજ આપવામાં આવે છે. ડીલીવરી ઓરડર માટે અથવા પઇસા ભરવા માટે કોટમાં ધકા ખાવાની જરૂર રહેતી નથી. ગોડાઉનમાં માલ ભાડે રાખવા સંબંધી નીયમો ગોડાઉન ઊપરથી મળી શકશે.

દરેક જાતનું બેંકીંગને લગતું કામ કરવામાં આવે છે.

હરીદાસ જીવરાજ

EXCERPTS FROM THE PROCEEDINGS OF THE COMMITTEE.

# ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીનું કામકાજ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની મુલત્વી રહેલી એક સભા શનિવારને તા. ૨૫ મી મે ૧૯૧૪ ને રોજ સાંજના ૨-૨૦ કલાકે ( મું. ટા. ) મળી હતી, જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

(૧) શેઠ પરશોતમદાસ ઠાકોરદાસ (પ્રમુખ)
(૨) ઓન. સર ફાજલભાઇ કરીમભાઇ
(૩) સર શાપુરજી બી. ભરૂચા
(૪) સર વીઠલદાસ દામોદર ઠાકરસી
(૫) શેઠ દીનશાહ એદલજી વાચ્છા
(૬) શેઠ નરોતમ મોરારજી ગોકળદાસ
(૭) શેઠ મોતીલાલ વલભજી
(૮) શેઠ જયનારાયણ દાની

૧. ગઇ વખતની કમિટીની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. તંબાકુને લગતા કાયદા ઉપર સબ-કમિટીના ખરડા ઉપર વિચાર કરવામાં આવતાં તેમાં થોડા સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યો હતો તથા છેલ્લો સુધારેલો ખરડો પ્રમુખ તથા શેઠ દીનશાહ એદલજી વાચ્છાને બતાવી સરકાર ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૩. ડીસ્ટ્રકટીવ પેસ્ટસ એન્ડ ઇન્સેકટસ આકટ ( નાશકારક જંતુઓને લગતું આકટ ) ને લગતા નિયમો આ ચેમ્બર ઉપર વિચાર માટે મોકલવામાં આવ્યા હતા તે ઉપર એમ લખવાનો ઠરાવ થયો હતો કે તે નિયમોને મથાળે 'બ્રિટીશ હિંદુસ્થાનમાં આયાત થતી વખતે' એ પ્રમાણે શબ્દો છે તેની મતલબ પરદેશથીજ આયાત થતા માલને નિયમો લાગુ પાડવાની છે કે પરદેશથી અને દેશી રાજ્યોમાંથી પણ આયાત થતા માલને લાગુ પાડવાની છે. જો ફક્ત પરદેશથીજ આયાત થતા માલને આ નિયમો લાગુ પાડવાના હોય તો કમિટીને તે પસંદ છે પણ જો તે પરદેશથી તેમજ દેશી રાજ્યોમાંથી આયાત થતા માલને લાગુ પાડવાના હોય તો કમિટીને વાંધો છે, કારણ કે નિયમ નં. ડી પ્રમાણે કપાસિઆ કે જે ઘણા મોટા પ્રમાણમાં દેશી રાજ્યોમાંથી આવે છે તેને પણ એ નિયમ લાગુ પાડવાથી વેપારીઓને ઘણી અગવડ અને નુકશાની ખમવી પડશે.

૪ નીચે જણાવેલી કુંપનીઓ અને ગૃહસ્થો તરફથી ચેમ્બરના સભાસદ થવા માટે અરજીઓ આવી હતી જે હંમેશ પ્રમાણે બેલટ માટે સભાસદોમાં ફેરવવાનો ઠરાવ થયો હતો. તે માટે બેલટના દિવસો તા. ૨ જી જુન ૧૯૧૪ થી તા.૮ મી જુન ૧૯૧૪ ના ઠેરવવામાં આવ્યા હતા તથા સ્ક્રુટિનિયર તરીકે શેઠ મોતીલાલ વલભજીને નિમવામાં આવ્યા હતા.

શેઠ પેસ્તનજી ડી. પટેલ.
મેસર્સ શામજી કુંવરજીનો કું.
,, બોમ્બે કન્ટ્રી ટોબેકો મર્ચન્ટસ ~~એસોસીએશન~~ એસોસીએશન
મેસર્સ ચાંદાભાઇ એન્ડ જસુભાઇ.

બાદ વખત થઇ જવાથી બીજી કેટલીએક બાબત મુલતવી રાખી સભા બરખાસ્ત થઇ હતી.

---

## RULES RE INSECTPESTS.

## નુકસાન કરતા જતુંઓને લગતો કાયદો.

મુંબઇની દેશી વેપારી ચેમ્બરે નામદાર સરકાર જોગી એક અરજી કીધી છે તેમાં જણાવ્યું છે કે, નામદાર વાઇસરૉયે જે નાશકારક જંતુઓ બાબે કાયદો અમલમાં લાવવા માટે દરખાસ્ત

મુકી છે, તે બ્રીટીશ હીંદ ખાતે પરદેશથી જે વસ્તુઓ આવે છે તેને માટે છે કે દેશી રાજ્યોને માટે પણ છે, એ બરાબર સ્પષ્ટરીતે દર્શાવવામાં આવ્યું નથી. જો તે ફક્ત પરદેશથી આવતી વસ્તુઓને માટે હોય તો ચેમ્બરની કમીટી તે કાયદાની તરફેણમાં છે, પણ જો તે કાયદો પરદેશમાંથી આવતી વસ્તુઓ તેમજ દેશી રાજ્યોની વસ્તુઓ માટે હોય તો કમીટી સરકારનુ ધ્યાન ખેંચે છે કે તે કાયદો અમલમાં આવવાથી ઘણી અગવડ પડશે દાખલા તરીકે મુંબઇમાં કપાસીઆ, કાઠીયાવાડ, વડોદરા અને નીઝામના મુલકમાંથી ઘણા મોટા જથામાં આવે છે. જો સરકારના કાયદાનો અર્થ આ બધાં રાજ્યોમાંથી આવતા કપાસીઆને કારબન બાઇ સલફાઇડની ધુણી આપવી જોઇએ, એવો થતો હોય તો કમીટી જણાવે છે કે તે વેપારને ઘણી મુશીબત વેઠવી પડશે અને તેમાં ખોટ પણ જવાનો સંભવ છે જેથી છેવટે આ રીત અશક્ય જણાશે કમીટી જણાવે છે કે તે તૈયાર કરેલો કાયદો દેશી રાજ્યોમાંથી આવતી વસ્તુઓને લાગુ પડે છે કે નહી તે સ્પષ્ટ જણાવવું જોઇએ

---

## INCOME TAX, ADVISORY BOARD.

## આયપતવેરો અને સલાહકારી બોર્ડ.

આયપતવેરાના કલેકટરને મદદ કરવા બીન-સરકારી ગૃહસ્થોની એક સલાહકારી બોર્ડ નિમવી ઇચ્છવાજોગ છે કે નહી તે બાબે મુંબઇની દેશી વેપારી ચેમ્બરની કમીટીનો અભીપ્રાય નીચે મુજબ છેઃ—

હીંદમાં આયપતવેરો ઘણાં કારણોથી લોકોમાં અપ્રીય થઇ પડયો છે અને હાલ થોડા વખતમાં તે નાબુદ થાય તેમ લાગતું નથી, જેથી, આ કમીટીનો એવો મત છે કે લોકોની ઓછી લાગણી દુખાય તેવી રીતે તે વેરો નાખવાની તજવીજ થવી જોઇએ. વેરો નાખવામાં વેરો આપનારની આવક ખાનગી રાખવી એ અગત્યનું તત્વ છે પણ જો ઉપર પ્રમાણે બોર્ડ નિમવામાં આવે તો ખાનગીપણું સચવાઇ રહે નહી, ઓનરેબલ મી૦ રામરાયનીંગરના ઠરાવ ઉપર વડી ધારાસભામાં ચાલેલી ચર્ચા દરમ્યાન જણાવવામાં આવ્યું હતું તે પ્રમાણે કોઇપણ વ્યકિતની આર્થીક સ્થીતિને લગતી તપાસ રાજ્યના અમલદારો અને તે વ્યકિત વચ્ચેજ ખાનગીરીતે થવી જોઇએ.

મારી કમીટી મી૦ રામરાયનીંગરની દરખાસ્તની તરફેણમાં નથી અને ધારે છે કે હાલ અમલદારો જેવી રીતે પોતાની બુદ્ધી વાપરીને આર્થીક સ્થીતી સંબંધી જોઇતી માહીતી મેળવે છે તેવી રીત જો ચાલુ રહે તો કોઇપણ પક્ષને માઠું લાગે નહી અને વધારે ખાતરીભરેલી બાતમી મળી શકે,

આવી હકીકત છતાં જો સરકાર થોડાં વરસ માટે સલાહકારક બોર્ડ નિમવાની ઇચ્છા રાખતી હોય તો મારી કમીટી જણાવવાની રજા લે છે કે તે બોર્ડ ફક્ત આયપતવેરા માટે આપેલા ચુકાદા સામેની અપીલો સાંભળવા કમીશનર સાથે કામ કરવા નીમવી. યુરોપના ઘણા દેશોમાં આવી જાતની રૂઢી ચાલે છે તે બાબત કમીટી ધ્યાન ખેંચે છે. પ્રશીયાના આયપતવેરા માટેના કાનુનનો તરજુમો નામદાર શેહેનશાહના વીદેશી કારોબાર ખાતાના સેક્રેટરી રાઇટ ઓનરેબલ સર એડવર્ડ ગ્રેને નીચે મુજબ મળ્યો છે. દરેક સરકારી જીલા માટે ઇલાકાના કમીશનરના હાથ નીચે અપીલ સાંભળનારી એક કમીટી નિમવામા આવે છે. આ કમીશનરને મહેસુલ ખાતાંના પ્રધાન તરફથી નિમવામાં આવે છે અને કમીટીના સભાસદોને થોડે ભાગે સરકાર તરફથી નિમવામાં આવે છે અને થોડાકને જીલ્લાના રહેવાસીઓની પ્રાંતીક કમીટી તરફથી છ વરસ માટે ચુંટી કાઢવામાં આવે છે. આ અપીલ કમીટી બધી ફરીયાદોનો નીકાલ લાવે છે અને વેરો આંકનારી કમીટીના રદીયા તથા કામ સામે અરજી કરી શકે છે.

ઉપરના સરકારી અહેવાલમાં ઉપર જણાવેલી હકીકત દર્શાવવામાં આવી છે અને તેમાં આયપતવેરા સામે અપીલ સાંભળનારી કમીટી

નીચલા પ્રાંતોમાં ચાલતી જણાવવામાં આવે છેઃ—સેકસની, બાવેરીયા, વર્ટેમબર્ગ, અને ઑસ્ટ્રીયા અને હુંગરી.

મારી કમીટી આ ગોઠવણ બાબે ભલામણ કરતાં જણાવે છે કે અરજદાર માગે તો સલાહકારી બોર્ડ વગર કમીશનરે એકલાએજ અપીલ સાંભળવી એવી ગોઠવણ કરવી.

———

## Bombay Tobacco Act Amendment Bill.

## મુંબઇનાં તંબાકુનાં કાયદામાં કરવામાં આવનાર સુધારા.

મુંબઇના સને ૧૮૫૭ ના તંબાકુના પરવાનાને લગતા કાયદામાં સુધારા કરવાના ખરડાના સંબંધમાં નામદાર સરકારે દેશી વેપારી ચેમ્બર અને બુરોને તા૦ ૧૫ મી એપ્રીલને દીને એક પત્ર લખી તેમનો અભીપ્રાય મંગાવ્યો હતો, જેના જવાબમાં દેશી વેપારીઓની ચેમ્બરના સેક્રેટરીએ નીચેનો અભીપ્રાય તા૦ ૨૮ મી મે ૧૯૧૪ ને દીને નામદાર સરકારના મદદનીશ સેક્રેટરી ઉપર મોકલાવી આપ્યો છે.

મુંબઇના તંબાકુના પરવાનાને લગતા સને ૧૮૫૭ ના કાયદાની ૩૭ વરસ જેટલી લાંબી મુદતના અમલ બાદ, અનુભવથી જે ખામીઓ અને સુધારાઓ, વખતના ફેરફાર સાથ, કરવા યોગ્ય લાગે તે સુધારાઓ કરવાની નામદાર સરકારની જે ઇચ્છા છે તેની મારી કમીટી નોંધ લે છે. મુંબાઇની અંદર દેશી તંબાકુની લેવડદેવડ નીયમમાં રાખવા માટે ખાસ કરીને આ સુધારાની જરૂર છે એમ અમારી કમીટી ધારે છે. પરદેશી તંબાકુના સંબંધમાં કાંઇ ફેરફાર કરવા માટેની મારી કમીટીને જરૂર જણાતી નથી, તે તંબાકુની મેહેસુલના સંબંધમાં નીચેના આંકડા ઉપરથી જણાશેઃ

સને ૧૯૧૩-૧૪ માં દેશી તંબાકુ ઉપરની જગાત રૂ ૨૬૨૦૦૦ જેટલી થઈ હતી, જ્યારે પરદેશી તંબાકુ ઉપરની જગાતની આવક રૂ ૩૦૦૦૦ જેટલી હતી, દેશી તંબાકુની આયાત જ્યારે ૯૪૬૫૯૦૪ રતલ જેટલી થઇ હતી, ત્યારે પરદેશી તંબાકુની આયાત માત્ર ૪૧૩૭૩૧ રતલ જેટલી થવા ગઇ હતી.

ખરડા પ્રમાણે નામદાર સરકાર જે અગત્યનો ફેરફાર કરવા માગે છે તે મુંબાઇમાં તંબાકુના પરચુટણ છુટક વેપારીઓના પરવાના સદંતર કહાડી નાખવાના સંબંધમાં છે. મારી કમીટી ધારે છે કે છેલ્લાં ૫૭ વરસ થયાં તંબાકુના સંબંધમાં જે રૂઢી ચાલે છે તે સદંતર નીકળી ગયેલી જોવાને તંબાકુના વેપારીઓ તેમજ જાહેર પ્રજા ખુશી નથી, તેમ તે રૂઢી સંબંધમાં ફરીઆદ પણ કરવામાં આવી નથી અને જાહેરની દ્રષ્ટીએ જોતાં પરવાનાની રૂઢી નાબુદ કરવાની જેટલી જરૂર છે તેના કરતાં તે જારી રાખવાની વધારે જરૂર છે.

આ સંબંધમાં સને ૧૮૯૪ ના જુન માસમાં નામદાર સરકારે એક ઠરાવ કરી જાહેર કર્યું હતું કે, તંબાકુનું ગેરકાયદેસર વેચાણ અટકાવવા માટે દેશી તંબાકુના વેપારીઓની દુકાને સંભાળભર્યો જાપ્તો રાખ્યા શીવાય, ટાપુમાં બીજી કોઇ રીતે તંબાકુનું ગેરકાયદેસર વેચાણ અટકાવવાનો વ્યવહારૂ રસ્તો શોધી કાઢવો અશકય છે અને મારી કમીટી, હાલના પરવાના ધરાવનારાઓ માટે, સખત બીન જરૂરી જાપતાઓ દુર કરવામાં આવવા જોઇએ, એવો મત ધરાવે છે કે જેથી જગાતના અમલદારો અને પરચુરણ વેપારીઓ વચે થતી તકરાર દુર થવા પામશે.

આ જાપતાઓ નીચે મુજબ છેઃ—પરવાનો ધરાવનાર શખસને એક દીવસ પણ ગેરહાજર રહેવું હોય તો તેણે આબકારી ખાતાંના મદદનીશ કલેકટરની રજા માગવી પડે છે, તે રજા માગવાની રૂઢી નાબુદ કરવી, પરવાનો ધરાવનાર માણસે પોતાની દુકાન હોય તેજ મકાનમાં રહેવું જોઇએ એ ઉંચા ભાડાંના દરોને લઇને એક સખત હાડમારી છે જે નાબુદ કરવામાં આવવી જોઇએ. તેમજ પરવાનો ધરાવનાર માણસ મરણ પામે કે તુરત પરવાનો ખલાસ થાય છે એ શરત પણ કાઢી નાખવી કારણ કે તેથી વારસોને સખત નુકસાનમાં આવવું પડે છે. જો આ શરત

ધી બોમ્બે ટાઇલ્સ માર્ટ ૨૧ બેંક ઓફ સ્ટ્રીટ મુંબઇ.

નાબુદ કરવામાં ન આવે તો તે એક વધુ વરસ સુધી પરવાનો ચાલુ રહે તેવી ગોઠવણ કરવી.

જો નામદાર સરકાર કમીટીની આ સુચનાઓ માન્ય રાખે નહી અને પરવાનાઓ રદ કરવા માટે ઠરાવ ઉપર આવે તો મારી કમીટી ધારે છે કે જેઓના પરવાના રદ કરવામાં આવે તેઓને તેથી થતા નુકસાનનો બદલો આપવામાં આવવો જોઈએ.

ત્યારબાદ સુધારાના ખરડા મુજબ પેહેલાં જે આઠ રતલથી વધારે તંબાકુ ઉપર કર લેવામાં આવતો હતો તે એક રતલથી વધારે તંબાકુ ઉપર લેવામાં આવશે, એમ જે ઠરાવવાનો વીચાર નામદારસરકારતરફથી ચલાવવામાં આવે છે તેથી આબકારી ખાતાંના અમલદારો અને પ્રજા વચે વારંવાર કજીઆ ઉભા થશે, અને તેથી મારી કમીટી એવો મત ધરાવે છે કે જગાતને માટે એક રતલની ઓછામાં ઓછી છુટ જે રાખવામાં આવી છે તેની હદ વધારવી અને તે ચાર રતલ સુધી રાખવી.

મારી કમીટી સાતમી કલમ વાંધા ભરેલી ગણે છે કારણ કે દેશી તંબાકુ નીચલાં કારણસર તરતજ નીકાશ કરી શકાતો નથી. નુરનાં બજારમાં તંગી, પરદેશી બજારોની વલણ ઉપરથી નીકાશ કરી શકાય અને નીકાશ કરવા ધારેલા તંબાકુને બજારમાં મુકી શકાયતેવો રંગ આવતાં સુધી તેને વખારોમાં ભરી રાખવો પડે છે. જો આ બાબતમાં કાયદાના શબ્દે શબ્દનો અમલ કરવામાં આવશે તો વેપારીઓને મોટી નુકશાની થશે અને પછીથી તે નીકાશ કરતી વખતે તેઓ નાણાં પાછાં મેળવી શકશે નહી તે બાબતમાં કંઇ ગોઠવણો કાયદામાં નથી તે ઉપર મારી કમીટી ધ્યાન ખેંચે છે. આ નુકશાની કેટલી મોટી થઇ પડશે, તે દાખલા તરીકે સને ૧૯૧૨-૧૩ ના વરસ ઉપરથી જોઇ શકાશે. મુંબઇ ખાતે રેલવે મારફતે ૮૪,૭૧૫ હંદ્રવેટ અથવા ૯૪,૬૫,૯૦૪ રતલ તંબાકુ આયાત થયો હતો જ્યારે નીકાશ ૫૯,૪૧,૩૭૩ રતલ જેટલી હતી. તેથી મારી કમીટી સુચના કરે છે કે, તંબાકુને શેડ્ડરના ૫૫- શશ માટે વખારોમાંથી લેતી વખતે જે જગાત લેવામાં આવે છે તેને કાયદાની બહાલી આપવી જોઇએ.

વખારોને લગતી દશમી કલમના સંબંધમાં મારી કમીટી એવો અભીપ્રાય ધરાવે છે કે હાલમાં તંબાકુના વેપારીઓ માસીક ભાડાથી ગોડાઉનો પોર્ટ ટ્રસ્ટ પાસેથી ભાડે રાખે છે અને ભાડું વીગેરે નકી કરવાનું સઘળું તેના હાથમાં છે અને ગોઠવણો સંતોષકારક છે અને જગાત ખાતાંને હસ્તક ગોડાઉનો ઉપરનો કાબુ આપનારી ૧૦ મી અને ૧૧ મી કલમ શા માટે દાખલ કરવામાં આવે છે તે સમજાતું નથી. વખારોમાં ભરવામાં આવેલા તંબાકુના જથામાં જતી નુકશાનીના સંબંધમાં ૧૨ મી કલમમાં જણાવેલું અને તે કલમ જણાવે છે કે જો આવી નુકશાની વેપારી ગણશે નહી તો તંબાકુ ઉપરની સઘળી જગાત અને સઘળું ભાડું અને બીજા ખરચની રકમ પુરેપુરી આપવી પડશે.

મારી કમીટી એમ માને છે કે, જુદાં જુદાં કુદરતી કારણોને લીધે જે ચીજો વજનમાં વધે છે અથવા ઘટે છે તે જાતની ચીજ તંબાકુ પણ છે. તે ઉપરાંત સ્થાનીક ખપત માટે તંબાકુને વખારોમાં સાફ કરવો પડે છે અને તેથી વેપારીને મોટું નુકસાન થાય છે. તેથી સુચવવામાં આવેલા સુધારાથી વેપારીઓને મોટી મુશ્કેલી નડશે. ખરડાની ૧૫ મી કલમમાં તંબાકુને એક જગામાંથી બીજી જગાએ લઇ જવાની પરવાનગી કહાડી નાખી છે. તેજ વખતે ૧૮ મી કલમ કલેકટર અથવા કમીશનર અથવા બીજા કોઇ પણ માણસને આ બાબતમાં કોઇપણ ખુલી જગા ઉપર અથવા રસ્તામાં લઇ જવામાં આવતા તંબાકુ પકડવાની સતા આપવામાં આવી છે.

મારી કમીટી તેથી જણાવવાની રજા લે છે કે આવી સ્થીતીમાં ફેરફાર કરવાને તે કલમ કહાડી નાંખવી જોઇએ અથવા હાલમાં ચાલતી પરવાનો આપવાની અને ફેરણદલી કરવાની રૂઢી ચાલુ રાખવી જોઇએ. તેમ છતાં જો સરકાર પરવાનો તથા માલ નીકાશ કરવાની ચાલુ રૂઢી રદ

કરવા માંગતી હોય તો કમીટી આ કલમ પડતી મુકવા સુચના કરે છે.

૨૦ મી કલમ જે કલેકટરને મેજીસ્ટ્રેટની સતા આપે છે તે સામે કમીટી સખત વાંધો બતાવે છે. તંબાકુના કાયદા પ્રમાણેના સઘળા આરોપોની તપાસ યોગ્ય બંધારણવાળા હાલના જેવી ન્યાય ખાતાંની ટ્રીબ્યુનલ પાસે ચલાવવી આ સુચનાથી ૨૧ મી અને ૨૨ મી કલમ પણ પડતી મુકવાને જરૂર પડશે. છેવટે ૨૭ મી કલમની (એ) અને (બી) પેટા કલમોના સંબંધમાં કાયદાઓ જાહેરમાં છપાવીને જો તે સામે કાંઇ વાંધો કોઇને હોય તો કમીશનર પાસે મુકવાને બે માસની મુદત આપવી. છેવટમાં કમીટી જણાવે છે કે જ્યારે સરકાર પોતાની કાયદેસરની આવકનું રક્ષણ કરવા તૈયાર થઇ છે, ત્યારે સરકારે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે ખરડામાં સુધારો કરવાથી તંબાકુના વેપાર ઉપર મોટું દબાણ પડશે. હાલના કાયદાનું વલણ દરેક ઠેકાણે વેપાર ઉપરથી અટકાવ કહાડી નાંખવાનું હોય છે તે બીના ધ્યાનમાં લઇને કમીટી આતુરતાથી રાહ જુવે છે કે, ઉપર જણાવેલાં સઘળાં પગલાંઓમાં એવી રીતે સુધારો કરવામાં આવશે કે જેથી જે અટકાવો વેપાર ઉપર નાખવામાં આવનાર છે તે દુર થશે, જે દુર કરવાના હેતુથી તો આ ખરડો ધારાસભામાં રજુ થનાર છે.

---

## CONDENSED MILK SKIMMED CONDENSED MILK.

### ઘટ કરેલું દુધ અને મલાઇ ઉતારી લીધેલું દુધ.

ઘટ કરેલું દુધ અને મલાઇ ઉતારી લીધેલું દુધ કેવી રીતે ઓળખી શકાય તે બાબે દેશી વેપારી ચેમ્બરની કમીટીનો અભીપ્રાય નીચે મુજબ છે. ઘટ કરેલા દુધના ડબામાં ઓછામાં ઓછું અમુક ટકા સત્વ હોવું જોઇએ એવી ડો૰ કોટની દરખાસ્ત બીજી દરખાસ્તો કરતાં વધારે વાજબી ગણવી, એવા ઑનરેબલ સર પારડી લુકીસના મતને કમીટી મળતી છે. તેઓ જણાવે છે કે ઘટ કરેલા દુધમાં સત્વ કેટલું છે તે જાણવા માટે નીચે પ્રમાણે જુદી જુદી છાપો મારવામાં આવે છઃ—

| નેસલ્સ. | એંગ્લો-સ્વીસ. | અમેરીકન. |
|---|---|---|
| ટકા. | ટકા. | ટકા. |
| ૧૧.૩૯ | ૯.૫૫ | ૯.૫૮ |

એમ જણાયું છે કે ઘટ કરેલા દુધની છાપોમાં સરાસરી ૧૦. ૯૮ ટકા હોય છે અને તે ૭.૫૪ થી ૧૮.૭૮ વચે રહે છે. મલાઇ ઉતારી લીધા પછી ઘટ કરેલું દુધ નહીં પણ સોજું દુધ ઘટ કરેલામાં ઑનરેબલ સર પારડી લુકીસની જે ઓછામાં ઓછા સત્વ માટે ૧૨ ટકા હોયાની અને દરેક ડબા ઉપર તેવી જાતની છાપ મારવામા આવે એવી મતલબની દરખાસ્ત છે તેને આ કમીટી વાજબી ગણે છે. સત્વ ઉતારી લીધા પછી જે દુધને ઘટ કરવામાં આવે તેમાં કેટલા સત્વનો સમાવેશ થાય છે તેના ચોકસ ટકા જણાવવામાં આવે તો ખરીદનારાઓને જાત જાણવા માટે વધારે ઉપયોગી થઇ પડે.

જુદી જુદી જાતની નીશાનીઓવાળું ઘટ કરેલું દુધ બાહેર ખાતેથી દીવસે દીવસે વધુ પ્રમાણમાં આયાત થાય છે અને લોકોમાં તેની વપરાશ પણ વધતી જાય છે તે સવાલને સરકારને ધ્યાનમાં લેતાં વખત લાગશે નહી એમ ધારી કમીટી આશા રાખે છે કે ઑનરેબલ સર પારડી લુકીસની દરખાસ્ત પસાર કરવામાં આવશે કે જેથી લોકોને ઘટ કરેલું દુધ અને મલાઇ ઉતાર્યા પછી ઘટ કરેલું દુધ કે જેના ઉપર બચ્ચાંની તન્દુરસ્તીનો આધાર છે, તે પારખી શકવાને સુગમ પડશે.

---

# ઔદ્યોગિક અને વેપારી નોંધ

## SCARCITY OF LABOUR IN BOMBAY MILLS.

## મુંબઇની મીલોમાં મજુરોની તાણુ.

### મી૦ વાચ્છાના વીચારો.

મુંબઇના મીલ માલેકો મજુરોની તાણુ માટે બુમો મારે છે, અને જણાવે છે કે કામના પ્રમાણમાં પુરતાં માણસો મળી શકતાં નથી, પણ મી૦ વાચ્છાએ 'બૉમ્બે ક્રૉનીકલ'માં એક પત્ર લખી બતાવી આપ્યું છે કે કામમાં જે અડચણ આવે છે, તે મજુરોની સંખ્યાને લીધે નથી, પણ નીયમ અને સીસ્ટમ નહી હોવાથી વખત અને કામની બરબાદી થાય છે. મી૦ વાચ્છાએ આંકડાઓ અને હીસાબથી બતાવી આપ્યું છે કે મુંબઇની મીલોમાં કામના પ્રમાણમાં માણસો ઓછાં નથી, નાનાં છોકરાં તથા છોકરીઓની સંખ્યા વધી છે ત્યારે કામની જે તુટ પડે છે તેનાં કારણો બીજાં છે. પહેલું તો કેટલા ટકા કામદારો ગેરહાજર રહે છે તે જોવાનું છે. છોકરા અને છોકરીઓમાંથી દરરોજ લગભગ ૨૫ ટકા તો ગેરહાજર હોય છે અને તેમાં પણ રોગચાળો, લગનસરા, તહેવારો, ખેતીનો વખત વગેરે પ્રસંગે એ સંખ્યામાં વધારો થાય છે, વળી મોટા કામદારો પણ કામના વખતમાં સંચાઉપર ધ્યાન આપવાને બદલે મીલના કંપાઉંડમાં રખડે છે. તે બીના પણ ધ્યાનમાં લેવાની જરૂર છે, દરરોજ એક કે બે ડઝન કામદારો તો આમ રખડી વખત ગુમાવે છે. એક માણસ ૧૦ મીનીટ સંચાઉપરથી દુર જઇ વખત ગુમાવે, તેનો વરસનો હીસાબ કરતાં કેટલો વખત અને કામ બગડે છે તે ગણવું જોઇએ અને તેવી રીત, વગર કારણે ગેરહાજર રહેલા, મોડા આવનારા અને રખડુ માણસોથી કેટલો બધો વખત અને કેટલું કામ બરબાદ થાય છે તેનો હીસાબ ગણાય તો શેઠીયાઓ અને મીલ માલેકોની આંખ ઉઘડે, સવારે મીલ ચાલુ થતી વખતે મુંબઇમાં દરેકે દરેક મીલમાં ૩૦ કે ૪૫ મીનીટ નકામી જાય છે, જૉગરોને ખાતાંઓમાં બધા માણસો આવ્યા કે નહીં તે માટે આંટાઓ ખાવા પડે છે, આખા વરસની ૪૫ મીનીટોનો હીસાબ કરો અને જણાશે કે નીયમીતપણું અને દેખરેખ નહીં હોવાથી કેટલું નુકશાન થાય છે. મોટાં ખાતાઓમાં મીલોમાં નીયમીતપણું અને વ્યવસ્થા હોવાં જોઇએ. માણસોઉપર સખત દેખરેખ રાખવી જોઇએ, અને નકામો વખત તેઓને ગાળવા દેવો જોઇએ નહી. કામદારોસાથે જેમ બરાખોમાં સોલજરોસાથે વરતવામાં આવે છે તેમ વરતવું જોઇએ. કામ વખતે કામ, આનંદ અને આસાયશ વખતે આસાયશ એ ધોરણ રાખવું જોઇએ. મુંબઇના મીલ માલેકો આવી નાની અને નજીવી લાગતી બાબતોમાં ધ્યાન આપે તો જે ફરીયાદ તેમને કરવી પડે છે તે રહે નહીં.

---

## INDIAN COTTON MILLS.

## હિંદી કાપડની મીલો.

હીંદમાં રૂના ઉદ્યોગની શરૂઆત ૧૮૫૧ થી થયલી કહી શકાશે. તે વરસમાં હીંદ ખાતે કાપડની પહેલી મીલની સ્થાપના થઈ હતી. તે પછીની ૧૮૭૯-૮૦ સુધીની મુદત દરમ્યાનના ચોકસ આંકડા મળી શકતા નથી, પણ તે પછીના વરસો દરમ્યાન ઉભી થયલી મીલોની સંખ્યા નીચે જણાવેલા આંકડાઓ ઉપરથી માલુમ પડી શકશે:--

| | કામ કરતી મીલોની સંખ્યા | નામની થાપણ | કામદારની સંખ્યા. | સાળોનો સંખ્યા. |
|---|---|---|---|---|
| ૧૮૭૯-૮૦ થી ૧૮૮૩-૮૪ | ૬૩ | ૬ ૭૬૦૦૦૦ | ૫૧૦૦૦ | ૧૪૫૦૦ |
| ૧૮૮૪-૮૫ થી ૧૮૮૮-૮૯ | ૯૩ | ૮૮૭૯૦૦૦૦ | ૭૫૭૦૦ | ૧૮૨૦૦ |
| ૧૮૮૯-૯૦ થી ૧૮૯૩-૯૪ | ૧૨૭ | ૧૧૬૧૭૦૦૦૦ | ૧૧૬૧૦૦ | ૨૫૩૦૦ |
| ૧૮૯૪-૯૫ થી ૧૮૯૮-૯૯ | ૧૫૬ | ૧૪૧૯૫૦૦૦૦ | ૧૫૦૦૦૦ | ૩૬૬૦૦ |
| ૧૮૯૯-૧૯૦૦ થી ૧૯૦૩-૪ | ૧૯૫ | ૧૬૮૭૯૦૦૦૦ | ૧૭૧૬૦૦ | ૪૨૦૦૦ |
| ૧૯૦૪-૦૫ થી ૧૯૦૮-૦૯ | ૨૧૮ | ૧૮૭૮૭૦૦૦૦ | ૨૧૬૪૦૦ | ૬૦૦૦૦ |
| ૧૯૦૯-૧૦ | ૨૪૫ | ૨૧૧૫૦૦૦૦૦ | ૨૩૨૩૦૦ | ૮૦૧૦૦ |
| ૧૯૧૦-૧૧ | ૨૫૪ | ૨૨૩૬૫૦૦૦૦ | ૨૩૦૮૦૦ | ૮૪૬૦૦ |
| ૧૯૧૧-૧૨ | ૨૫૮ | ૨૨૯૧૦૦૦૦૦ | ૨૩૬૮૦૦ | ૮૭૬૦૦ |
| ૧૯૧૨-૧૩ | ૨૬૬ | ૨૩૨૮૩૦૦૦૦ | ૨૫૮૫૦૦ | ૯૧૬૦૦ |

૧૯૧૨-૧૩ ના વરસની આખરે હીંદમા ૨૬૬ મીલો હતી અને તેમા ૯૧૫૮૫ માણસો કામ કરતા હતા આ સંખ્યામાની ૧૦૪ ફક્ત સુતર તૈયાર કરવાનુ અને ૨૧ ફક્ત વણાટનુ કામ કરતી હતી ત્યારે ૧૪૧ મીલો સુતર અને વણાટ બન્નેનુ કામ કરતી હતી તેઓમા લાગેલા કામદારોની સરેરાસ ૨૫૮૫૫૧ ની હતી તે સંખ્યામા ૧૮૭૯૭૦ પુરૂષો, ૪૫૪૪૫ સ્ત્રીઓ અને ૨૪૬૬૧ બાળકો હતા તે વરસમા ૪૧૨૫ ચરખા સહીતની એક મીલ આગળથી નાશ પામી હતી ત્યારે ૪૫૪૧૬ ચરખા અને ૧૪૫૬ સાળો સાથેની નવી આઠ મીલો બાંધવામા આવી હતી

ઉપર જણાવેલી મીલોમાની ૮૫ મુબઇ બેટમા, ૫૯ અમદાવાદ શેહેરમા અને ૩૨ મુબઇ ઈલાકાના જુદા જુદા સ્થળોએ આવી છે, તે ઉપરાંત ૪ વડોદરા ખાતે સ્થાપવામા આવી છે હીંદની કુલે મીલો અને ૭૦ ટકા જેટલી મીલો અને ૭૦ ટકા જેટલા ચરખા અને ૭૭ ટકા જેટલી સાળો મુબઇ ઇલાકામા આવેલી છે

---

## Number of Labours in the Different Industries

### જુદા જુદા ધધામાં મજુરોની સખ્યા.

ઇગ્લડના છેલ્લા મેલ સાથે મળેલા "મોર્નીંગ પોસ્ટ" ના તા૦ ૨૨ મી મેના અકમા જણાવવામા આવે છે કે ગઇ કાલે બપોરે રૅાયલ સોસાઇટી ઑફ આર્ટસની હીંદ ખાતેની એક સભા સર એથલસ્ટેન બેનીસના પ્રમુખપણા નીચે મળી હતી, જેમા મી૦ ઇ૦ એ૦ ગેટ કે જે પહેલા હીંદના વસ્તીપત્રકના કમીશનર હતા, તેમણે હીંદના ગણત્રીપત્રક વીષે એક નીબધ વાચ્યો હતો તેમા જણાવવામા આવ્યુ હતુ કે. હીંદમા દર સો વતનીઓમા ૭૨ ઘાસ ચારા અને ખેતીવાડીના ઉદ્યોગ ઉપર, ૧૧ ઉદ્યોગ ઉપર, ૨ માલ લઇજા લાવવા ઉપર અને ૬ વેપાર ઉપર તથા ફક્ત ૯ જણા બીજી જાતના ધધા ઉપર નીર્વાહ ચલાવે છે શેહેરોમા ઇગ્લડની માફક ધધાઓમા વહેચણી થએલી છે શેહેરના લગભગ અરધા વતનીઓ ઉદ્યોગ અને વેપાર ઉપર પોતાનુ પોષણ કરે છે અને ફક્ત છ ટકા જેટલા ખેતીવાડી ઉપર ગુજરાન કરે છે જુદા જુદા ભાગોમા એમ છતા ઘણો ફેરફેર જોવામા આવે છે પંજાબમા અર્ધા લોકો ખેતીવાડી ઉપર ગુજરાન ચલાવે છે ત્યારે આસામમા ચારપચમાઉસ જેટલા વતનીઓ ખેતીવાડી ઉપર ગુજરાન કરે છે વેપારીઓનુ સઉથી વધુ પ્રમાણ બરમામા જોવામા આવે છે, કેમકે ત્યા ઉદ્યોગ હુન્નર વધારે એકત્ર જોવામા આવે છે અને તેથી માલનો વહેચણી કરનારા આડતયાઓની વધુ જરૂર પડે છે હીંદમા ધધાઓની વહેચણી હજી જુના વખતના જેવી છે એટલે કે નેવુ ટકા લોકો દરેક ગામડામા છત્રીસ સાદા ધંધા જેવા કે ખેતીવાડી, ઘંસચારો, દાણાના ફોતરા કહાડવા અને દાણા

ભુજવા, ટોપલા બનાવવા અને તેલ કહાડવા અને એવાજ બીજા ધધામા રોકાયલા છે હીંદની એકંદર પ્રજાનો અર્ધાથી વધુ ભાગ કામદારોનો ગણાવવામા આવ્યો છે તેમા મેનતીઆઉસ કરતા પુરૂષો અને એકનતીઆઉમ કરતા ઓછી સ્ત્રીઓનો સમાવેશ થાયછે આખા હીદમા વીસ અથવા તેથી વધુ કામદારો રોકનરા એકદર ૭૧૧૩ કારખાના છે એ કારખાનાઓમા એક દર એકવીન લાખ માનુ મો એટલે દર હજાર મ ણુસે માત જણુ નોકરી કરે છે એ કામદારોમાથી ૭ ૦૪,૦૦૦ ચાના બગીચામા, ૧,૬૩ ૦૦૦ કોલસાની ખાણોમા, ૨૯,૦૦૦ સોનાની ખાણોમા ૩,૦૮,૦૦૦ રૂના કાપડ સુતરની મીલોમા અને ૨,૨૨,૦૦૦ જા વણવાના ઉધોગમા કામે લાગેલા છે

---

## INDIAN GOLD MINES & THEIR OUTPUT

## હીદમાં સોનાની ખાણો.

લડનનુ ધી ટાઇમ્સ' પત્ર પોતાના એક અગ્ર લેખમા હીદમા આ વરસ ખાણોમાથી કેટલુ સોનુ નીપજ્યુ તે સબધમા લખતા જણાવે છે કે હીંદુસ્થાનમા સોનાની ખાણો જ્યા સખ્યાબધ આવેલી છે તે ભુમી કે જે કોલર ગોલ્ડફીલ્ડઝના નામથી ઓળખાય છે તે જગ્યા દુનીઆમા એક અજબ ચીજ છે એમ માનવામા આવે છે આ ઠેકાણે જે ખાણો છે તેમાથી સોનુ કહાડવા માટે જેટલી કપનીઓ છે તે કપનીઓએ અત્યાર સુધીમા વેહેચણી પેટેજ ભરાયલી થાપણ કરતા પણ વધુ રકમો આપી દીધી છે અને આટલો મોટો નફો કરવા છતા હજી ખણોના તળીયા આવ્યા નથી એટલે કે હજી પણ પુષ્કળ નફો આપી શકે તેવી સ્થીતિમા ખાણો છે જાણીતી સોનાની ખાણુ માઇસોર વાળી નાની ખાણે પોતાની ત્રીસ વરશની હયાતી દરમ્યાનમા ૧૫૦ લાખ પાઉડની કીમતનુ સોનુ ઉત્પન્ન કર્યુ છે અને તે ખાણુવાળી કપનીએ અત્યાર સુધીમા ૭૪૧ ૦૦૦ પાઉડઝની વહેચણી પોતાના ભાગીદારોને કરી દીધી છે આ ખાણુમા કામ કરવા માટે દોઢ લાખ પાઉડની થાપણ કહાડવામા આવેલી હતી, જે થાપણ પાછળથી બેવડી કરવામા આવી હતી

તે સીવાય ઓરેગામની સોનાની ખાણુ માથી અત્યાર સુધીમા ૬૬૩૯૦૦૦ પાઉડઝ જેટલુ સોનુ ઉત્પન્ન થયુ છે તે કપનીએ પણ અત્યાર સુધીમા વેહેચણી પેટે ૨૨૧૪૦૦૦ પાઉડઝ આપ્યા છે એટલે ઑરડીનરી શેરો ઉપર ૬૩૭ ટકા અને પ્રેફરસ શેરો ઉપર ૮૭૭ ટકા જેટલુ વ્યાજ હેચ્યુ છે તે સીવાય નદીદુર્ગની ખાણમાથી પણ અત્યાર સુધીમા ૫૨૭૬૨૫૭ પાઉડઝ જેટલુ સોનુ નીપજ્યુ છે અને તે કપનીએ પણ ૨૦૦૨૭૯૮ પાઉડઝની વહેચણી અત્યાર આગમચ કરી દીધી છે અને બાલઘાટવાળી ખાણુ કે જે સઉથી નાની ખાણ છે તેણે પણ અત્યાર સુધીમા ૨૦૭૮૦૦ પાઉડઝની વહેચણી પોતાના ભાગીદારોને કીધી છે ટુકમા હીદની આ ખાણોએ સોનાની ઉત્પતીમા ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે ગયે વરસે તો માઇસોરવાળી અને ઓરેગામ વાળી ખાણોએ પોતાના ઇતીહાસ દરમ્યાનમા સઉથી વધારે પ્રમાણમા સોનુ નીપજાવ્યુ હતુ

### ખાણોમા વીજળીક બળનો ઉપયોગ

છેલા દસેક વરસથી ખાણોમા સ્ટીમના બળથી કામ લેવાનો ઠરાવ કીધો હતો આ પગલાનુ ડહાપણ દરેક બાજુએ સ્વીકારવામા આવ્યુ છે ખાણોના કામના ખરચમા ગયે વરસે ઘણો મોટો ઘટાડો માલુમ પડયો હતો માઇસોર, ઓરેગામ વગેરે સઘળી ખાણોના કામકાજના ખરચમા ૨૦ થી ૪૦ ટકા જેટલો સતોષકારક ઘટાડો થવા પામ્યો છે

---

ENGLISH CHRISTMAS CARDS TRADE
ક્રીસ્ટમસ કાર્ડોનો વેપાર

ક્રીસ્ટમસને દીવસે અને નવા વર્ષને દીવસે મુબારકબાદી ઇચ્છનારા કાર્ડો પોતાના મિત્રો અને સ્નેહીઓને મોકલવાનો રિવાજ ઘણો વધી ગયેલો છે યુનાઇટેડ કીંગ્ડમમા આવા કાર્ડો મુખ્યત્વે બ્રેડફર્ડમા બને છે અને તે શહેરમા દર વરસે ૩,૦૦,૦૦,૦૦૦ કાર્ડો બને છે આ

---

કાર્ડો બનાવવામા ઘણા મજુરો, કોમ્પોઝીટરો વિગેરે રોકાએલા હોય છે આ કાર્ડો માટે રેશમની દોરીયો અને રીબનો પણ ઘણી જોઇતી હશે દરેક કાર્ડ માટે કવરો જોઇએ અને રંગીત બોર્ડો, પાર્ચમેન્ટ પેપરો અને સેલ્યુલૉઇડનો પણ ખુબ ઉપયોગ થાય છે

---

**લાકડાના વેરમાંથી ખાંડ**
SUGAR FROM SAW DUST

અમેરિકન કોન્સ્યુલર અને ટ્રેઇડ રીપોર્ટ જણાવે છે કે લાકડામાથી ખાડ બનાવવાની "કલેસન"ની નવી રીત નીચે મુજબછે કે લાકડાના વેરનો કાચના બધ ઠામમા નાખી ત પર સલફ્યુરસ એસીડનુ હલકું મીશ્રણ ના ખવામા આવે છે અને પરિણામે જે રહે છે તેમાથી લગભગ ૨૪ ટકા ખાડ મળી આવે છે આ ખોરાકીની ચીજ તરીકે ઉપયોગમા આવે છે તેમ તેમાથી દારૂ પણ બને છે એક અઠવાડીયામા ૨૦ ટન લાકડાનો વેર એવી રીતે કેળવી શકે તેવુ કારખાનુ દર વર્ષ ૩,૦૦,૦૦૦ થી ૪,૦૦,૦૦૦ ગેલન્સ દારૂ બનાવી શકે અને તે ઉપરાત બીજી પેદાશ પણ આપી શક

---

**WORLD'S GAS CONSUMPTION**
**દુનીયાની ગેસ-ની ખપત**

લડન યુનીવરસીટી કોલેજની કેમીસ્ટ્રીની ઇન્સ્ટીટ્યુટ પાસે ભાષણ કરતા મી ડબ્લ્યુ જે એ ખટરફીલ્ડે કહ્યુ હતુ કે હાલના જમાનામા જાહેર પ્રજાને ગેસ પુરો પાડવાની યોજનાની જરૂરિયાતો એવી છે કે તેમથી થોડી કીમત ઘણી ગરમી મળવી જોઈએ ગેસ બહુ વાસ મારતો ન હોવો જોઇએ, કુદરતી ઉજાસવાળી બતી તેમાથી નીકળવી જોઈએ, અને તેમાથી એવા કોઇ પદાર્થો ઉત્પન્ન ન થવા જોઇએ કે જેથી જાનમાલને નુકશાન પહોચે

ગેસનો ઉદ્યોગ જલદીથી વધી ગયો તે બાબત બોલતા તેણે જણાવ્યુ કે ૧૯૧૨ મા આખી દુનિયાના શહેરોમા ૬,૨૦,૦૦૦ મીલીયન કયુબીક ફીટ જેટલો ગેસ ઉત્પન્ન થયો હતો જેને માટે ૬૦ મીલીયન ટન્સ કોલસો વપરાયો હતો જ્યારે તેમાથી ૩૮ મીલીયન ટન્સ ગેસ કોક, ૩ મીલીયન ટન્સ ડામર અને ૫,૫૦,૦૦૦ ટન્સ જેટલુ એમોનીયાનુ સલફેઇટ ઉત્પન્ન થયા હતા. દુનીયાના મુખ્ય શેહરોમા વસ્તીના માથા દીઠ ગેસની ખપત કેટલી છે તે બાબત તપાસ કરતા લડનમા ૮,૦૦૦ કયુબીક ફીટ ખપત થાય છે તે ઘણીજ વધારે છે જ્યારે આમસ્ટરડામ, બરલીન, ન્યુયૉર્ક અને પારીસમા ૬,૦૦૦ કયુબીક ફીટની વપરાશ છે ગરમ કરવામા ગેસનો ઉપયોગ વધારે થાય છે તેથી ખપત વધતી જાય છે અને ૧૯૨૦મા દુનીયાના બધા મુખ્ય મથકોના વસ્તીના માથા દીઠ દર વર્ષ ૧૦,૦૦૦ કયુબીક ફીટ જેટલા ગેસની વપરાશ થશે એ બીન તકરાર વાત છે

---

મુબઇ અને બગાળાનો શસ્ટારના રસાયણ શાસ્ત્રીઓએ હિદુસ્તાનની ભેસોના દુધના સબધમા એક ચોપાનીયુ કાઢેલુ છે હિદુસ્તાનમા ઘણે ભાગે ભેસનુ દુધ વપરાય છે ભેસનુ દુધ હિદી અગર વિલાયતી ગાયોના દુધ કરતા ઘણુ સારૂ હોય છે અને તેમાથી માખણ ઘણું ઉતરે છે ટ્રાન્સીલવેનીયાની ભેસોના દુધનુ પ્રથકકરણ મી એફ સ્ટ્રોહનને કર્યુ હતુ તેમા ૯ ટકા કરતા વધારે ચરબી હતી પણ માખણમા તો કાઇ ખાસ તફાવત જણાયો નહોતો મી લેધરે હિંદુસ્તાનની ભેસોના દુધનુ પ્રથકકરણ કરેલુ તેનુ પરિણામ તે નીચે મુજબ જણાવે છે ઘણા ખરા સેમ્પલોમા માખણનો રેટ ઘણો હતો ૭-૮ ટકા તો સામાન્ય છે એક કેસમા ૧૦ ટકા જેટલી ચરબી હતી દુધ ધોળુ હોય છે અને માખણ પણ ધોળુ જ ઉતરે છે ભેસના દુધમા ગાયના દુધ કરતા proteids ચોખ્ખી રીતે વધારે છે ખાડ અને બીજા ખનીજ પદાર્થો તો સરખાજ હોય છે ' છેવટની તપાસ પુના ડેયરીફાર્મની કેટલીક ભેસોના દુધ ઉપર કરવામા આવી હતી અને તે ઉપલા પરિણામને મળતીજ આવે છે એક્ષપર્ટો જણાવે છે કે જો અનુકુળ સ્થીતિ હોય તો હિદુસ્થાનની ભેસો માખણને માટે તો પહેલે નબરજ આવે છે

---

# OTHER CHAMBERS.



## બીજી ચેમ્બરો.

ઈસ્ટર્ન મેઇલ સરવીસ—ઇગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે અઠવાડીઆમાં બે મેલ દોડાવવાની બાબતમાં પોસ્ટ માસ્તર જનરલે જુદી જુદી ચેમ્બરોના મતો માગ્યા હતા. જેના જવાબમાં જુદી જુદી ચેમ્બરોએ આપેલા અભિપ્રાયો માંનચેસ્ટર ચેમ્બરના જરનલમાં પ્રસિદ્ધ થયા છે તે નીચે મુજબ છે.

બરમીંગહામ—" હિંદુસ્તાનથી આવતા જતા મેલ વચ્ચે જે મોટો ગાળો રહે છે તે ગાળો હાલની મેઇલ સરવીસને બીજી રીતે ગોઠવવાથી ઓછો કરી શકાય કે કેમ તે બાબત ઉપર સંભાળપૂર્વક વિચાર ચલાવવાની પોસ્ટ માસ્તર જનરલને અરજ કરવામાં આવી છે"

બ્રેડફર્ડ—" હિંદુસ્તાન માટે અઠવાડીયામાં બે મેલ કરવાની અમો તરફેણમા છીએ અને અમારા મત પ્રમાણે તે માટે વધારે ખર્ચ થાય તે કરવું પણ વ્યાજબી છે."

ગ્લાસગો—" હિંદુસ્તાન ખાતે બે મેલો આવે જાય તેવી ગ્લાસગોના વેપારી વર્ગની કાંઇ ખાસ ઇચ્છા ડાઇરેકટરોના જાણવામાં નથી પણ આવતી જની મેઇલોની ઝડપમાં નવા કરારથી વધારો થવો જોઇએ એ બાબતમાં તો સર્વ સમત છે."

" આ ચેમ્બરના ડીરેકટરોની સમજણ મુજબ વિલાયતથી હિન્દુસ્તાન જતો મેઇલ જે હાલ મુંબાઇ શુક્રવાર સવારે પહોચે છે તે કાંઇ પણ વધારે ખર્ચ કર્યા શિવાય ગુરૂવાર બપોરે પહોંચાડી શકાય કે જેથી કલકત્તાની ટપાલ અને પેસેંજરો તેજ રાત્રે મેઇલમાં રવાના થઇ શનીવારે સવારે હાઉરા ખાતે પહોચી શકે. આ ગોઠવણ સામે જે એવો વાંધો લેવામાં આવે છે કે પેસેંજરોને અને મેઇલને ગરમીના વખતમાં ઉતારવાં પડે, તે વાંધો કાંઇ એવો ગંભીર નથી, કારણ અમારા ડાયરેકટરોને તો એમ લાગે છે કે ઘણું ખરૂં તો ઉતારૂઓ અને ટપાલ સાંજનાજ ઉતારવામાં આવશે"

" વળી હિંદુસ્થાનથી આવતો મેઇલ લંડનથી ઉપડતા મેઇલ કરતાં ચોવીસ કલાક વહેલો આવે એવી ઇચ્છા ડીરેકટરો સર્વત્ર સરખીજ જુવે છે."

હાલીફાક્ષ—" કાઉન્સીલ એમ ધારે છે કે બે મેઇલ ઉપયોગી થઇ પડશે ખરા પણ તેથી જે ફાયદા થાય તે તેને માટે જોઇતું વધારે ખર્ચ કરવા માટે પુરતા છે કે કેમ તે બાબત તેઓ શકમંદ છે અને તેથી તેઓનો મત એવો છે કે મેઇલ સ્ટીમરોની ઝડપ વધારવી બસ થશે"

લંડન-"આ વિષય ઉપર હજી આ ચેમ્બરનો ઇસ્ટ ઇન્ડીઆ કમિટી વિચાર ચલાવે છે."

લીસ્ટર—"હિંદુસ્તાન ખાતે બે મેઇલો દોડાવવાથી લીસ્ટરના વેપારીઓને તો ઘણોજ ફાયદો થશે. હાલ હિંદુસ્તાનનો મેલ લીસ્ટરમા શનિવારે સવારે મળે છે જ્યારે હિંદુસ્તાન માટે નો મેઇલ શુક્રવારે રવાના થઇ જાય છે આથી કાગળોના જવાબ લખવા માટે એક અઠવાડીયુ થોભવું પડે છે.

લીવરપુલ—"ઇસ્ટ ઇન્ડીયા અને ચાયના ટ્રેડ સેકશનના સભાસદો જેને પુર્વના વેપાર સાથે નિકટનો સંબંધ છે તે લોકો હિંદુસ્તાન તરફ જે મેઇલ દોડવવાની વિરૂદ્ધમા છે કારણ તઓના મત પ્રમાણે તો આ ફેરફાર કરવાથી જે મોટું ખર્ચ વહોરવું પડશે તેના પ્રમાણમાં તેનાથી આપને સારો ફાયદો મળશે નહિ

"લંડનના ટપાલ ખાતાંના અમલદારો વધારેના ખર્ચનો અડસટ્ટો શું કરે છે તે તેઓ જાણી શકયા નથી પણ હિંદુસ્તાનમાં જે આંકડાઓ બોલાય છે તે મુજબ તો તે ખર્ચ ૧૦૦૦૦૦ પાઉન્ડઝ જેટલું થવા વકી રહે છે.

---

નવા પ્લાનાના બીલ્ડીંગમા ફલોરીંગ ટાઇલ્સ કોણ પુરા પાડેછે ?—

"આ સેકશનને લાગે છે કે ઇન્ડીયન ફંડઝ ઉપર બહુ ભારે બોજો નાખ્યા શિવાય જો હાલની સરવીસની ઝડપ વધારી શકાય તો હાલની એક વખતની સરવીસ સામે જે વાંધાઓ છે તે બધા દુર થાય. લાવ લઇ જા કરવાનાં સાધનોમા સુધારો કરવાથી, રેલવે રસ્તે જે વખત લેવામાં આવે છે તે ઓછો કરવાથી અને સ્ટીમરોની ઝડપમાં વધારો કરવાથી અને ખાસ કરી નોર્થ ઇસ્ટ મનસુનમાં વધારો કરવાથી ઝડપમાં વધારો થઇ શકે.

"આ સેકશન એક બીજો રસ્તો સુચવે છે કે પોર્ટસૈયદ અને સુવેઝ ખાતે અઠવાડીયામાં બે કે ત્રણ વખત ટપાલ પહોંચતી કરવા ગોઠવણ્ કરવી અને ત્યાંથી મુંબઇ અગર કરાંચી જતી પી એન્ડ ઓ. કંપની શિવાયની બીજી સ્ટીમરોમાં પણ તે ટપાલ ચડાવી દેવા ગોઠવણ કરવી.

"આ સેકશનનો મત એવો છે કે હિંદુસ્તાન સાથેના તારના વહેવારની વધતી જતી માગણીને સંતોષકારક રીતે પહોંચી વળી શકાતું નથી તેથી (જો જરૂર પડે તો સરકારની મદદથી એક કેબલ વધારી તે પણ) મેઇલ સરવીસ જે સારી રીતે કામ કરે છે તેમાં કાંઇ ફેરફાર કરવાના કરતાં તે સરવીસ વધારે ઉપયોગી થઇ પડે તેમ કરવા વધારે જરૂર છે."

માનચેસ્ટર—"કરવા ધારેલ વધારાની મેઇલ સરવીસ માનચેસ્ટર વેપારીઓને કાંઇ ખાસ ફાયદાકારક નથી.

મીડલસબરો—"હિંદુસ્તાન ખાતે વધારાની મેલ દોડાવવાથી જે વધારે ખર્ચ થવાનું છે તે ખર્ચના પ્રમાણમાં આ દેશના વેપારને કાંઇ સારો લાભ થવાનો નથી."

નૉટીંગહામ—"૧૮૯૯ થી મેઇલ સરવીસ, (હિંદુસ્તાન ખાતે ટપાલ લાવ લઇજા કરવા) ના કૉન્ટ્રેક્ટની અંદર સ્ટેટે કાંઇ ફેરફાર કરેલ નથી અને અત્યારે ફેરફાર કરવા માગે છે તો પછી ભવિષ્યની સ્થીતિનો પણ ખ્યાલ કરી એવો ફેરફાર કરવો કે જેથી થોડાં વરસો સુધી તેમાં ફેરફાર કરવાની આવશ્યકતા રહે નહિ

"તેથી અમો તો એવા દૃઢ વિચાર ઉપર આવ્યા છીએ કે આ સરવીસની ઝડપમાં ઘણો વધારો થવો જોઇએ અને કે ભવિષ્યમાં અઠવાડીયામાં બે મેઇલો દોડાવવાની પણ જરૂરીયાત છે.

"સ્વાભાવિક રીતે ખર્ચ તો વધશેજ પણ તેવું ખર્ચ આ દેશની વેપારી પેઢીઓ જેમ ગણતી નથી તેમ ગણવું ન જોઇએ અને મેઇલની આવજાવ બરાબર અને જોઇએ તેવી થાય એ શહેનશાહતને એક ખાસ અગત્યની બાબત છે"

વૉલ સૉલ—જોકે ખર્ચતો ઘણો થશે તો પણ હિંદુસ્તાન સાથના આપણા વેપારને તેથી ઘણો ફાયદો થશે અને ઉત્તેજન મળશે.

---

## Mr. GOETHALS, PANNAMA CANAL ENGINEER.

## પનામાની નહેરનો એનજીનાયર મી. ગટલ્સ.

### (માસિક માટે ભાષાન્તર કરનાર, નલિનકાન્ત નરસિંહરાવ દીવેટીયા)

(અનુસંધાન પાને ૫૫૨ ઉપરથી)

### પનામાની નહેરના મુખ્ય અને પ્રવીણ ઇજનેર કર્નલ ગટલ્સની અંગત હકીકત.

કર્નલ ગટલ્સ ૫૫ વર્ષનો છે. ન્યુયૉર્કના બ્રુકલીન શહેરમાં તાલમેજ દેવળ, પાસેના સ્કરમર હોર્ન લતામાં ત્હેનો જન્મ થયો હતો. ત્હેનાં મા તથા બાપ, બંને હૉલેન્ડ દેશનાં હતાં. ત્હેનો દાદો વૈદ્ય હતો, તે ૧૯ મા સૈકામાં અમેરીકા આવ્યો હતો પણ પછી પાછો હૉલેન્ડ ગયો હતો અને ત્યાં તે મરણ પામ્યો. લ્યુઇસ. એસ. બરચર્ડ નામનો એક ગટલ્સનો કૉલેજમાંનો મિત્ર હતો ત્હેની પાસે ગટલ્સના કુટુમ્બ વગેરેની હકિકત હતી. ગટલ્સ નામ

જુનું અને ઉમદા કુટુંબનું છે. મી. બારચર્ડ પાસે ધર્મયુદ્ધમાં (Crusade)માં ગયેલાના નામની યાદી હતી હેમાં સાતજણ ગટલ્સ અટકવાળા મ્હોટા રાજદ્વારી વિદ્યા કુશળ. તથા ઉમરાવની પદવીના જણાવ્યા છે. ગેરમ ગટલ્સ કરીને એક હતો તે પ્હેલા ધર્મયુદ્ધમાં આગળ પડતો ભાગ લઇને ગયો હતો. બીજો હેનરી ગટલ્સ કરીને હતો તે દાકતર હતો અને ૧૩ માં સૈકામાં તે પ્રખ્યાતી પામ્યો હતો. એ ગટલ્સ આલબર્ટસ મેગનસનો શિષ્ય હતો અને સેન્ટ ટોમસ શેકવીનાસની સાથે ભણતો હતો. સૈનિકો, તથા વિદ્વાનોની બાબતમાં ગટલ્સ કુટુંબ હૉલાન્ડમાં પ્રખ્યાત છે. કર્નલ ગટલ્સના આમ્સ્ટરડેમ તથા બેલજીયમમાં બીજાં સગાં સ્નેહીઓછે હેમાંના કેટલાકની માતૃભાષા ફ્રેન્ચ છે અને કેટલાંકની ડચ છે. ગટલ્સ હેમાંનાં કોઈને મળ્યો નથી. ગટલ્સ કુટુમ્બનો (motto) આદર્શ વાક્ય "In als goet" છે એનો અર્થ (In all good) થાય છે. આ આદર્શ વાકય પ્રમાણે ગટલ્સ જેટલું બીજું કોઇ હેમના કુટુમ્બમાંથી વર્ત્યું નહિં હોય.

શરૂઆતમાં ગટલ્સ એક દલાલની ઑફીસમાં ચિઠ્ઠી ચપાટી લાવનાર છોકરા તરીકે કામ કરતો હતો. તે વખત તે ૧૧ વર્ષનો હતો. ચૌદ વર્ષની ઉમરે, ન્યુયૉર્કમાં આવેલા બ્લીકર અને ટોમ્પસન રસ્તાના નાકા આગળની ફ્રેન્ટીમ નામના માણસની પેરીમાં ગટલ્સ શરાફનું તથા હિસાબી કિતાબી કામ કરતો હતો. શરૂઆતમા તેને અઠવાડીએ પાંચ ડૉલર મળતા. શનિવાર શિવાયના દીવસોએ નિશાળના વખત પછી કામ કરતો અને શનિવારે આખો દિવસ કામ કરતો. તેનો પગાર ધીમે ધીમે વધ્યો. વેસ્ટ પૉઇન્ટ ની સ્કુલમાં ગયો તે વખતે અઠવાડીયે પંદર ડૉલર તેને મળતા હતા. જે ઉમરમાં બીજા છોકરાઓ રમતા ફરે છે તે ઉમરે ગટલ્સ નિશાળમાં જતો અને તે ઉપરાંત પોતાનું ગુજરાન ચલાવવા જેટલું કમાતો તે સમયમાં તેને ખરી મહેનત તે શી તેનો અનુભવ મળ્યો હતો. અને હલકી પદવીના માણસો કામદારોને કેટલું સખત કામ કરવું પડે છે તે તેને જણાયું અને તે જ્ઞાન પનામાનું કામ ચલાવવામાં તેને ઘણું ઉપયોગી થયું છે.

ચૌદ વર્ષની ઉમરે "સીટી ઑફ ન્યુ યૉર્ક" ની કૉલેજમાં તે દાખલ થયો તે વખતે તે સંસ્થાનો પ્રમુખ, ગ્રેટીસ બર્ગની લઢાઇમાં પીકેટસના હુમલા સામે બાહદુરીથી લઢનાર ટુકડીની સરદારી જેના હાથમાં હતી અને યુનાઇટેડ સ્ટેટસની કૉન્ગ્રેસ તરફથી 'માનાર્થ-ચાંદ' જેને અપાયો હતો તે પ્રખ્યાત સૈનિક જનરલ એલેક્ઝેન્ડર એસ. વેબ હતો. તે શરીરે મજબુત બાંધાનો હતો અને પોતાના જુના વિચાર પ્રમાણે પોતાના માણસોને કહેતો કે "માણસ ધારે છે તે કરી શકે છે ફક્ત જુઠું ન બોલવું એટલું સંભાળવું જોઈએ." મૂળ તે સંસ્થા સ્થપાઇ ત્યારે "ફ્રીએકેડમી" ના નામથી ચાલુ થઇ હતી. તે એકેડમીમાં શીખવાતા સાયન્સમાં, પ્રાચીન તેમજ અર્વાચિન ભાષાઓના શિક્ષણમાં, માનસિક સુધારણા તરફ ખાસ ધ્યાન આપવામાં આવતું. બાર્ટલેટની "મીકેનીક્સ" (યંત્ર વિદ્યાનું શાસ્ત્ર) એકુસટીકસ (શ્રવણશાસ્ત્ર) તથા ઓપટીક્સ (દર્શનશાસ્ત્ર) જેવા ગહન વિષયનો વેસ્ટ પૉઇન્ટની શાળામાં વપરાતી ચોપડીયો પણ અહિં વપરાતી અને વેસ્ટ પૉઇન્ટગી શિક્ષકો કોઇવાર ભાષણ આપવા આવતા હતા.

આ વખતે ગટલ્સ ઉંચો, પાતળો, અને નમ્ર તથા વિનયી યુવક હતો. તેની આંખો માંજરી હતી અને વાળ પીળાશ પડતા હતા, એમ બારચર્ડના વર્ણન ઉપરથી જણાય છે. પોતાના ગુજરાનને માટે બીજે કમાવા જતો હોવાથી કૉલેજના બીજા વિદ્યાર્થીઓમાંથી બહુ જણા તેને ઓળખતા નહોતા પણ "ક્લીઓનીયા" નામની સાહિત્ય સભા, તથા "ડેલ્ટા ઉપસીલોન" નામની ભાતૃભાવોત્તેજ મંડળીના સભાસદ તરીકે ગટલ્સનું નામ જણાયું હતું.

ગટલ્સને દાકતર થવાની મરજી હતી, તેનો દાદો પણ ડાકતર હતો, અને ગટલ્સ કુટુમ્બમાંથી એકે તો તે લાઇનમાં જવુંજ એવું અસલથી

ચાલ્યું આવ્યું હતું. તેથી કોલમ્બીયા કૉલેજમાંથી તે મેટ્રીકની પરિક્ષા આપી પાસ થયો, પણ પ્હેલા કરેલાં સખત કામથી તેની તબીયત લથડી ગઇ, તે દુબળો થતો ગયો અને વાંકો વળવા માંડયો તેથી તેણે તે લાઇન છોડી દીધી. પછી સીટી કૉલેજમાં જણાતી વેસ્ટ પૉઇન્ડ કૉલેજની અસર તેનામાં જણાવા લાગી અને તેને નૌકાસૈન્ય અથવા ભૂ સૈન્યમાં દાખલ થવાની મરજી થઇ પણ નૌકાસૈન્યમાં દાખલ થઇ શકે તેટલી લાગવગ તેને નહોતી; તેથી તેણે જનરલ ગ્રાન્ટ લશ્કરી એકેડમીના પ્રમુખ—ને કાગળ લખ્યો પણ તેનો કાંઇ જવાબ આવ્યો નહિં, તે છતાં નિરાશ ન થઇ ન્યુયૉર્ક સ્ટેટના રાજદ્વારી પુરૂષ " સનસેટ " કોકસને કાગળ લખ્યો. કોકસે પહેલાં વેસ્ટ પૉઇન્ટની કૉલેજમાં કેટલાક છોકરાઓને દાખલ કરાવ્યા હતા પણ તેમનાથી અસંતુષ્ટ હતો. તે છતાં ફરી અજમાવી જોવાને, ગટલ્સને ૧૮૭૯ ના એપ્રીલની ૧૨ મી તારીખે, લશકરી એકેડમીમાં દાખલ કરાવ્યો. આ વખતે ગટલ્સની ઉમર ૧૮ વર્ષની હતી.

ગટલ્સ જે જે શાળાઓ, કૉલેજોમાં શીખ્યો હતો તેમાં માનસિક સુધારણા ઉપર ઘણીજ સખતાઇ રાખવામાં આવતી હતી. "વેસ્ટ પૉઇન્ટ " માં ગટલ્સને બે મુખ્ય ફાયદા થયા. અંગ કસરતથી તેની તબીયત સુધરી ગઇ અને માનસીક સુધારણાનું શિક્ષણ તેને મળ્યું.

પનામાની નહેરના કામ ઉપર લશ્કરી ઇજનેરોનું ઘણુંજ સરસ કામ તથા કંઇ પણ ડોળ કર્યા વગર એક સરખી રીતે કરાતું કામ જોઇ વેસ્ટ પૉઇન્ટની કૉલેજમાં શું ખાસ છે તે જોવાનું મને મન થયું. તેથી હું વેસ્ટ પૉઇન્ટની કૉલેજ જોવા ગયો. ત્યાં ઇજનેરના ખાતાના મુખ્ય અમલદાર કર્નલ ફીએજરે મને બધી પદ્ધતિ સમજાવી. પ્રજાને ઉપયોગી થવાય તેવી રીતની માનસિક, શારિરીક સુધારણા એ મુખ્ય બાબત ગણાય છે. કોઇને પણ તેને સોંપેલું કામ મુલતવી રાખવા દેવામાં આવતું નથી, દરરોજ નિયમસર કામ કરવાનું હોય છે. જો કોઇથી તેમ નથી થઇ શકતું તો તેને કૉલેજ છોડી દેવી પડે છે. કૌટુમ્બિક, રાજદ્વારી, અથવા તો પૈસાને લીધેની જુદી જુદી સ્થિતીઓવાળા વિદ્યાર્થીઓ હોય તો પણ ત્યાં તો બધાને સરખી રીતે રાખવામાં આવે છે. ફક્ત તેના અભ્યાસ ઉપરથી તેની તુલના કરવામાં આવે છે. જવાબદારી લેવાની બાબતમાં પણ શિક્ષણ અપાય છે. વેસ્ટ પૉઇન્ટમાં સત્ય બોલવાની ટેવ ઉપર પણ ખાસ ધ્યાન અપાય છે. લશકરી નોકરીમાં જુઠું બોલનારને સખત સજા થાય છે. જુઠું બોલનાર એ ગૃહસ્થ ન કહેવાય એટલુંજ નહિં પણ તે સૈનિક તરીકે તદન નકામો ગણાય છે. વેસ્ટ પૉઇન્ટમાં અપાતું શિક્ષણ બહુ વિશાળ નથી પણ જેટલું છે તેટલું ઘણું ચોકસ છે.

અપુર્ણ.

---

## SERVICE & ITS SOCIAL STATUS.

## નોકરી અને તેની યોગ્યતા.

( લખનાર એચ. બી. ભગત. )

અનુસંધાન પાને ૧૪૯ થી.

શ્રીમદ્ ભગવતગીતામાં પણ દેવરૂપ શ્રી કૃષ્ણ ભગવાને શ્રી મુખે, ભકતરૂપ અર્જુન પ્રત્યે કહ્યું છે કે " ભકત, એ અમારૂ સ્વરૂપ છે, હું તેનાથી જુદો નથી, તેના સુખે હું સુખી છું, તેના દુઃખે હું દુઃખી છું, અને વધુમાં કહે છે કે તે સુતો હોય ( તેની અસાવધતા સમયે ) ત્યારે હું તેનું રક્ષણ કરવા જાગું છું " આ એક ઇશ્વર ( સ્વામી ) નો પોતાના ભકત ( દાસ–નોકર ) શિષ્ય માટે કેટલો સદ્દભાવ ! એ મહાત્માનાં વાક્ય અને કૃત્તિ, એજ આપણને ઉપદેશ અને અનુકરણ કરવા યોગ્ય મહામંત્ર છે, એજ મંત્ર સાધ્ય કરવાથી—તે મુજબ વર્તન

કર્યાથી આપણે ઇચ્છીત વસ્તુ પ્રાપ્ત કરી, મોક્ષ ધામ,—સુખી શાંત જીંદગી પ્રાપ્ત કરી શકીએ છીએ આવા મહાન ઉપદેશ, આપણા પ્રાચીન ધર્મશાસ્ત્રોના પુસ્તકોમાથી દરેક લીટીએ લીટીએ અને બોલે બોલ ઉપરથી બોધ મળી આવે છે, એ મનન કરવા યોગ્ય છે, તે મુજબ વર્તન કરવાની જરૂર છે, એ વ્યવહારમા મુકવાની અગત્ય છે અને જયારે તે પ્રમાણે આ પણે કરી શકીશુ ત્યારેજ આપણે આપણી મનુષ્ય જાતીને—મનુષ્ય અવતારને સફળ કર્યો માની શકીશુ જયા આ નિયમોનુ પરિપાલન થતું હશે ત્યાજ સર્વ સમૃધિ—સુખી સંજોગ મળેલા જોઇ શકીશુ અને જયા આ નિયમોથી ઉલટુ વલણ જણાતુ હશે ત્યા સદાય અસંતોષ-ભય-અને મુશ્કેલીયોજ નજરે પડયા સીવાય રહેશે નહીં

પશ્ચિમના દેશોમા તથા તેમના ધોરણે ચાલતી આ દેશોની ઉપર વર્ણવેલી સંસ્થાઓ, તેમના નોકરોને પોતા સરખા બનાવવા કેળવે છે, સ્વમાન, એટલે પોતાની પ્રતિષ્ટા-માન-દર જ્જો શુ છે તે સમજાવે છે, અને પછી તેજ નોકર તે રીતી અમલમા મુકી પોતાના માલીકની કીર્તિ વધારે છે આ પ્રકારની અગત્યની ખાસી વાળી વ્યકિત જો આપણે હાલના જમાનામા જોઇશુ તો દીલગીરી સાથે કહી શકાશે કે તેવી વ્યકિતમા આપણા દેશી વેપારીના નોકરો છે આ વર્ગ સ્વમાન-પોતાનુ હિત સમજવામા પણ પછાત છે, તેમની આર્થિક સ્થીતિ અનુકુળ નથી, તેમને તેવી ઉપયોગી ઉચ્ચ સ્થીતિમા મુકવાની ફરજ તેમના માલેકો-વેપારીઓની છે જ્યા વ્યાપારી મંડળો છે ત્યા આવી જાતની યોજના સહેલાઇથી મુકી શકાય છે પ્રથમ નોકરની વ્યવહારિક સ્થીતિ સુધારવા તરફ નજર એ ચાર્વી જોઇએ તેને કઇ વસ્તુની જરૂરીયાત છે તે જાણી લઇ, તે વસ્તુની સગવડ કરી આપવી જોઇએ એવી વસ્તુઓ અને જરૂરીઆતો આજના જમાનામા નીચેની યોજનાથી પુરી પડી શકે તેમ છે.

૧ તેમના રહેઠાણ સ્વચ્છ, ખુલી હવાવાળા, અને વ્યાજબી ઓછા દરના ભાડાવાળા હોવા જોઇએ

૨ તેઓની તથા તેમના બાળકોની વિદ્યાની કેળવણી મેળવી આપવામા સહાયતા આપવી જોઇએ, તેની સાથે નીતિ અને ધંધાને લગતી કેળવણીની પણ ગોઠવણ થવી જોઇએ

૩ તેમનો માસીક પગાર ઓછામા ઓછો કુટુંબ ખરચને પહોચી શકે તેટલી હદ સુધીનો હોવો જોઇએ

૪ તેમની નોકરીનો સમય તંદુરસ્તી સચવાય તેવી સગવડવાળો તથા નોકરીના વખત દરમ્યાન આરાએસનો સમય પણ નીયમિત હોવો જોઇએ

૫ તે પોતાનુ કામકાજ બજાવતો હોય ત્યારે તેનાપર હદ ઉપરાંત ઠપકો કે ટોકણીનો ભય તેજ પળે ન હોવો જોઇએ

૬ તે નીતિ રીતિમા આગળ વધી શકે, તેમ તેની બુદ્ધીનો વિકાસ થવા માટે લાઇબ્રેરીનુ વાચન, રાત્રી શાળાઓની ગોઠવણ વીગેરે લાભ સહેલાઇથી મેળવી શકે તેવી ગોઠવણ થવી જોઇએ

૭ તેમની ભવિષ્યની જીંદગીના લાભ માટે વીમો, પ્રોવીડંડ ફંડ, પેનશન ફંડ, વીગેરે "કંપલસરી સેવીંગ" રખાવવામા મદદરૂપ થવા સહાયકારી મંડળીની સીસ્ટમ મુજબ ગોઠવણ થવી જોઇએ

૮ પોતાની નોકરી બજાવવા સાથે જનસમાજને પણ ઉપયોગી થઇ શકે, તેવી રીતે તેના વીચારો કેળવી ઉત્તેજન આપવુ જોઇએ

આવી આવી અનેક રીતે નોકર વર્ગના ભલા માટે સહાયતા આપવી જોઇએ અને ત્યારેજ તે સઘળી યોજનાના ફળરૂપ ઉપયોગી સારા વિશ્વાસ મેલવા યોગ્ય નોકરો મેળવી શકાશે

આ લેખ ઉપર દેશી વેપારીઓમાના કોઇ દેશભકત, આ બાબતની સુચના પોતાના વ્યાપારી મંડળોમા ઉપસ્થિત કરી શરૂઆત

માટે પ્રયત્ન કરે, તો નાના મોટા દરેક ખાતાએ ૧ાટે 'દેશી નોકરો, મેનેજરો લાયકાતવાળા નથી, બીન અનુભવી, સ્વાર્થી છે" વીગેરે જે આક્ષેપો જાહેરમા મુકાતા જોઇએ છીએ તે મારા ધારવા પ્રમાણે આવી યોજનાથી દુર થઇ, દેશી નોકરો યોગ્યતાવાળા થશે અને પોતાના માલીકને તેમજ આખા દેશને ઉપયોગી થઇ કીર્તિ વધારશે એમા શક નથી

આ મારા અગત વીચારો વેપારી આલમની સેવામા રજુ કરૂ છુ અને જો તે ઉપર એકાદ વ્યકતિ પણ પોતાની સસ્થામા શરૂઆત કરી બતાવશે તો આ મારો પ્રયાસ (શ્રમ) સફળ થયો માનીશ ઈશ્વર સૌને સદ્બુદ્ધિપ્રરો એ મારી અંતીમ પ્રાથના છે

મુળજી જેઠા મ રકી<br>સ્ટેશનગલી શેઠ રાઘવજી ઇબજીની દુકાને<br>મુબઇ તા ૮<br>એપ્રીલ સ ૧૯૧૪

લી સેવક,<br>હરખલાલ ભગવાનજી ભગત

---

## COMMERCIAL NLWS

## વેપારી ખબરો.

ધી ઇન્ડીયન ટ્રેઇડ જરનલ પોતાના ૧૬ એપ્રીલ ૧૯૧૪ ના અકમા જણાવે છે કે ૧૯૧૨ના ધી ઈન્ડીયન લાઇફ એશ્યુરન્સ કપનીઝ એકટની ૪૧ મી કલમ મુજબ પોતાને મળેલી સતાને આધારે, નામદાર ગવરનર જનરલ ઇન કાઉન્સીલે, લડનની ધી સન લાઇફ એશ્યુરન્સ સોસાએટીને તે કપની હિદુસ્તાનમા વધારે નવો ધધો ન કરે એ શરતે ઉપર જણાવેલ કાયદા નીચેની જબાબદારીમાથી મુકત કરેલ છે

---

ધી ઇન્ડીયન ટ્રેઇડ જરનલ જણાવે છે કે ધી ઇન્ડીયન રેલ્વે કૉનફરન્સ એસોસીએશનની આવતી બેઠક સીમલા ખાતે તા ૨૧ સપટેબરે શરૂ થશે આ બેઠકની કામની ટીપમા ૫૨ જુદા જુદા વિષયો છે તેમા રેલવે મારફત જતા ફળોને માટે ઠડા ભડાર અગર કોઠાર પુરા પાડવા બાબત અને દાણો લાવલઇજા કરવા માટે ગાડા વધારવાને બદલે Elevator Warehouses એલીવેટર વેરહાઉસીસ બનાવવા બાબત તથા રેલવેના નોકરોને ધધાને લગતી કેળવણી આપવા બાબત એ મુખ્ય વિષયો છે

---

ઇજીપ્તની બ્રીટીશ ચેમ્બર ઑફ કૉમર્સના જરનલના એપ્રીલ માસના અકમા જણાવવામા આવ્યુ છે કે તે મહિનામા કપાસીયાની લેવડ દેવડ સારી થઇ હતી ઇજીપ્તના કપાસીયા કરતા મુબઇના કપાસીયા વધારે સારા ગણાય છે ઇગ્લાડમા કપાસીયાના તેલનુ બજાર દઢ રહેલુ છે અને ભાવો આકરા છે કપાસીયાના ખોળ માટે માગણી ઓછી છે પણ તેનુ કારણ બીજો માલ મોંઘો છે

---

ટ્રાવણકોર સ્ટેટના ટેનમાલાઇ ગામમા એક દીવાસળી બનાવવાનુ કારખાનુ મોટા પાયા ઉપર હમણા ઉભુ કરવામા આવ્યુ છે

---

ન્યુયાર્કનુ એક ફાઈનેનશીયલ જરનલ જણાવે છે કે માનીટોબા, સીસકટ ચેવન અને આલબર્ટસ એ ત્રણ નાના પ્રાતોએ વીનીપેગને દુનીયાની ઘઉ નુ બજારમા એક મોગામા મોટુ બજાર બનાવી દીધુ છે ૧૯૦૪ ની સાલમા આ પ્રાતોમા ૫,૮૦,૦૦,૦૦૦ બુસલ્સ ઘઉ નીપજ્યા હતા પાચ વર્ષ પછી ૧૫ ૦૦,૦૦,૦૦૦ બુસલ્સ ઘઉ નીપજ્યા અને ૧૯૧૩ ની સાલમા ૨૦,૦૦,૦૦,૦૦૦, બુસલ્સ જેટલી ઉપજ થઇ આ રીતે વધતુ ચાલે તો કેનેડા ત્રાન્સને અને હિદુસ્તાનને ટક્કર મારે અને દુનિયાના ઘઉ પેદા કરનાર મુલકોમા ત્રીજે નબરે ગણાય

---

ટૉરન્ટો ખાતેનો ધી ઇમ્પીરીયલ ટ્રેઇડ કૉરેસપૉન્ડન્ટ મી એક કબલ્યુ ફીલ્ડ રીપોર્ટ કરે છે કે કેનેડીયન માઇનીંગ જરનલમા એક લેખ પ્રસિદ્ધ કરવામા આવ્યો છે તેપરથી જણાય

છે કે લોઢાંની કાચી ધાતુને વીજળીક બળથી પીગાળવા બાબત જે તપાસો યુરોપમાં થતી હતી અને જે તપાસ કેનેડાની સરકારે ૧૯૦૬ માં કરાવી હતી તેનું પરિણામ ઘણું અગત્યનું આવ્યું છે અને ટોરોન્ટોની એક કંપનીએ કેનેડાનું મેગનેટાઇટ લોઢાંની કાચી ધાતુ પીગળાવવા માટે વીજળીની એક જાતની ભઠ્ઠી બનાવેલી છે. જે ધાતુ મળે છે તે ઘણી મજબુત અને પ્રવાહી મળે છે અને જ્યારે તેનો ઢાળા નાખવામાં ઉપયોગ કરવામાં આવે છે ત્યારે તેમાંથી સપાટી ઘણી ચોખી ઉઠે છે.

---

માઇસોર ઇકોનોમીક કોન્ફરન્સની પાંચમી બેઠક તે સ્ટેટના દીવાન મી૦ વીસ્વેસરીઆનાં પ્રમુખપણાં નીચે તા૦ ૫ જુન ૧૯૧૪ ના રોજ મળી હતી.

---

યુનાઇટેડ કીંગડમની વેપારી ચેમ્બરોની એસોસીએશનની આ વરસની મીટીંગ ગ્લાસગો ખાતે તા૦ ૪, ૫, ૬ અને ૭ ઑગષ્ટ ૧૯૧૪ ના દીવસોનાં મળશે.

---

કરાંચીના ઑનરેબલ મી૦ ડી૦ પી૦ વેબ "સીવીલ અને મીલટરી ગેઝેટ" ને લખતાં જણાવે છે કે સીમેંટને લગતો પંજાબની સરકારનો ઇજારો તે વેપારની ઉપર કાયદેસર નહી તો પણ ખરૂં જોતાં દબાણ તરીકે ગણાય તેવો છે; અને તેના અભીપ્રાય પ્રમાણે નામદાર હીંદી વજીર તરફથી તે રદ કરાવવો જોઇએ.

---

વેપાર ઉદ્યોગ ખાતાંનો એક ડીરેક્ટર નિમીને તે ખાતું ઉઘાડવાનો એક હુકમ મદ્રાસ સરકારે બાહેર પાડયો છે. હાલના હુન્નર ઉદ્યોગને લગતી વીગત મેળવવા તથા તેમાં સુધારો કરવાનો સંભવ છે કે નહી તે તપાસવાનું કામ અખતરાઓ કરી જોઇ અને કારખાનાવાળાઓને તેનાં પરીણામો જણાવવાં; વીદ્યાર્થીઓની કેળવણી ઉપર દેખરેખ રાખી અને ઉદ્યોગને લગતી બાબતમાં કાયદાની જરૂર બાબે સરકારને સલાહ આપવાનું કામ તે ખાતાંને સોપવામાં આવશે. વેપાર ઉદ્યોગ ખાતું હસ્તીમાં આવતાંની સાથે પંપીંગ અને બોરીંગ ડીપાર્ટમેંટ અને બ્યુરો ઓફ ઇન્ડસ્ટ્રીઅલ ઇનફરમેશનનું ખાતું હસ્તિ ધરાવતું બંધ પડશે.

---

"ઇનડીઅન ટ્રેઇડ જરનલ" ના તા૦ ૨૮ મી મેના અંકમાં નીચલી હકીકત પ્રગટ કરવામાં આવી છે. કોલસા ની ખાણોમાં અકસ્માતીક આગ લાગતી અટકાવવાના ઉપાય તરીકે નવી શોધ કરવામાં આવી છે. સર થોમસ અને મી૦ હરમન બેગલરે કરેલા અખતરાઓનાં પરીણામ એપ્રીલની ૧૦ મી તારીખના "આયર્ન અને કોલટ્રેઇડ રીવ્યુ" માં પ્રગટ કરવામાં આવ્યાં છે. અખતરા કરનારાઓએ ખુલ્લી રીતે આ બીના જણાવી આપી છે કે જથાબંધ કોલસા અથવા કોલસાની ભુકીમાંથી ગેસ બહાર જઇ શકે છે અને સાબીત થઈ ચુકયું છે કે કોલસામાંથી ગેસ દીવસે બહાર નીકળે છે અને રાત્રે કોલસામાં તે દાખલ થાય છે. મી૦ બેલગરે નકશો દોર્યો છે જેમાં જણાવ્યું કે કોલસાની ભુકીના નમુનામાં તેના કરતાં ૧૯-૮ ગણો ઓકસીજન ભરેલો છે અને આ પ્રમાણે તેમાં ગેસ ઘણી હોવાથી તેમાંથી સહેજ કારણ મળતાં તેમાં અકસ્માતીક ધડાકો થાય છે અને હવાનાં દબાણ અને ગરમી રહે છે. અખતરાઓ ઉપરથી વધુ સાબીત થયું છે કે પાણી છાંટવાથી આ આગ ઉપર ઘણો કાબુ આવી શકતો નથી. આ બનાવ અટકાવવા માટેની શોધખોળ કરતાં કેલસીયમ કલોરાઇડના કોલોડીઅલ રૂપની શોધ હાથ લાગી છે મી૦ બેલગરે શોધી કહાડયું છે કે જાનવરની ચરબીનો નાનો જથો તેમાં ઉમેરવાથી એક નવી જાતનો રસાયણીક પદાર્થ થાય છે.

---

બ્રીટીશ હિંદુસ્તાનમાં ૧૯૧૩ ની સાલમાં કુલે ૧,૫૪,૮૯,૩૧૮ ટન્સ જેટલી કોલસાની ઉત્પન્ન થઇ હતી તેમાં બંગાળામાંથી ૪૬,૪૯,૮૫૨ ટન્સ, બીહાર અને ઓરીસામાંથી ૧,૦૨,૨૬,૩૮૯ ટન્સ, પંજાબમાંથી ૫૧,૦૪૭ટન્સ, અસામમાંથી ૨,૭૦,૩૬૪ ટન્સ, બલુચીસ્તાનમાંથી ૫૨,૯૩૨ ટન્સ, સેન્ટ્રલ પ્રોવીન્સીઝમાંથી૨,૫૫,૬૫૧ ટન્સ અને નોર્થ વેસ્ટર્ન પ્રોવીન્સીઝમાંથી ૯૦૧૮ટન્સ નીકળ્યા હતા.

---

બ્રોકન મોઝેક ટાઇલ્સની સારી ડીઝાઇનો કયાં જોવા મળશે ?

### "જામનગરનું મશહુર ઝવાહીર અથવા નયનામૃત."

## શુધ્ધ સાચા મોતીના સુરમો.

આ સુરમાઓ હમારે ત્યાં વંશપરમપરાથી બનતા આવેલા છે. તે એવા તો સરસ છે કે તે આંજવાથી આંખોના તમામ દુઇ અને ભયંકર દરદોનો જડમુળથી નાશ થાય છે. શૉર્ટ સાઇટ, ચીપળાનું વળવું, પાણીનું ઝરવું, છારીનું આવવું, આંખોનું વખતો વખત ઉઠવું, આંખોમાં બળતરા થવી, ફુલું, મોતીઆ, આંખોનું હમેશાં રાતું રહેવું, રાતનું ઠમતી દેખાવું વિગેરે તમામ જાતનાં દુઇ રોગોને માટે હમારા સુરમાઓ અકસીર છે. વિશેષ આ સુરમાઓ આંજવાથી ચશ્માવાળાઓને ચશ્માની જરૂર રહેતી નથી. આ સુરમાઓ ખાસ કરી રાત્રીના ઉજાગરા કરનારા મહેતાજીઓ, કારીગરો તથા વિદ્યાર્થી માટે અમૃત સમાન છે. તેની વિશેષ તારીફ નહિ કરતાં એક વખત વાપરી ખાત્રી કરવા મજબુત ભલામણ કરવામાં આવે છે. આ સુરમાના ઉત્તમપણા માટે અમોને મોટા બાહોશ ડાકટરો તથા રાજાઓ તરફથી સર્ટીફીકિટ મળેલાં છે. હમારા સુરમાઓ આજ લગભગ ૬૦ વરસ થયાં ચાલુ છે. તેના ભાવ નીચે મુજબ છે. સુરમો નં. ૧ ના રૂા ૪-નં. ૨ ના રૂા. ૨-નં. ૩ ના રૂા. ૧ ના તોલા લેખે. હમારા ગ્રાહકોની સગવડતા જાળવવા માટે અમોએ મુંબઇમાં બ્રાંચ ખોલેલી છે માટે મહેરબાન ગ્રાહકોએ ત્યાંથી મંગાવવા મહેરબાની કરવી.

તે સિવાય હમારે ત્યાં તમામ જાતનાં ઉમદામાં ઉમદાં અત્તરો, સેન્ટ, સાબુઓ, અગરબતીઓ, મુરબ્બાઓ, પેટંટ દવાઓ અને જામનગરની સુપ્રસિદ્ધ વસ્તુઓ જવી કે સુડીયો, કંકુઓ તથા બત્રીશું જથાબંધ તેમજ છુટક કીફાયત ભાવે મળશે.

| બ્રાચ ઓફીસ | હેડ ઓફીસ |
|---|---|
| એ. એલ. અત્તરવાળા એન્ડ બ્રધર્સ, ભુલેશ્વર—મુંબઇ. | લુકમાનજી ઈસમાલજી અત્તરવાળા, પુલબજાર—જામનગર. |




## ડોંગરેનું બાલામૃત.

હાલ બજારમાં હલકા તથા નકલી બાલામૃતો ઘણા નીકળી પડયાં છે, ને વેપારીઓને તે હલકા માલ ઉપર કમીશન વધારે મલે છે, તેથી અમારૂં બાલામૃત માગનારને પણ વેપારી વધારે કમીશન મળવાની આશાથી હલકું બાલામૃત આપીને આ ડોંગરેના બાલામૃત જેટલુંજ ગુણકારી છે એમ કહે છે તો ! જેને અમારૂંજ બાલામૃત જોઇતું હોય તેણે તે ડોંગરેનુંજ છે એવી ખાત્રી કરીને લેવું.

એક શીશીની કીં.—૧૨ આના.

ટપાલ ખરચ ૪ આના.

**કે. ટી. ડોંગરેની કં.,**
ગીરગામ-મુંબઇ.



### ગ્રામોફોન, હારમોન્યમ, સીનેમેટોગ્રાફ.

ગ્રામોફોન મુંબઇમાં પેહલ વેહલાં મંગાવનાર અમે હોવાથી એ બાબેનો અમારો અનુભવ સરવેથી લાંબો છે. અને વળી અમારે ત્યાં ગ્રામોફોન તથા તેનાં ગાયનો આખી મુંબઇમાં સર્વેથી મોટા જથ્થામાં તૈયાર રહે છે. કીંમત રૂા. ૧૫ થી રૂા. ૨૫૦.

હારમોન્યમો-અમારાં પોતાનાં તથા પેરીસનાં ફ્રેંચ-રલનાં બનાવેલાં, અને હારમોન્યમ બનાવવાને લગનો સર્વે સામાન અમે ઘણોજ કીફાયતે વેચીએ છીએ.

ગ્રામોફોન તથા હારમોન્યમ ગમે તેવાં બગડી ગયાં હોય તોપણ સમારીને નવાં જેવાં કરી આપીએ છીએ.

જેમ્સ કું૦. કાલબાદેવી રોડ—મુંબઈ.

# કાપડ બજારની આગમાં કોણની તીજોરીઓ બળી ગઇ.

લખમીદાસ ખીમજીની કાપડ મારકેટમા આગ થઇ તે વખતે નીચે જણાવેલી દુકાનોમા ગોદરેજની સાત તીજોરીઓ હતી અને એકએકમા મોતીના દાગીના ચલણી નોટો, ખત પતરો વગેરે તદન સલામત રહ્યુ હતુ:—

૧ શેઠ વલભદાસ ડોસાની તીજોરીમા રૂ ૪૦૦૦૦ ના હીરા મોતીના દાગીના અને કાગળો હતા
૨ શેઠ ભીમજી દવારકાદાસની તીજોરીમા રૂ ૨૦૦ ૦ના મોતીના દાગીના અને ચલણી નોટો હતી
૩ શેઠ મથુરાદાસ મોરારજીની તીજોરીમા મોતીના દાગીના અને કાગળો હતા
૪ શેઠ ચતુરભુજ કાલીદાસની તીજોરીમા રૂ ૩૦૦૦ ની નોટ અને ચોપડા હતા
૫ શેઠ વાડીલાલ લલ્લુચદની તીજોરીમા રૂ ૫૦૦૦ ના દાગીના અને ઓચરીઓ હતા
૬ શેઠ કેશવલાલ હાથીભાઇની તીજોરીમા થોડીક ચલણી નોટો અને ચોપડા હતા
૭ શેઠ વલભદાસ લખમીદાસની તીજોરીમા રૂ ૮૫૦૦ની નોટો, વીમાની પોલીસીઓ અને ચોપડા હતા

## આગ કાંઇ સઘળેજ ઠેકાણે સખત હતી નહી.

આગ પછી બીજે દહાડે જોવામા આવ્યુ હતુ કે તાપ દરેક જગ્યાએ એટલો સખત થયો હતો નહી કે જેથી તીજોરીની પરીક્ષા થઇ શકે ઉપર જણાવેલી ગોદરેજની સાત તીજોરીઓ માહેલી ફકત ત્રણ સખત આગમા સપડાઇ હતી જ્યારે બીજીઓને ઝાઝો તાપ લાગ્યો હતો નહી આગ થોડીજ જગ્યાઓમા સખત થઇ હતી અને ઘણેક ઠેકાણે તો કાપડ પણ બળ્યુ હતુ નહી

## આગ થઈ રહેવા પછી બીજું એ જોવામાં આવ્યું.

કે જ્યારે ગોદરેજની સઘળી તીજોરીઓ માહેલો અવેજ સખત તેમજ નરમ આગમા સલામત રહયો હતો ત્યારે બીજા દેશી અને વેલાયતી મેકરોની તીજોરીમા જ્યા આગ સખત હતી ત્યા સઘળુ બળી ગયુ હતુ યા બળવાની અણી ઉપર હતુ અને હજારોની ચલણી નોટનો કોલસો થઇ ગયો હતો અને જ્યા નરમ હતી ત્યાજ બચી ગયુ હતુ

આ વાતની ખાત્રી થવાથી કેટલાકોએ એ આગમાં પોતાની તીજોરી માંહેલી ચીજો બચી જવાની સરટીફીકેટો જો કે વેલાયતી અને બીજા ગામડી મેકરોને આપી છે તે છતા તેઓએજ આગ પછી નવી તીજોરીઓ ગોદરેજની ખરીદી છે

## ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીંગ કુંપની.

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ મુંબઇ

મુંબઈ ઈલાકાના ઘઉંના પાકની છેલ્લી યાદી હમણા બહાર પાડવામાં આવી છે તે પરથી જણાય છે કે આ વરસમાં વાવેતર નીચે મુજબ ક્ષેત્રફળમાં થયું છે.

| | બ્રીટીશ પ્રાંતોમાં | દેશી રાજ્યોમાં |
|---|---|---|
| | એકર. | એકર. |
| મુંબઇ ઇલાકામાં ... ... ... ... | ૧૦,૭૧,૩૦૦ | ૬,૯૦,૯૦૦ |
| સીંધ.... ... ... ... ... ... | ૪,૪૭,૧૫૦ | ૩૪,૧૦૦ |
| કુલ | ૧૫,૧૮,૪૫૦ | ૭,૨૫,૦૦૦ |
| ઉપજ નીચે મુજબ થવા વકી છે. | ટન્સ. | ટન્સ. |
| મુંબઇ ઇલાકામાં ... ... ... ... | ૨,૧૧,૧૦૦ | ૨,૨૪,૩૦૦ |
| સીંધ ... ... ... ... ... ... | ૧,૦૫,૧૦૦ | ૯૦,૧૦૦ |
| કુલ | ૩,૧૬,૨૦૦ | ૨,૩૩,૪૦૦ |

અળસી અને સરસવના પાકની છેલ્લી યાદી પરથી પણ જણાય છે કે મુંબઈ ઇલાકાકામાં અળસીનું વાવેતર બ્રીટીશ પ્રાંતો અને દેશી રાજ્યો મળી કુલ ૧,૩૯,૩૦૦ એકર ક્ષેત્રફળમાં થયું છે અને સરસવનું વાવેતર કુલ૩,૨૧,૩૦૦ એકર ક્ષેત્રફળમાં થયું છે. અળસીની ઉપજ ૧૧,૨૦૦ ટન્સ અને સરસવની પેદાશ ૨૭,૬૦૦ ટન્સ જેટલી થવા વકી રાખવામાં આવે છે.

**તાર સંબંધી અગત્યની શોધ**-કલકત્તાની સેન્ટ્રલ ટેલીગ્રાફ ઑફીસ ક્રીદપ્રીન્ટર સીસ્ટીમના અખતરાઓ કરવામાં આવે છે. ક્રીદપ્રીતરથી એક સંદેશો ઓપરેટરની મદદ વગર ચાલુ ટાઇપ થયા કરે છે અને તેથી કામ બહુ ઝડપથી થઇ શકે છે. હાલના મઉથી સરસ મશીનોની મદદથી મીનીટમાં ૨૫ બોલો ટાઈપ થાય છે જ્યારે નવી રૂઢીથી ૮૦ બોલો ટાઇપ થઈ શકે છે મુંબઈની અને રંગુનની તાર ઓફીસોમાં ક્રીદપ્રીન્ટરો રાખવામાં આવ્યા છે.

ન્યુ પોસ્ટ ખાતે ચરચ રોડ ઉપરના રહીશ મી૦ જ્યોર્જ કેસવેલે રેલવેના ડબાઓ માટે એક અજબ સેફટી લૉક (તાળું) શોધી કાઢ્યું છે અને મોટી બ્રીટીશ રેલવે કંપનીએ તે તાળાનો ઉપયોગ કરવાનું કબુલ પણ રાખ્યું છે. તે કંપનીએ તે તાળાંની કીંમત ૧૯૦૦૦ પાઉંડ આપેલા છે, તે તાળાંમાં કરામત એવી છે કે જ્યારે ત્રેન ઉપડે ત્યારે એનજીન ડ્રાઈવર પોતાના ડબાની અંદર પૈડું ફેરવે કે જેથી બધા ડબાઓ તરતજ એક સાથે બંધ થઇ જાય અને જ્યારે સ્ટેશન આવે ત્યારે ગાર્ડ પોતાના ડબાનું પૈડું ફેરવી દે કે તુરતજ બધા ડબાઓ તેની મેળે એકજ સાથે ઉઘડી પડે.

મુંબઇના કારખાનાંઓને લગતા કાનુનોમાં ચોકસ સુધારો કરવાને લગતું જાહેરનામું સરકારી ગેઝેટમાં પ્રગટ કરવામાં આવ્યું છે અને તે સામે કોઇને વાંધો હોય તો તે તા૦ ૧૫ મી સપ્ટેમ્બર ૧૯૧૪ સુધીમાં નામદાર સરકારના સામાન્ય ખાતાંના સેક્રેટરી ઉપર લખી મોકલવાને લાગતા વળગતાઓને જણાવવામાં આવ્યું છે. કારખાનાઓને લગતા કાનુનોમાંના ૨૮ મા કાનુન પછી નીચે પ્રમાણે કાનુન ઉમેરવામાં આવનાર છેઃ—

૨૮ (એ) ૧ કોઇપણ છોકરાને કાપડના કારખાનામાં ઇન્સપેકટર તરફથી બહાલ રાખવામાં આવનારી શીફ્ટસની રૂઢી શીવાયની બીજી કોઇ રૂઢી મુજબ દાખલ કરવામાં આવશે નહી (૨) ત્રણ કલાક કરતાં વધુ વખત માટે કોઇ પણ છોકરાને કાપડનાં કારખાનાઓમાં ચાલુ કામ માટે રોકવા દેવામાં આવશે નહી, (૩) કાપડના કારખાનાંમાં રોકવામાં આવેલાં દરેક છોકરાને કામ ઉપરથી છુટયા પછી ઓછામાં ઓછા ત્રણ કલાક સુધી બધા કામમાંથી છુટા કરવામાં આવશે.

ગયા ફેબ્રુવારી માસમાં બરોડા ખાતે મળેલી કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટીની કોનફરંસમાં નામદાર મહારાજા ગાયકવાડે જાહેર કર્યું હતું કે નવા ઉદ્યોગો જે સારી રીતે વધેલા હોય તેમને થોડા વ્યાજે નાણાં ધીરવા માટે રૂા. ૧૫ લાખની રકમ બહાર કહાડવામાં આવી છે આ બાબતના સંબંધમાં ત્યાર બાદ બહાર પડેલી આજ્ઞા પત્રીકામાં જાહેર કરવામાં આવ્યું છે કે ઉપર જણાવવા મુજબ નાણા ધીરવા માટના કાનુનો તૈયાર છે જે કૉમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રી ખાતાંના ડીરેકટરની ઓફીસમાંથી મળશે. સારી રીતે મચેલી કંપનીઓ જેઓ બીઝનેસ વધાર-

વાની ખાહેશ રાખતી હોય તેમને તેમજ નવી કંપનીઓને નાના વ્યાજે નાણા ઉછીના આપવામાં આવશે.

ઑડીટરોના સરટીફીકેટના સંબંધમાં ગઇ તા૦ ૧ લી એપ્રીલ ૧૯૧૪ ને દીને જે કાનુનો બહાર પાડવામાં આવ્યા હતા તેમાં ૧૧ મા કાનુનની નીચે નીચે પ્રમાણે કાનુન ઉમેરવામાં આવ્યો છે.

૧૧ એ—ઑડીટરોની કાઉન્સીલના સેક્રેટરીને નીચેના દર મુજબ ફી ભરવામાં આવે નહી ત્યાં સુધી ઑડીટરનુ સરટીફીકેટ મળશે નહી

(અ) પરમેનન્ટ અનરીસ્ટ્રીકટેડ સરટીફીકેટ...................... રૂ. ૧૦૦
(બ) પરમેનન્ટ રીસ્ટ્રીકટેડ સરટીફીકેટ ૭૫
(ક) પ્રોવીઝનલ અનરીસ્ટ્રીકટેડ સરટીફીકેટ ૫૦
(ડ) પ્રોવીઝનલ રીસ્ટ્રીકટેડ સરટીફીકેટ ૩૭॥

હિન્દમાં જ્યારે રેલ્વેનો મોટો ભાગ હિન્દી સરકારની માલીકીનો છે એટલે કે હિન્દની રેલ્વેઓ આડકતરી રીતે પ્રજાકીય રેલ્વેઓ છે, ત્યારે ઇંગ્લાંડમાં રેલ્વેની માલીકી કેટલીક ખાનગી કંપનીઓની છે, અને ઇંગ્લાંડમાં ઇંગ્રેજી રેલ્વેઓને પ્રજાકીય રેલ્વેઓ બનાવવાની માગણી થાય છે ! હિન્દમાં રેલ્વેઓની સ્થિતિ કેવી છે તે નીચેના આંકડા પરથી જણાશે.

| | | માઇલ |
|---|---|---|
| ૧. | રાજ્ય તરફથી સીધો વહીવટ ચલાવતી ... ... ... ... | ૭,૦૧૮,૭૬ |
| ૨ | રાજ્યની પણ વહીવટ કંપની હસ્તક ... ... ... ... | ૧૮,૧૦૬,૩૯ |
| ૩. | જામીનગીરીવાળી કંપનીઓ હસ્તક ... ... ... ... | ૩૨,૦૪ |
| ૪. | મદદ મેળવતી કંપનીઓ હસ્તક ... ... .. ... | ૧,૬૯૬,૬૬ |
| ૫ | દેશી રાજ્યોની પણ કંપની હસ્તક ... ... ... ... | ૨,૧૬૦,૫૬ |
| ૬. | દેશી રાજ્યોની અને સ્ટેટરેલ્વે એજંસી મારફત ... ... | ૨૫૭,૫૯ |
| | | માઇલ |
| ૭. | દેશી રાજ્યોને હસ્તક ... ... ... ... ... | ૧,૭૮૯,૬૪ |
| ૮. | પરદેશી રાજ્યો હસ્તક ... ... ... ... ... | ૭૩,૬૦ |
| ૯. | બ્રાંચ લાઇન કંપની વગેરે ... .. ... ... ... | ૨,૩૫૮,૫૦ |
| | માઇલ | ૩૩,૪૮૩૭૪ |

આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે હિન્દમાં રેલ્વેનો પોણો ભાગ બ્રીટીશ રાજ્યના હસ્તકમાં છે.

ગયા વર્ષના આંકડા જોતાં જણાય છે કે રાજ્યની માલેકીની રેલ્વેઓમાંથી સરકારને કુલ આવક રૂ. ૫૫,૦૯,૭૩.૦૮૦ ની થઇ અને ખર્ચ રૂા. ૨૮,૨૭,૦૭,૪૬૭ નો થયો એટલે નફો રૂા. ૨૬,૮૨,૬૫,૬૧૧ નો રહ્યો. એમાંથી થાપણું રૂા ૪,૭૬,૯૨,૫૦,૦૦૦ પરનું વ્યાજ રૂ. ૧૭,૧૯,૫૭,૯૭૪ નો બાદ કરતાં ચોખ્ખો નફો રૂ ૯,૬૩,૦૭,૬૩૯ નો થયો.

મુંબઇ, મદ્રાસ, બંગાળા અને સિંધમાંથી કેળવાયેલા અને વગર કેળવાયેલાં ચામડાં યુનાઇટેડ કીંગડમ ખાતે નીચે મુજબ આયાત થયાં હતાં.

| | કેળવાયેલા ચામડા | | | બીન કેળવાયેલા ચામડા. | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૦-૧૧ | ૧૯૧૧-૧૨ | ૧૯૧૨-૧૩ | ૧૯૧૦-૧૧ | ૧૯૧૧-૧૨ | ૧૯૧૩-૧૪ |
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા | રૂા. |
| મદ્રાસ | ૨,૭૯,૯૧,૦૯૮ | ૩,૨૦,૬૦,૪૪૫ | ૩,૧૮,૭૦,૩૯૬ | ૩,૪૦,૮૮૧ | ૨,૨૬,૪૦૦ | ૬,૫૫,૭૩૮ |
| મુંબઇ | ૬૫,૧૨,૨૪૩ | ૬૩,૭૩,૭૨૭ | ૭૫,૫૧.૫૯૨ | ૬,૪૯,૭૪૩ | ૯,૮૦,૩૦૦ | ૧૭,૩૦,૧૯૫ |
| બંગાળા | ૧૦,૩૦૦ | ૯,૦૦૦ | ૧૭,૭૭૦ | ૩૪,૫૭,૪૨૨ | ૨૫,૪૬,૮૧૮ | ૨૦,૮૭,૭૬૯ |
| સીંધ | ૬,૧૮,૩૨૫ | ૬,૪૩,૪૪૫ | ૪,૯૪,૧૫૦ | ૬,૦૮,૭૧૦ | ૭,૬૩,૩૯૭ | ૨૦,૭૬,૫૦૯ |

હિંદુસ્તાનથી જર્મની ચામડાં નીચે મુજબ નિકાશ કરવામા આવ્યા હતા.

| | ૧૯૧૧-૧૨ | ૧૯૧૨-૧૩ | ૧૯૧૩ ના એપ્રીલથી ડીસેંબર સુધી નવ માસમાં. |
|---|---|---|---|
| | રૂા. | રૂા. | રૂા. |
| કેળવાયેલાં ચાંમડાં | ૫,૬૦,૭૯૦ | ૫,૯૮,૫૪૫ | ૩,૦૭,૮૨૧ |
| બીન કેળવાયેલાં ચામડાં | ૨,૩૩,૬૦,૪૪૫ | ૨,૭૯,૫૮,૫૧૫ | ૧,૯૭,૩૬,૯૦૯ |

## સ્વીટ્ઝરલેન્ડની બેન્કોમાં ચાલતા ગોટાળા.

લંડન ટાઇમ્સને બરલીનથી ગઈ તા૦ ૧૨ મી જાનેવારીને દીને મળેલા તારના સંદેશામાં જણાવવામાં આવે છે કે દેખીતી રીતે સ્વીટઝરલેન્ડની નાણાં સંબંધી સ્થિતિ બીલકુલ સંતોષકારક હાલતમાં નથી. મહીનાઓ થયાં નાની સેવીંગસ બેંક અને એવાંજ બીજા ખાતાં ડીરેકટરો અને મેનેજરોના ગોટાળા અને નાણાં ઉચાપત કરવાને સબબે એક પછી એક નીષ્ફળ નીવડયાં છે. લોગારનો અને લુગાનોમાં સ્થાપવામાં આવેલી ક્રેડીટો ટીસીનીઝે હાલમાં પોતાના દરવાજા બંધ કીધા છે. શેરની થાપણ જે ૩૦૦૦૦૦૦ ફ્રેંક (૧૨૦૦૦૦ પાઉંડ) છે તે ગુમાવી દેવામાં આવી છે અને ૩૪,૦૦,૦૦૦ ફ્રેંકની અનામત મેળવવામાં આવેલી રકમનો પતો નથી. રીઝર્વ ફંડ ૩૦૦૦૦૦ પાઉંડનું હતું. આ બેંક ૧૮૯૦ માં સ્થાપવામાં આવી હતી અને કેટલાંક વરસ સુધી તેણે સાડા પાંચ ટકાની વહેંચણી આપી ક્રેડીટો ટીસીનીઝે મદદ માટે સ્વીસ બેંક વેરેન પાસે મદદ માંગી પણ તે તેને આપવામાં આવી નહી.

ફ્યુએર હેન્ડેલ એંડ ઇન્ડસ્ટ્રી ઓફ ઝુગ બેંકના ઓડીટરો તરફથી શોભા નહીં લાગે એવા ભેદ બાહેર પાડવાની ખબર મળી છે. શનીવારે મળેલી અસાધારણ સભા મધે એવું જણાવવામાં આવ્યું હતું કે ડીરેકટરોની બોર્ડના ફારેગ થતા પ્રમુખે કામદારોને બેંકના પૈસાથી નાટકશાળાની સીઝન ટીકીટો આપી હતી અને બેંકના પૈસામાંથી ૩,૦૦,૦૦૦ ફ્રેંક ડર ઇકોનોમોસ્ટ નામનાં જરમન પત્રમાં રોકયાં હતા. નાણાંને લગતા વિષયો ઉપર એક લખનારનું કરજ પગાર કર્યું હતું. ચોપડાઓ અજાયબ જેવી રીતે ખોટા બનાવવામાં આવ્યા હતા.

દેખીતી રીતે સ્વીટઝરલેન્ડમાં ઘણીએક ખાનગી બેંકો એવી છે કે જેમની ઉપર કાંઇ કાબુ નથી.

## THE GRAIN MERCHANTS' ASSOCIATION SECTION.

## દાણાના વેપારીઓની મંડળીનો વિભાગ.

**REFUND OF TOWN DUTIES**
**ટાઉન ડ્યુટી પાછી મેળવવા બાબત.**

આ બાબતમાં દાણાના વેપારીઓની મંડળી તરફથી મ્યુનીસીપલ કોરપોરેશનને તા૦ ૮ મે ૧૯૧૪ ના રોજ એક પત્ર લખી દરિયાઈ માર્ગે નિકાશ થતા દાણા ઉપર અને રેલવે અને પગ રસ્તે નિકાશ થતા દાણા ઉપર લેવાતી ટાઉન ડ્યુટી પાછી આપવાના ધોરણમાં જે તફાવત છે તે તરફ કોરપોરેશનનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. તે કાગળમાં જણાવવામાં આવ્યું હતું કે રેલ રસ્તે અને પગ રસ્તે નિકાશ થતા માલ માટે જે શખત ધોરણ રાખવામાં આવ્યું છે તેથી વેપારીઓને અને બહાર ગામના ખરીદનારાઓને ઘણી હાડમારી ભોગવવી પડે છે અને વેપારનાં છુટાપણાંની રાજનિતિને તે તે ઉંધી વાળે છે. અમારી કમિટિને એમ લાગે છે કે દરિયાઇ રસ્તે નિકાશ થતા માલ પરની જકાત પાછી આપવા માટેના સરળ ધોરણથી પરદેશ ખાતે માલ ચડાવનાર વેપારીઓને અને પરદેશના તે માલ વાપરતા લોકોનેજ ફાયદો થાય છે, જ્યારે રેલ અને પગ રસ્તે જતા માલ પર જકાત પાછી આપવાનું ધોરણ સખ્ત રાખવાથી જે લોકોએ તે માલ ઉત્પન્ન કર્યો હોય અને જે લોકોને પોતાના ભાગમાં તે માલની તંગીને લઇ તે માલ પાછો મંગાવવો પડે તે લોકોને ભારે સહન કરવું પડે છે અને તે રૂઢી દેશના અંદરના વેપાર પર અંકુશ સમાન છે.

લોટને પણ જે ચીજોમાંથી તે બને છે તેનાં કરતાં જુદી રીતેજ ગણવામાં આવે છે અને તેને માટે મુળ ચીજ છ મહીનાની અંદરજ આયાત થઈ હતી તેવું જાહેરનામું કરવાની પણ જરૂર નથી.

સદરહુ નિયમો ઉપરથી ચોખ્ખું જણાઈ આવે છે કે તે હિંદુસ્તાનની બહાર માલ નિકાશ કરનારાઓ માટે તે નિયમો ઘણા ફાયદાકારક છે એટલે કે તે નિયમો જે દેશમાં તે માલ બન્યો હોય ત્યાંના વતનીઓના કરતાં બીજાનાંજ હિત સાચવનારા છે અને વેપારની છુટની રાજનિતિ વિરૂદ્ધના છે.

અમારી કમિટી દરિયા રસ્તે જતા માલને માટે જે ધોરણ પ્રચલિત છે તેજ ધોરણ રેલવે અને ગાડાં રસ્તે જતા માલને પણ લાગુ કરવા કોરપોરેશનને વિનંતિ કરે છે.

મ્યુનીસીપાલીટીના સેક્રેટરી તરફથી ઉપરના પત્રનાં સ્વીકાર કરનાર એક ૯૪૮ નંબરનો તા. ૧૪ મે ૧૯૧૪ નો પત્ર આવ્યો છે તેમાં જણાવવામાં આવ્યું છે કે ઉપરનો પત્ર યોગ્ય વખતે કોરપોરેશન સમક્ષ રજુ કરવામાં આવશે.

## ધી ગ્રેન મરચંટસ એસોશીએશનની મીટીંગની મીનીટસોનો–સાર.

### તા.૧૭ મી મેએ ૧૯૧૪, ૩૧ મી મેએ ૧૯૧૪ તથા તા ૧૪ મી જુન ૧૯૧૪ ની જનરલ મીટીંગની મીનીટસોમાંથી.

સંવત ૧૯૭૦-૭૧ ની મેનેજીંગ કમીટી નીચે પ્રમાણે નકી કરવામાં આવી હતી.

પ્રમુખઃ—શેઠ હીરજી મુળજી.

ઉપપ્રમુખ—વેલજી લખમશી મરચંટ. બી. એ. એલ. એલ. બી.

શેઠો:—વાલજી અબજી, ખટાઉ શીવજી, ચુનીલાલ રામરતન, રણછોડદાસ તુલશીદાસ, મેઘજી માવજી, રવજી નેણશી, ટોપણ દામજી, છોટાલાલ ફુલચંદ, લખમીદાસ પ્રાગજી, જગશી ખીમજી, ઠાકરશી હીરજી, રતનશી પુંજા, ગોવીંદજી ભારમલ, હીરજી જેઠા, હરશી હેમરાજ, લાલજી પુનશી, ચાંપશી ભારા, ભારમલ શ્રીપાલ, કાલીદાસ નારણજી, હીરજી ગોવીંદજી, વલ્લભદાસ કલ્યાણજી, ભવાનજી ડોસા, કાનજી કારા, જેઠાભાઈ વીરજી, ચુનીલાલ સાકરચંદ, શીવજી કુંવરજી, તલકચંદ મોમરાજ, સોમચંદ ધારશી લાલજી ઠાકરશી, હરીદાશ પ્રેમજી, વલભજી ગોવીંદજી, કાનજી પ્રધાન, શ્રીરામ માલાણી, વીઠલદાસ ઓધવજી, લાધા દેવજી, વેલજી શીવજી, સાલેમહમદ ઉમર ડોસલાણી, અરજુન ખીમજી, કુંવરજી ઉમરશી, શેવતીલાલ નગીનદાસ, રામજી પરશોતમ અને ઑનરરી સેક્રેટરી–શામજી શીવજી

---

કાયદાની કલમ ૧૨ મી માં સુધારો થયા પ્રમાણે નીચેના ટ્રેઝરરો નકી થયા હતા.

૧. શેઠ હીરજી મુળજી. ૪ શેઠ લાલજી વીશનજી
૨. શેઠ વેલજી લખમશી. ૫. શેઠ અરજુન ખીમજી
૩ શેઠ ધારશી ખેતશી ૬. શેઠ ખટાઉ શીવજી.

---

સંવત ૧૯૭૦નો એસોશીએશનનો હીસાબ તપાસવા માટે શેઠ પ્રાગજી મોનજી કોઠારી ( શેઠ શીવજી કુંવરજીની કું. ) અને શેઠ ચુનીલાલ અમરશી ( શેઠ ચુનીલાલ સાકરચંદ ) ને ઑનરરી ઑડીટરો નીમ્યા હતા.

એસોશીએશનના કાયદાની કલમ ૧૨ નીચે પ્રમાણે સુધારવાનો ઠરાવ થયો હતોઃ—

૧૨. એસોસીએશનના હસ્તકનાં નાણાં "તથા મીલકતની વ્યવસ્થા તથા લેવડ દેવડ કરવા "મેનેજીંગ કમીટી જયારે જયારે જરૂર જણાય "ત્યારે ઓછામાં ઓછા ચાર અને વધારેમાં "વધારે ૭ મેમ્બરો નીમશે, જેને ખજાનચી "( ટ્રેઝરર ) તરીકે ઓળખવામાં આવશે,

"ખજાનચીઓ એસોશીએશન હસ્તકનું ફંડ નીચે પ્રમાણે રોકશેઃ—

(૧). ગવર્નમેંટ પ્રૉમીસરી નોટોમાં;
(૨). મુબઈના પોર્ટટ્રસ્ટનાં ગેરંટીડ અથવા અનગેરંટીડ ડીબેન્ચરોમાં;
(૩). મુંબઈનાં મ્યુનીસીપલ ડીબેન્ચરોમાં
(૪). મુંબઇનાં સીટી ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટનાં બૉન્ડોમાં.
(૫). સ્થાવર મીલકત ખરીદવામાં.
(૬). સ્થાવર અથવા જંગમ મીલકત ઉપર ધીરવામાં.
અને (૭). બેંકોમાં ચાલુ ખાતામાં અથવા ફીકસ્ડ ડીપૉઝીટોમાં;

"રોકવામાં આવેલી મીલકતનો વહીવટ એટલે કે લેવડ દેવડ તથા ફેરબદલી વખતો વખત "નીમેલા ખજાનચીઓ અથવા તેઓની પછી "અથવા તેઓને બદલે નીમવામાં આવે તે "ઉત્તરાધીકારીઓમાંથી કોઈ પણ બે અથવા "હયાત હોય તે કરી શકે એવી વ્યવસ્થા તે "ખજાનચીઓ રાખશે, પણ સ્થાવર મીલકત "ખરીદવામાં તથા સ્થાવર અથવા જંગમ "મીલકત ઉપર ધીરવા માટે જે ટ્રેઝરરો હોય "તેના નીમે ભાગથી વધારેના એક મતે વહી-"વટ તથા ફેરબદલી તેઓ કરી શકશે.

"કોઇ ખજાનચીએ રાજીનામું આપવા "વીગેરેના સબબે અથવા મેનેજીંગ કમીટીએ "કોઈ પણ કારણસર કારણ જણાવ્યા વગર "કોઇ ખજાનચીનું નામ કમી કરવાને શબબે "ખાલી પડેલી જગા જયાં સુધી મેનેજીંગ "કમીટી પુરે ત્યાં સુધી બાકીના ખજાનચીઓએ "ઠરેલી વ્યવસ્થા અથવા વહીવટ રદ બાતલ "ગણાશે નહિં."

---

### પહોંચ.

મી. જીવણલાલ અમરશી મહેતા તરફથી અવલોકનાર્થે નીચેની ચોપડીઓ મળેલી છે તેની અમો આભાર સહિત પહોંચ સ્વીકારીએ છીએ.

વેપારોપયોગી પાઠમાળા, રાઈનો પર્વત, ગુજરાતી ગઝલીસ્તાન, વિકૃત બુદ્ધિનો વિવાહ, કલ્લોલિની, જયા અને જયન્ત, શ્રીકૃષ્ણજીવન, ભક્તિરત્નનો ભંડાર.

---

નડિયાદ હિંદુ અનાથ આશ્રમનો ૧૯૧૨-૧૩ નો સાલનો રીપોટ અમારા તરફ રીવ્યુ માટે મોકલી આપ્યો છે તેની પહોંચ અમો સ્વીકારીએ છીએ.

આટાની ઘંટી.

# અનાજ તથા મસાલા પીસવાની ઘંટીઓ.

આડા પથ્થરની ઘઉ, ચણા, ચાવલ તથા બીજી જાતના અનાજ અને મસાલા પીસવાની દેશી ઘટીઓ લોહાની મજબુત ફ્રેમ સાથે અમે ઘણા મહેનત અને ખરચથી બનાવેલી છે આ આડા પથ્થર છે જેથી લોટ એકદમ થશે અને સ્વાદીષ્ટ નીકળે છે અમે આ ઘંટીઓને લોહાની મજબુત ફ્રેમ પર બેસાડી છે જેથી ચાલતી વખતે એને થાક અથવા ધક્કો બેસતો નથી અને ફ્રેમ વારેવારે બદલવી પડતી નથી આ ફ્રેમ વરસો સુધી જવાબ આપે છે ઊભા પથ્થરની ઘટીમા લોટ ગરમ નીકળે છે અમે આ ઘટીની પુલી મોટી બનાવીને પથ્થરનો ઘેર વધાર્યો છે જેથી લોટ થડો આવેછે આગે ઠંડા આવ્યાથી એનો સ્વાદ આપણે ઘરમા પીસીએ તે માફક રહે છે અને ગરમ હોવાથી આટામા જે એક જાતનો પૌષ્ટીક તત્વ રહે છે તે બળી જાય છે



આ ઘટીઓને હોરસ પાવર વધારે લાગતી નથી આ ઘટીઓ અમે અમારા અથાગશ્રમ અને પૈસાના ભોગે બીલકુલ દેશી ઢબ ઉપર કાઢેલી છે

અમો આ ઘટીઓ આજે દશ વરસ થયા બનાવીએ છીએ અને ૫૦૦૦ ઉપર ઘટીઓ આખા હિંદુસ્થાનમા ચાલે છે જે ખુલી રીતે બતાવી આપે છે ખરેખરી ખાત્રી લાયક કઇ ઘટીઓ છે આ ઘટીઓ તદનજ કમતી હોરસ પાવર અને ઓછા ખરચથી ચાલે એવી બનાવેલી છે અને જેઓએ અમારી ઘટી એક વખત પાવરી છે તે ફરીથી અમારીજ ઘટીઓ માગે છે અને બીજાને પણ આજ ઘટીઓ લેવાની ભલામણ કરે છે આ ઘટીઓમા ગામડી પથ્થર (જે કદાચ ઘણા નરમ અથવા ઘણા કડણ હોય છે) તેવા વપરાતા નથી પણ ખાસ આગ્રાના પથ્થર જે આ ઘટીનેજ લાયક છે તે બેસાડેલા છે આ પથ્થરને વારેવારે ટાકવાની જરૂર પડતી નથી અને લાબા વખત સુધી ટકે છે કિંમત અને વધુ વીગત માટે લખો અથવા મળો

હેડ ઑફીસ—લાહોર<br>બ્રાન્ચીઝ—કરાચી<br>„ —કાનપૂર

## રાજા એન્ડ કુંપની.

૭૭ એપૉલો સ્ટ્રીટ, કોટ, મુબઈ.

# TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કીંમત.

ઈ. સ. ૧૯૧૧ નો ચાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મામાં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૫ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ એપ્રીલ ૧૯૧૪ માસ દરમ્યાન કેટલી આયાત થઇ હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કીંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરસની શરૂઆતથી આજસુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કીંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઈ. સ. ૧૯૧૪ ના એપ્રીલમાં થયેલી આયાત. | | ઇ સ. ૧૯૧૩ ના અકટોબરથી એપ્રીલ સુધી. થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો | દર હંડ્રવેટની સરેરાશ કીંમત | જથ્થો | દર હંડ્રવેટની સરેરાશ કીંમત |
| | હંડ્રવેટ | રૂ. આ. | હંડ્રવેટ | રૂ. આ |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ૨,૧૬,૧૬૧ | ૮—૧૨ | ૧૨,૩૪,૧૦૨ | ૮—૧૨ |
| ,, ,, સુવાળી ચીનમાં સુધારેલી | ૨૪૮૫ | ૧૧—૪ | ૨૧,૦૫૫ | ૧૧—૦ |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની ... | ૫૫,૯૯૧ | ૯—૦ | ૩૯,૨૯,૨૧૮ | ૯—૦ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચસ્ટેન્ડર્ડની | ૧,૪૭,૭૪૮ | ૮—૪ | ૨૫,૧૭,૬૫૧ | ૮—૦ |
| ,, ,, જાવાની ૧૫ ડચસ્ટેન્ડર્ડની અને હલકી | ...... | ...... | ૫,૯૯૯ | ૭—૪ |
| ,, ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી ... | ૪,૮૦,૪૧૧ | ૮—૧૨ | ૨૫,૩૯,૮૭૫ | ૮—૧૨ |

# JOINT-STOCK COMPANIES.
## જૉઇન્ટ સ્ટૉક કંપનીઓ.

ઇ. સ. ૧૯૧૪ના માર્ચ મહિનામાં નીચેની જૉઇન્ટ સ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમાં રજીસ્ટર થઇ હતી.

| નામ | ઠેકાણું. | હેતુ. | થાપણ. રૂ. |
|---|---|---|---|
| ૧ બેંકીંગ, લોન અને ઇન્સ્યુરન્સ. ( અ ) બેંકીંગ અને લોન. | | | |
| ૧. બેંકીંગ એન્ડ ટ્રેડીંગ કંપની .. | સીલહેટ, આસામ | શરાફી ધંધો અને નાણાંની ધીધાર | ૫૦,૦૦૦ |
| ૨. ઇસ્ટર્ન મીલ્સ ... .. | કરીમગંજ, આસામ | ,, ,, | ૫,૦૦,૦૦૦ |
| ૩. કમર્શીયલ એન્ડ એગ્રીકલચરલ સોસાએટી.. ... ... | ,, ,, | ,, ,, | ૫,૦૦,૦૦૦ |
| ૪. માનિકગંજ લોન ઑફીસ ... | બંગાળા | ,, ,, | ૫૦,૦૦૦ |
| ૫ ઝેનીદાહ લોન કુ .. ... | ,, | ,, ,, | ૫૦,૦૦૦ |
| ૬. મૉડેલ લોન ઑફીસ કુ. | ,, | ,, ,, | ૨,૦૦,૦૦૦ |
| ૭ સેન્ટ્રલ બેંક ઑફ ઇન્ડીયા ... | કલકત્તા, બંગાળા | ,, ,, | ૫,૦૦,૦૦૦ |
| ૮ ચીન્તાદ્રીપટ સાશ્વથ આલાનિધિ | ચીંતા દ્રીપટ, મદ્રાસ | પૈસા બચાવવાની સગવડ આપવા અને પૈસા ધીરવા | ૧૯,૯૮૫ |
| ૯. વેલોર માધવર નિધિ બ્રાન્ચ ... | વેલોર | શેર કાઢી પૈસા કાઢવા અને તે જાહેર લીલાંઉમાં વધારે માગણી આવે તેને આપવા | ૫,૦૦,૦૦૦ |
| ૧૦. કોઇમ્બટોર રાજ રાજેશ્વરી નિધિ .. ... .. | કોઇમ્બટોર | શરાફી ધંધો અને નાણાંની ધીરધાર | ૧,૦૦,૦૦૦ |
| બેંકીંગ અને લોન કુલ ... | ...... | ...... | ૨૪,૬૯,૯૮૫ |
| (બ) વિમા કંપનીઓ | | | |
| ૧૧. સુપર્ણ પ્રૉવિડન્ટ કુ. ... | બંગાળા | પ્રૉવિડન્ટ ઇન્સ્યુરન્સ | ૨૦,૦૦૦ |
| ૧૨. જાનીપુર પ્રોવિડન્ટ ઇન્સ્યુરન્સ કુંપની ... ... .. | ,, | ,, ,, | ૨૦,૦૦૦ |
| ૧૩. ભારત મ્યુચ્યુઅલ પ્રોવિડન્ટ ઇન્સ્યુરન્સ કુ. ... ... | ,, | ,, ,, | ૨૦,૦૦૦ |
| ૧૪. મૉડર્ન ઇન્ડીયા પ્રોવિડન્ટ કુ. ... | ,, | ,, ,, | ૨૦,૦૦૦ |
| ૧૫. પેનીનસ્યુલર એન્ડ ઓરીએન્ટલ પ્રોવીડન્ટ સોસાએટી ... | ,, | ,, ,, | ૨૦,૦૦૦ |
| વિમો કુલ ... ... | ...... | ...... | ૧,૦૦,૦૦૦ |
| બેંકીંગ લોન અને ઇન્સ્યુરન્સ કુલ ... ... | ...... | ...... | ૨૫,૬૯,૯૮૫ |

# ચોરોએ કરેલી ચાલાકી.

બનાવ એમ બન્યો કે બહાર કોટ કુરલા સ્ટ્રીટમાં આવેલી રાજા શેઠ ગોકલદાસ રાય બહાદુર શેઠ જીવનદાસની પેઢીમાં થોડા વખત ઉપર એક રાતે ચોરોએ દરોરો પાડી છાપરા ઉપરથી છાપરૂં ફાડી અંદર પેઠાને ત્યાં આગળ રાખેલી ગુમાસ્તાઓ તથા મુનીમોની છ સાત લાકડાની પેટીઓ તોડી નાખીને તેમાંની એક પેટીમાંથી તીજોરીની ચાવીનો ઝુડો શોધી કાઢયોને તે ઝુડો લઇને ચોર તીજોરી ઊઘાડવા લાગ્યા પણ તે ચાવીથી તીજોરી ઉઘડવાનું તો બાજુએ રહ્યું પણ ચાવીઓ અંદરથી બાહેર પણ નીકલી ન શકી ને અંદરને અંદર પકડાઇ ગઇ ને ચાવીઓ બહાર ન નીકળી શકવાથી ત્રીજોરી તોડવાની ઘણીજ મહેનત કરવા છતા ન તુટવાથી તેમજ ન ઉઘડવાથી અંતે ચોરો નિરાશ થઇને પકડાયલી ચાવી તીજોરી-માંજ મુકીને ચાલ્યા ગયા જે કાંઇ બહાર હતું તે લઈ ગયા સવારે પેઢી ઉઘડતાં શેઠી-આઓને માલમ પડયું કે રાતે ચોરોએ હુમલો કર્યો છે ને તીજોરીમાં ચાવીનો ઝુડો સપડાયલો જોતાં શેઠીયાઓ ગભરાઇ ગયા કે રખેને તીજોરી ઉઘાડી નાખી હશે પણ તપાસ કરતા તેઓની અજાયબી વચ્ચે ચાવીઓનો ઝુડો અંદર પકડાયલો હતો ને તીજોરી પુરે પુરી બંધજ હતી. તે પછી શેઠીયાઓએ તીજોરી ઉઘાડી જોતાં અંદરનો કુલ્લે જોખમ સહી સલામત હતું ને તીજોરીને તોડવાની પણ કોશેશ ઘા તથા ફટકાઓની નિશાની જણાતી હતી. આ બનાવથી શેઠીયાઓ જણાવે છે કે લાલા કન્હીયાલાલની ત્રીજોરી અકસ્માત વખતે કેટલી કામની છે કે ખરી ચાવી ચોરાયા છતાં પણ ચોરો તીજોરી ઉઘાડી શકયા નહીં એટલુંજ નહીં પણ ચાવીઓ અંદરથી બહાર કાઢી શકયા નહીં ને પકડાયેલી ચાવી ચોરોને ત્યાંજ પાછી મુકી દેવી પડી. લાલા કન્હીયાલાલનું આવું પેટંટ કામ ખરેખર અજા-યબી પમાડનારૂં છે ને અમારે ત્યાં આવા બનાવ બનવાથી અમો ઘણીજ ખુશાલી સાથે જણાવીએ છીએ કે આપની તીજોરી બીજા મેકર કરતાં ઘણીજ સારી છે ને અકસ્માત વખતે કામ લાગે તેવી છે ને તમારા માલ બાબત અમો અમારો પુરતો સંતોષ જાહેર કરીએ છીએ. હવે ઉપર બનેલી બીનાં ઉપરથી જણાઈ આવે છે કે લાલા કન્હીયાલાલની ગવરમેંન્ટ પેટંટ કળ સાથની તીજોરી અકસ્માત વખતે કેટલા કામની છે.

આખા વિલાયતને હિંદુસ્તાન માટે પેટંટો મેળવનાર.

**લાલા કન્હીયાલાલ એન્ડ સન્સ.**

કારખાનું ભાયખલા પરેલ રોડ, મુંબઇ. } દુકાન બંગડી બજાર, પારસી ગલીનાં નાકે, મુંબઇ.

| નામ. | ઠેકાણું. | હેતુ. | થાપણ. રૂ. |
|---|---|---|---|
| **૨ ટ્રેઇડીંગ (અ) નેવીગેશન.** | | | |
| ૧૬. કેનાલ ટ્રાન્ઝીટ કંપની ... ... | નેગાપટ્ટમ, મદ્રાસ | વહાણો હંકારવા | ૨૦,૦૦૦ |
| ૧૭. બન્કુરા દામોદર રીવર રેલવે કુા. | કલકત્તા, બંગાળા | રેલવે ચલાવવા | ૩,૫૦,૦૦,૦૦૦ |
| ૧૮. યુનાઇટેડ પ્રોવિન્સીઝ પબ્લીશર્સ ... ... ... | કાનપુર, યુનાઇટેડ પ્રોવિન્સીઝ | ચોપડીઓ છાપવી વિગેરે. | ૨૦,૦૦૦ |
| ૧૯. ધન વોધી કુા ... ... | ઓક્યો, બર્મા | સામાન્ય વેપાર ને નાણાંની ધીરધાર | ૫૦,૦૦૦ |
| ૨૦. ભારત ટ્રેઇડીંગ કુા. ... ... | ગોહટી, આસામ | „ અને એજન્સી | ૧,૦૦,૦૦૦ |
| ૨૧. બી. સી. ગુપ્તા એન્ડ સન્સ ... | સીલચર | જનરલ એજન્સી અને બેંકીંગ વિગેરે | ૧,૬૦,૦૦૦ |
| ૨૨. શોનર સંગશાર ... ... | કલકત્તા, બંગાળા | સામાન્ય વેપાર | ૧,૦૦,૦૦૦ |
| ૨૩. ઉદ્દીપુર સ્ટોર .. ... | બંગાળા | „ „ | ૫૦,૦૦૦ |
| ૨૪. બેલા બૉક્ષ વર્કસ ... ... | બંગાળા | કાર્ડ બોર્ડ અને ચામડાંના બોર્ડ બનાવવા, વેંચવા | ૧,૦૦,૦૦૦ |
| ૨૫. અનજુમન ટ્રેઈડીંગ એન્ડ બેંકીંગ કુંપની ... ... ... | ,, | સામાન્ય વેપાર | ૧,૦૦,૦૦૦ |
| ૨૬. બી. સી. સેન એન્ડ કુા. ... | ,, | દવા વેંચવી વિગેરે | ૩૦,૦૦૦ |
| ૨૭. બેંગૉલ બિહાર મોટોર સરવીસ. | ,, | ઉતારૂઓ અને માલ લાવ લઇજા કરવા | ૧,૦૦,૦૦૦ |
| ૨૮. મહામાયા ટ્રેઇડીંગ કુા. ... | ,, | સામાન્ય વેપાર | ૨૦,૦૦૦ |
| ૨૯. ઇન્ડીયન ટ્રેઇડીંગ એસોસીએશન. | ,, | સામાન્ય વેપાર અને એજન્સી | ૧,૦૦,૦૦૦ |
| ૩૦ રીલાયન્સ એનજીનીયરીંગ કુા.... | કલકત્તા, બંગાળા | સામાન્ય કૉન્ટ્રેક્ટ વર્ક અને એનજીનીયરીંગ | ૧,૦૦,૦૦૦ |
| ૩૧ બિહાર ટેનરી ... ... | દીનાપુર, બિહાર અને ઓરિસા | જોડા શીવવા વિગેરે. | ૧,૦૦,૦૦૦ |
| ૩૨ ગ્રેઈટ વેસ્ટર્ન હોટેલ કુા. ... | મુંબઇ | હોટેલ ચલાવવાનો | ૭,૦૦,૦૦૦ |
| ૩૩. ઇનફન્ટસ એન્ડ પબ્લીક મીલ્ક સપ્લાય કુા. ... ... | ,, | દુધ પુરૂં પાડવાની એજન્સી | ૧,૫૦,૦૦૦ |
| ૩૪. અરેબીયા એન્ડ પરશીયા ટ્રેઇડીંગ કુા. ... ... ... | ,, | સામાન્ય વેપાર, કમીશન એજન્સી | ૫,૦૦,૦૦૦ |
| ૩૫. બૉમ્બે કોલમ્બ ટાયર કુા. ... | મુંબઇ | ટાયરો પુરા પાડવા તથા મોટોરને લગતો સામાન વેંચવા | ૫૦,૦૦૦ |
| ૩૬. અમદાવાદ આયર્ન વર્કસ કુા. | અમદાવાદ, મુંબઇ | લોઢાં અને પીતળનો માલ વેંચવા | ૫૦,૦૦૦ |

| નામ. | ઠેકાણું. | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૩૭. કેનેડા પબ્લીક કનવેયન્સ કુા. ... | મેંગલોર, મદ્રાસ | ભાડે ગાડીઓ રાખવી ચલાવવી વિગેરે | ૫૦,૦૦ |
| ૩૮. ધારાપુરમ ઇન્ડીયન મોટોર ઇન્ડસ્ટ્રીઅલ્સ કુા. ... ... | ધારપુરમ, મદ્રાસ | ,, ,, | ૫૦,૦૦ |
| ટ્રેડીંગ કુલ ... ... | ...... | ...... | ૬૨,૦૦,૦૦ |
| ૩. મીલો અને પ્રેસો | | | |
| ૩૯. બ્રેડબરી મીલ્સ ... ... | મુંબઇ | સુતર કાંતવા વણવા | ૧૦,૦૦,૦૦ |
| ૪૦. ડૅાન મીલ્સ કુા. ... ... | ,, | ,, ,, ,, | ૮,૦,૦૦૦ |
| ૪૧. યુનિયન રાઇસ મીલ કુા. ... | કલકત્તા, બંગાળા | ચોખા છડવા વિગેરે | ૧,૦૦,૦૦ |
| ૪૨. કોઇમ્બટોર જીનીંગ એન્ડ ઑઇલ મેન્યુફેકચરીંગ કુા. ... ... | કોઇમ્બટોર, મદ્રાસ | રૂ પીલવા અને મગફળીમાંથી તેલ કાઢવા | ૧,૦૦.૦૦ |
| મીલો અને પ્રેસો કુલ ... | ...... | ...... | ૨૦,૦૦,૦૦ |
| ૪. ચા અને બીજી વાવેતર કુંપનીઓ | | | |
| ૪૩. આર્યન ટી કુા. ... ... | સીલહેટ, આસામ | ચાનું વાવેતર | ૩,૦૦,૦૦ |
| ૪૪. સપોઇ ટી કુા. ... ... | કલકત્તા, બંગાળા | ચાની ખેતી વાવેતર વિગેરે | ૬,૦૦,૦૦ |
| ૪૫. કમળા ટી કુા. ... ... | જળપૈગુરી, બંગાળા | ,, ,, | ૨,૦૦,૦૦ |
| ૪૬. સેવાનંદ ટી કુા. ... ... | બંગાળા | ,, ,, | ૧,૦૦,૦૦ |
| ૪૭. આરકેડીયા ટી કુા. ... ... | ,, | ,, ,, | ૧,૫૦,૦૦ |
| ચા વિગેરે કુલ ... ... | ...... | ...... | ૧૩,૫૦,૦૦ |
| ૪૮. ન્યુ મીનીદેરી કોલ કુા. ... | બંગાળા | કોલસાની ખાણ | ૨,૨૫,૦૦ |
| ૪૯. આલબીયોન કોલ કુા. ... | કલકત્તા, બંગાળા | ,, ,, | ૨,૫૦,૦૦ |
| ૫૦. નાનસન ડ્રેજીંગ કુા. .. ... | બર્મા | સોનાંની શોધ કરવી વિગેરે | ૬,૦૦,૦૦ |
| ૫૧. હાઉરા પ્યુર આઇસ એન્ડ એરેટેડ વૉટર કુા. ... ... | કલકત્તા, બંગાળા | બરફ અને પીણાં બનાવવા | ૨,૦૦,૦૦ |
| ૫૨. ઇસ્ટર્ન સીનેમેટોગ્રાફ કુા. ... | બંગાળા | તમાશા બતાવવા વિગેરે | ૨૦,૦૦ |
| ૫૩. બેન્ડમેન વેરાઇટીઝ ... ... | ,, | ,, ,, | ૨,૦૦,૦૦ |
| એકંદર કુલ ... ... | ...... | ...... | ૧,૩૬,૧૪,૯૮ |

## NEW PATENTS.

## નવાં પેટંટો.

કલકતાની પેટંટ ઑફીસમાં એપ્રીલ માસમાં પેટંટો મેળવવા નીચે મુજબ અરજીઓ કરવામાં આવી છે.

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| મી. જે. સી. માર્ટીન્સ. | ફ્રીકશન ગીયરમાં સુધારો કરવા માટે. |
| મી. બી. કે. બોઝ. | બારણાં અને બારીઓમાં શટરો માટે પોતાની મેળે કામ કરે તેવી પકડ બનાવવા માટે. |
| મી. ડબલ્યુ જી. વ્હીટલી અને સી. જી. એલ. જજ. | ચા, દાણો, કોલસા અને એવીજ બીજી ચીજો પોતાની મેળે તોળાઇને એક કોર નંખાય તેવો સંચો બનાવવા માટે. |
| એચ. ટી. ફ્રી. મેન્ટલ. | માછલી વિગેરે પ્રાણીઓને દરિયામાંથી અંદરના ભાગમાં જીવતી લઇ જવાની યુકિત શોધી કાઢવા માટે |
| જનરલ ઇલેકટ્રીક કુા. | વેકયુઅમ ટયુબોમાં સુધારો કરવા માટે. |
| સી. પી. ઇડન. | અંતર શોધી કાઢવા અગર દ્રષ્ટી બિંદુ શોધી કાઢવાનાં યંત્રમાં સુધારો કરવા માટે |
| કે. એસ. જસાવાલા. | ફળ ફુલ અને એવાજ તરત બગડી જાય તેવા પદાર્થો ભરી સહીસલામત લઈ જઇ શકાય તેવી હવા અંદર જઇ શકે તેવી સગવડ વાળી પેટી બનાવવા માટે. |
| એ. જી. કુપર. | એનજીનોમાં તેલ પુરવાનાં સાધનોમાં સુધારો કરવા માટે. |
| એફ. ફલ્યુમર. | ગાડીઓનાં પૈડાંમાં સુધારો કરવા માટે. |
| ડબલ્યુ. યુલટન. | કપાસ પીલવામાં અને તે માટેના સાધનોમાં સુધારો કરવા માટે. |
| જે. જે. સી. પેટરસન. | સંડાસો, જાજરૂઓ અને એવીજ પેટીઓ ફ્લશ કરવાનું નવું અને સુધારેલું સાધન શોધી કાઢવા માટે. |

| અરજી કરનારનું નામ | શા માટે. |
| --- | --- |
| એફ. ફ્રીનીક. | Sea sickness એટલે દરિયામાં મુસાફરી કરવાથી જે બીમારી લાગુ થાય છે અને જેને દરિયો ચડવો કહે છે તે અટકાવવાનાં સાધનો શોધી કાઢવા માટે. |
| ડબલ્યુ. જે. હેઇનીસ. | ધડાકા સાથે ફાટી નીકળે તેવું મીશ્રણ બનાવવા માટે તથા તે બનાત્રવાની રીત શોધી કાઢવા માટે. |
| સી. વીલ. | ભેગી થઇ જાય તેવી ખુરશી બનાવવા માટે. |
| ડબલ્યુ. ઇ. મન્ટઝ. | Waste silk એટલે નકામું રેશમ અને એવાજ બીજા રેસાને કેળવી તેને કાંતવાનું સહેલું થઇ પડે તેવી સુધરેલી રીત શોધી કાઢવા માટે. |
| હેમ્પડન્સ લીમીટેડ. | બરફ બનાવવાના સંચામાં સુધારો કરવા માટે. |
| ઇ. બર્ક. | પેરેફીનની મીણબતીઓ બનાવવાની રીતમાં સુધારો કરવા માટે. |
| ડી. દત્ત. | ચોર અને ધાડપાડુઓની ખબર આપવાનો એલાર્મ બનાવવા માટે. |
| જી. શ્રીલ્હે | વેકયુઅમ પેદા કરવામાં વપરાતા વાલ્વ વગરના પમ્પોમાં સુધારો કરવા માટે. |
| વ્હાઇટહેડ મોરીસ એન્ડ કો. લી. અને ઇ. એચ. ફારમર. | બેંક નોટો, બોન્ડો અને એવીજ બીજી ચીજો છાપવાની રીતમાં સુધારો કરવા માટે. |
| સી. વૅાટસન. | રેલવે અને એવાંજ બીજાં ગાડાંઓ પોતાની મેળે જોડાઈ જાય તે રીતમાં સુધારો કરવા માટે. |
| એ. એમ. રૉબર્ટસન અને આર. ઇ. બરી. | વેકયુઅમ બ્રેકને લગતો પીસ્ટન રૉડ સુધરેલ ઢબનો બનાવવા માટે. |

---

# IMPORTS OF SUGAR

## પરદેશી ખાંડની આયાત.

ઇ સ ૧૯૧૪ ના એપ્રીલ માસમા હીદુસ્થાનમા નીચે પ્રમાણે ખાડની આયાત થઇ હતી

| જે દેશોમાથી આયાત થઇ હોય તેનું નામ. | ૧૯૧૩ | ૧૯૧૪ |
|---|---|---|
| | હન્ડ્રવેટ | હન્ડ્રવેટ |
| ડેનમાર્ક ... ... ... | ૧૭ | |
| જર્મની ... .. .. | ૧૬,૩૫૬ | ૭ |
| હૉલાડ .. ... ... | ૬૦ | |
| બેલજીયમ ... ... ... | ૨૧૨ | |
| ફ્રાન્સ ... | ૧૧૨ | ૧૪૦ |
| ઑસ્ટ્રીયા હગરી .. .. | ૨,૬૮,૬૫૮ | ૨,૧૮,૯૨૪ |
| સ્ટ્રેટસ સેટલમેન્ટસ ... .. | ૧૮ | ૪,૭૫૦ |
| જાવા ... . | ૨,૦૩,૫૦૮ | ૨,૦૦,૯૭૬ |
| ચીન ... | ૧,૧૮૯ | ૩,૪૦૧ |
| જાપાન | ૧,૦૦૩ | . |
| ફોરમોસા ... .. ... | . | . .. |
| ઇજીપ્ત ... ... . | ... | ... |
| મોરીશિયસ . .. | ૨,૮૩,૫૮૮ | ૪,૮૦,૪૧૧ |
| વેસ્ટ ઇન્ડીઝ . | | |
| સાઉથ અમેરિકા . ... | ૧૮ | |
| ઓસ્ટ્રેલીયા ... | | ૬ |
| બીજા દેશો ... | ૪૩૯ | ૧,૩૩૭ |
| કુલ– | ૭,૭૫,૧૭૯ | ૯,૦૯,૮૪૭ |

બ્રિટીશ હિદુસ્તાનના જુદા જુદા પ્રાતોમા નીચે પ્રમાણે ખાડની આયાત થઇ હતી

| નામ | બીટની ખાડ | | શેરડીની ખાડ | | ટોટલ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૩ હન્ડ્રવેટ | ૧૯૧૪ હન્ડ્રવેટ | ૧૯૧૩ હન્ડ્રવેટ | ૧૯૧૪ હન્ડ્રવેટ | ૧૯૧૩ હન્ડ્રવેટ | ૧૯૧૪ હન્ડ્રવેટ |
| બગાળા | ૩૦,૭૫૨ | ૪૫,૦૦૦ | ૧,૧૫,૦૫૬ | ૧,૬૪,૨૮૬ | ૧,૪૫,૮૦૮ | ૨,૦૯,૨૮૬ |
| મુબઇ | ૮૦,૯૬૪ | ૧૦,૭૩૦ | ૨,૦૫,૩૯૧ | ૪,૦૦,૮૧૭ | ૨,૮૬,૩૫૫ | ૪,૧૧,૫૪૭ |
| સિધ | ૧,૫૮,૧૧૦ | ૧,૩૫,૫૨૯ | ૧,૩૨,૧૮૩ | ૫૫,૫૮૮ | ૨,૯૦,૨૯૩ | ૧,૯૧,૧૧૭ |
| મદ્રાસ | ૧૧,૫૬૨ | ૨૦,૯૧૨ | ૬,૫૩૨ | ૨૬,૮૮૯ | ૧૮,૦૯૪ | ૪૭,૮૦૧ |
| બર્મા | ૨ | ૪૦૦૦ | ૩૪,૬૨૭ | ૪૬,૦૯૬ | ૩૪,૬૨૯ | ૫૦,૦૯૬ |
| કુલ | ૨,૮૧,૩૯૦ | ૨,૧૬,૧૭૧ | ૪,૯૩,૭૮૯ | ૬,૯૨,૬૭૬ | ૭,૭૫,૧૭૯ | ૯,૦૯,૮૪૭ |

## SPINNING & WEAVING RETURNS.

# સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૪ ના માર્ચ માસમાં હીંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રીટીશ ઇન્ડીયા | ૧૯૧૩ | ૧૯૧૪ |
|---|---|---|
| મુંબઇ | ૩,૮૦,૭૫,૯૦૩ | ૩,૯૩,૮૨,૮૩૭ |
| મદ્રાસ | ૩૫,૧૭,૯૬૫ | ૩૪'૨૨,૪૦૫ |
| બંગાળા | ૩૦,૨૭,૭૦૩ | ૨૪'૬૯,૮૪૪ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | ૩૭,૮૪,૧૦૨ | ૩૭,'૮૬,૮૦૨ |
| પંજાબ | ૪,૪૫,૮૯૬ | ૬ ૧૦,૯૬૭ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | ૩૦,૫૦,૭૩૪ | ૩૦'૦૬,૩૫૭ |
| બ્રિટીશ ઈંડીયામાં કુલ | ૫,૧૯,૦૨,૩૦૩ | ૫,૨૬,૭૯,૨૧૨ |
| દેશી રાજ્યો | ૩૦,૩૫,૮૦૭ | ૩૨,૩૫,૩૬૪ |
| કુલ ... | ૫,૪૯,૩૮,૧૧૦ | ૫,૫૯,૧૪,૫૭૬ |

કાપડ

| | | ૧૯૧૩ | ૧૯૧૪ |
|---|---|---|---|
| મુંબઇ | રતલ | ૧,૫૭,૧૬,૪૬૬ | ૧,૯૨,૪૦,૫૦૭ |
| | વાર | ૭,૦૦,૪૮,૧૮૯ | ૮,૨૧,૯૧,૪૮૦ |
| મદ્રાસ | રતલ | ૮,૬૮,૬૫૭ | ૭,૪૭,૩૭૦ |
| | વાર | ૨૯,૪૮,૩૫૨ | ૨૬,૫૭,૯૦૬ |
| બંગાળ | રતલ | ૩,૬૮,૮૩૭ | ૨,૩૪,૭૦૩ |
| | વાર | ૨૦,૩૬,૧૯૭ | ૧૩,૬૦,૭૦૦ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | ૮,૨૯,૭૨૧ | ૮,૧૩,૭૩૮ |
| | વાર | ૩૭,૯૬,૫૩૭ | ૩૨,૫૮,૫૩૨ |
| પંજાબ | રતલ | ૫૫,૪૪૭ | ૩૭,૧૫૨ |
| | વાર | ૨,૧૫,૨૬૦ | ૧,૦૬,૬૦૮ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | ૧૦,૭૮,૬૫૧ | ૧૦,૬૫,૯૯૫ |
| | વાર | ૪૧ ૨૨,૭૬૫ | ૪૦,૧૮,૫૪૪ |
| બ્રિટીશ હીંદુસ્તાનમાં કુલ | રતલ | ૧,૮૯,૧૭,૭૭૯ | ૨,૨૦,૯૯,૪૬૫ |
| | વાર | ૮,૩૧,૬૭,૩૦૦ | ૯,૩૫,૫૩,૭૭૧ |
| દેશી રાજ્યો | રતલ | ૧૩,૪૪,૪૧૨ | ૧૬,૨૩,૯૪૭ |
| | વાર | ૫૩,૧૬,૬૩૫ | ૬૬,૧૬,૬૫૭ |
| એકંદર ટોટલ | રતલ | ૨,૦૨,૬૨,૧૯૧ | ૨,૩૭,૨૩,૪૧૨ |
| | વાર | ૮,૮૪,૮૩,૯૩૫ | ૧૦,૦૧,૭૦,૪૨૮ |

## IMPORTS OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૪ના એપ્રીલ મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિન્ધ | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| મ્યુલઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૨,૯૩,૦૦૦ | ૫,૧૫,૬૦૩ | ૨૬,૦૦૦ | ૩,૯૨,૫૫૦ | ૬૦૦૦ | ૧૨,૩૩,૧૫૩ |
| નં. ૪૧ થી૫૦. | ૧,૨૪,૮૯૧ | ૨,૨૪,૫૪૬ | ...... | ૬૧,૫૨૫ | ...... | ૪,૧૦,૯૬૨ |
| નં. ૫૦ થી ઉપર | ૧,૨૮,૯૭૧ | ૧,૭૮,૨૧૮ | ...... | ૬૩,૫૨૫ | ૫૦૦૦ | ૩,૭૫,૭૧૪ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું | | | | | | |
| નં. ૩૧ થી ૪૦. | ૭,૩૯,૮૨૪ | ૨,૯૯,૮૯૫ | ૧,૦૧,૧૪૮ | ૩,૯૩,૨૪૫ | ૯૦,૮૦૦ | ૧૬,૨૪,૯૧૨ |
| નં. ૪૧ થી ૫૦ | ...... | ૨૦ | ...... | ...... | ૫૨,૨૦૦ | ૫૨,૨૨૦ |
| નં. ૫૦થી ઉપર. | ૪,૬૩૨ | ૩,૭૬૧ | ...... | ૪૪,૦૭૨ | ૧૦,૩૫૦ | ૬૨,૮૧૫ |
| ટોટલ | ૧૨,૯૧,૩૧૮ | ૧,૨૨,૦૪૩ | ૧,૨૭,૧૪૮ | ૯,૫૪,૯૧૭ | ૧,૬૪,૩૫૦ | ૩૭,૫૯,૭૭૬ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF APRIL 1914.

## ઇ. સ. ૧૯૧૪ ના એપ્રીલ માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત | ૧૯૧૪ ના માર્ચની ૩૧ મી તારીખે સ્ટૉક | ૧૯૧૪ ના એપ્રીલમાં થયેલી ડીલીવરી | ૧૯૧૪ ના એપ્રીલની ૩૦મી તારીખે સ્ટૉક | ૧૯૧૩ ના એપ્રીલની ૩૦ મી તારીખે સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૪૪,૧૮૦ | ૧૧,૮૩૯ | ૪૨,૬૫૧ | ૩૩,૧૯૦ |
| ,, ,, પેટી | ૭૭,૫૭૭ | ૨૧,૫૭૯ | ૭૬,૦૨૮ | ૪૪,૨૨૩ |
| રેશમ તથા ઉનની પીસ ગુડઝ ગાંસડી | ૯૩૭ | ૧૫૪ | ૯૨૩ | ૬૩૨ |
| રેશમ તથા ઉનની પેટી | ૨,૭૬૨ | ૧,૬૪૯ | ૨,૬૪૬ | ૨,૦૩૮ |
| ટવીસ્ટ અને યાર્ન (સુતરાઉના) પેકેજીઝ | ૭,૫૭૩ | ૪,૪૨૬ | ૯,૨૨૨ | ૮,૭૩૩ |
| ,, રેશમ તથા ઉનના પેકેજીઝ | ૨,૭૬૨ | ૧,૮૧૧ | ૨,૩૮૬ | ૨,૯૩૬ |
| ટોટલ | ૧,૩૫,૭૯૧ | ૪૧,૪૫૮ | ૧,૩૩,૮૫૬ | ૯૧,૭૫૨ |
| ત્રાંબાના ટન | ૨,૮૪૭ | ૬૯૧ | ૩,૪૬૫ | ૭૯૬ |
| પીતળના ટન | ૨,૪૦૧ | ૧,૨૫૪ | ૨,૮૭૩ | ૧,૯૫૫ |
| ટોટલ | ૫,૨૪૮ | ૧,૯૪૫ | ૬,૩૩૮ | ૨,૭૫૧ |

માસ્સેલ્સના રંગીન તથા લાલ લાદીઓ [illegible] અને મજબુત.

# IMPORTS & EXPORTS OF GOLD & SILVER.

# સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા.

ઈ. સ. ૧૯૧૪ ના એપ્રીલ મહિનામાં થયેલી સોના રૂપાંની આયાત અને નિકાશના આકડા ચે આપ્યા છેઃ—

## IMPORTS OF GOLD સોનાની આયાત.

| દેશનું નામ | ૧૯૧૩ રૂા. | ૧૯૧૪. રૂા. |
|---|---|---|
| બંગાળા | ૧૩,૧૨,૯૨૯ | ૪,૧૩,૨૩૧ |
| મુંબઇ ખાનગી | ૨,૧૦,૩૯,૪૨૬ | ૨,૧૧,૧૧,૦૯૦ |
| સિન્ધ ... | . ...... | ...... |
| મદ્રાસ ... | ... | ૯૦,૦૦૦ |
| બર્માં ... ... | ૧૬,૯૫,૭૨૭ | ૩,૫૬,૪૮૫ |
| કુલ ... ... | ૨,૪૦,૪૮,૦૮૨ | ૨,૧૯,૭૦,૮૦૬ |

## EXPORTS OF GOLD. સોનાંની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૭,૨૮૧ | ૬,૪૪૪ |
| | સરકારી | . ... | ...... |
| મુંબઇ | ખાનગી | ૨૯,૪૨,૦૮૯ | ૨૯,૩૪,૩૫૪ |
| | સરકારી | ... . | ... |
| સિંધ | | .. . | ૧૯,૯૯૫ |
| મદ્રાસ | | ૯૭૬ | ૭૨૦ |
| બર્માં ... | | . ... | ૩ ૯૯૦ |
| કુલ | ખાનગી ... | ૨૯,૫૦,૨૪૬ | ૨૯,૬૫,૫૦૩ |
| | સરકારી | ... | .... |

## IMPORTS OF SILVER. રૂપાંનો આયાત.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૨૪,૩૯,૭૫૮ | ૩૫,૯૦,૩૪૧ |
| | સરકારી . | ... | .. . |
| મુંબઇ | ખાનગી ... | ૩૯,૦૧,૯૨૮ | ૭૩,૯૨,૭૫૬ |
| | સરકારી | ... . | . . |
| સિંધ | ખાનગી .. | ૭ ૫૧,૩૦૩ | ૧,૬૪,૦૬૭ |
| | સરકારી | .... | ... |
| મદ્રાસ ... ... | | ૨,૪૦,૩૦૪ | ૨,૫૦,૧૩૩ |
| બર્માં ... | | ૧૫ | ૩૨ |
| કુલ | ખાનગી ... | ૬ -,૩૩,૩૦૮ | ૧,૧૩,૯૭,૩૩૯ |
| | સરકારી ... | . .. | ...... |

## EXPORTS OF SILVER. રૂપાંની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી ... ... | ૮૩ ૮૩૦ | ૧,૧૦,૮૪૩ |
| | સરકારી | ......... | ૧,૦૦,૦૦૦ |
| મુંબઇ | સરકારી | ૨૮૬ | ...... |
| | ખાનગી | ૪,૧૮,૦૦૦ | ૨,૫૫,૦૦૦ |
| સિંધ | સરકારી | ૪,૦૦૦ | .. ... |
| | ખાનગી | ૧૭,૧૮૯ | ૪,૫૬૧ |
| મદ્રાસ .. ... | | ૩૬૦ | ૧,૬૯૨ |
| બર્માં ... ... | | ૨,૦૦૦ | ૬,૦૦૦ |
| કુલ | ખાનગી ... | ૫,૨૧,૩૭૯ | ૩,૭૮,૦૯૬ |
| | સરકારી | ૪,૨૮૬ | ૧,૦૦,૦૦૦ |

# SEA-BORNE TRADE OF INDIA.

## હિંદુસ્તાનનો દરિયાઇ વેપાર.

ઈ૦ સ૦ ૧૯૧૪ ના એપ્રીલ માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ Imports. | આયાત. ૧૯૧૩ માં રૂ. | ૧૯૧૪ માં રૂ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૧,૧૩,૦૧૫ | ૧,૯૦,૮૯૯ |
| દારૂગોળો હથીયાર વીગેરે. ... | ૩,૮૩,૯૩૧ | ૩,૭૮,૪૧૧ |
| છાપેલી ચોપડી, નકશા વીગેરે ... | ૩,૪૨,૧૪૯ | ૪,૫૮,૬૯૪ |
| બુટસ અને શુઝ ... ... ... | ૫,૮૬,૭૦૨ | ૫,૪૮,૫૦૪ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૧૧,૬૬,૭૪૧ | ૯,૮૩,૮૦૮ |
| મીણબત્તી ... ... ... | ૯૨,૦૫૯ | ૬૯,૮૯૬ |
| રેલ્વે ગાડાં શિવાયની ગાડીઓ ... | ૨,૫૬,૧૨૯ | ૨,૦૦,૩૪૭ |
| રસાયણિક પદાર્થો ... ... ... | ૧૦,૨૦,૭૭૯ | ૯,૪૫,૫૦૩ |
| ઘડીયાળો ... ... ... | ૧,૯૧,૨૩૯ | ૧,૫૮,૮૦૩ |
| કોલસા ... ... ... | ૧૬,૬૯,૩૯૫ | ૧૬,૨૦,૪૦૦ |
| કૉફી ... ... ... ... | ૧૨,૪૧૪ | ૬૬,૨૯૭ |
| કાથો (સોંદરી) ... ... ... | ૩,૪૮૨ | ૧૨,૯૧૯ |
| દોરડાં .. ... ... ... | ૧,૨૫,૩૧૭ | ૧,૧૬,૧૦૩ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | ૨,૦૭,૪૮૯ | ૨,૨૩,૦૨૪ |
| સાઇકલો ... ... ... | ૩,૮૭,૦૨૭ | ૨,૨૦,૬૨૭ |
| કપુર ... ... ... | ૧,૭૨,૯૭૩ | ૧,૨૧,૩૧૦ |
| બીજી જાતની દવા કુલ ... ... | ૧૦,૦૦,૦૬૨ | ૯,૭૭,૨૦૭ |
| લુગડાં રંગવાની ચીજો ... ... | ૧૧,૯૫,૯૦૧ | ૯,૭૯,૧૯૩ |
| ફટાકડા ... ... ... | ૧૧,૯૮૭ | ૫૧,૬૧૮ |
| ફરનીચર ... ... ... | ૧,૮૬,૮૭૯ | ૧,૭૨,૩૩૪ |
| કાચનો સામાન ... ... ... | ૨૧,૪૮,૧૭૮ | ૧૫,૨૩,૧૫૪ |
| ચોખા ... ... ... | ૨,૦૪૬ | ૧,૬૧,૧૬૨ |
| ઘઉં ... ... ... | ૪ | ૧૬૦ |
| ઘઉંનો લોટ ... ... ... | ૨૭,૯૧૨ | ૮૪,૮૧૦ |
| હાર્ડવેર ... ... ... | ૩૪,૩૧,૮૨૬ | ૩૦,૮૨,૫૦૬ |
| ધુપ ... ... ... | ૧,૭૦,૬૪૪ | ૮૭,૨૭૨ |
| ચામડાં બીન કેળવાયલાં ... ... | ૧,૫૮,૮૯૧ | ૧,૦૮,૦૪૪ |
| ઇલેક્ટ્રીસીટીને લગતાં હથીઆરો. ... | ૮,૪૫,૨૬૨ | ૧૧,૦૭,૩૩૧ |
| સંગીત વિગેરેને લગતાં હથીઆરો કુલ. | ૧૫,૦૦,૯૬૭ | ૧૬,૫૭,૫૮૬ |
| હાથીદાંત ... ... ... | ૩,૧૪,૯૧૭ | ૨,૫૨,૪૫૧ |
| ઝવેરાત ... ... ... | ૧,૦૦,૨૪૩ | ૧,૨૮,૯૯૯ |

| | | |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| કેળવાએલાં ચામડાં ... ... | ૩,૧૬,૬૯૧ | ૩,૩૫,૬૭૭ |
| દારૂ ... ... ... ... | ૧૯,૨૯,૦૭૦ | ૧૯,૪૫,૪૦૪ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... | ૬૪,૭૮,૬૩૭ | ૭૩,૫૪,૬૧૨ |
| દીવાસળી .. ... ... | ૧૦,૫૭,૨૩૩ | ૯,૮૧,૭૭૨ |
| પીતળ ... ... ... .. | ૧,૩૬,૧૬૭ | ૧,૨૪,૯૪૦ |
| ત્રાંબુ . ... ... | ૨૬,૦૭,૧૨૬ | ૪૫,૯૭,૭૦૯ |
| જર્મન સીલ્વર . ... ... | ૨,૦૦,૧૩૭ | ૨,૧૯,૧૨૦ |
| લોઢું . ... ... | ૫,૪૧,૧૯૧ | ૩,૩૪,૨૦૭ |
| લોઢું અને સ્ટીલ ... | ૧,૨૦,૬૦,૪૫૩ | ૧,૧૭,૨૧,૦૭૯ |
| સ્ટીલ ... ... | ૩૭,૧૯,૮૭૯ | ૨૯,૮૬.૮૫૪ |
| સીસું .. ... | ૨,૨૯,૬૧૦ | ૨,૧૮,૫૪૪ |
| મોટર ગાડીઓ અને સાઇકલો . | ૧૦,૨૨,૦૭૬ | ૧૧,૭૨,૬૫૬ |
| કેરોસીન તેલ .. .. | ૨૨,૨૫,૭૪૦ | ?૮,૨૩,૪૩૦ |
| અળસીનું તેલ ... ... ... | ૧,૧૨,૭૨૧ | ૬૨,૭૭૦ |
| બીજી જાતનાં તેલો મળી કુલ . | ૩૧,૩૯,૭૧૨ | ૪૦,૬૯,૯૦૦ |
| રંગ રોગાન વિગેરે ... ... .. | ૭,૯૮,૯૦૯ | ૮,૪૧,૨૧૮ |
| કાગળો ... ... ... ... | ૧૨,૫૦,૯૫૦ | ૧૨,૭૧,૧૯૦ |
| રેલવે ગાડાઓ . | ૪૧,૦૨,૭૨૨ | ૪૭,૬૬,૨૩૨ |
| મીઠું ... ... . | ૭,૭૩,૭૧૧ | ૬,૧૦,૦૮૦ |
| સાબુ . ... .. | ૬,૦૩,૪૦૪ | ૭,૮૦,૫૪૫ |
| સોપારી .. ... ... ... | ૧૧,૦૩,૧૮૭ | ૧૦,૧૪,૮૨૫ |
| તેજાનો કુલ ... .. ... | ૧૪,૫૧,૬૪૧ | ૧૪,૨૭,૨૧૩ |
| સ્ટેશનરી ... ... ... . | ૫,૩૨,૦૭૨ | ૫,૬૨,૯૮૮ |
| ખાંડ ... ... . | ૭૪,૫૩,૯૨૭ | ૭૯,૪૨,૫૩૪ |
| સુતર કાચુ .. . ... | ૭,૧૬,૩૦૯ | ૬૪,૧૨૨ |
| ટવીસ્ટ અને યાર્ન . . ... | ૩૭,૯૬,૩૬૪ | ૪૬,૮૨,૧૪૩ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... | ૨,૪૧,૯૬,૦૮૮ | ૨,૦૨,૪૨,૭૨૦ |
| ધોયેલાં પીસ ગુડઝ . ... | ૧,૩૩,૪૨,૭૨૯ | ૧,૧૯,૮૨,૮૮૧ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ . | ૧,૩૭,૮૪,૪૮૫ | ૧,૧૧,૧૧,૯૬૫ |
| શીવવાના દોરા ... | ૩,૦૦,૯૦૯ | ૨,૪૨,૯૬૭ |
| સુતર એકંદર . | ૫,૭૭,૭૦,૬૩૨ | ૪,૯૯,૩૯,૧૮૩ |
| રેશમ કાચું ... ... | ૮,૫૦,૩૪૬ | ૬,૫૦,૬ ૫ |
| રેશમના પીસ ગુડઝ . .. | ૧૫,૯૭ ૦૩૦ | ૧૩,૪૮,?૯૫ |
| કાચુ ઉન .. . . | ૩૯,૧૦૦ | ૮૬,૭૬૯ |
| હોઝીઅરી . ... ... | ૬૦,૮૨૭ | ૮૩,૬૦૧ |
| ઉનના પીસગુડઝ ... .. ... | ૮,૧૧,૮૪૩ | ૭,૮૭,૫૦૨ |
| ઉન કુલ ... ... .. | ૧૨,૪૪,૪૮૪ | ૧૨,૪૨,૩૩૫ |
| તંબાકુ ... ... .. | ૭,૨૦,૪૩૫ | ૬,૩૬,૧૭૧ |

| | રૂ. | રૂ. |
|---|---|---|
| લાકડાં ... ... ... | ૪,૩૬,૧૬૬ | ૭,૬૩,૦૫૬ |
| રમકડાં ... ... ... | ૨,૮૩,૩૬૮ | ૨,૪૮,૯૫૨ |
| છત્રીઓ ... ... ... | ૨,૧૧,૨૧૯ | ૨,૪૮,૬૧૦ |
| છત્રીઓનો સામાન... ... ... | ૪,૪૮,૭૪૮ | ૪,૧૨,૭૦૭ |
| કુલે આયાત ... | ૧૫,૦૪,૧૫,૫૨૪ | ૧૪,૪૯,૬૩,૨૮૨ |

## Exports.

નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૩ | ૧૯૧૪ |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૩,૧૫,૨૧૮ | ૩,૪૦,૨૭૭ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૧,૫૪,૬૩૦ | ૨,૦૨,૩૯૯ |
| મીણબત્તી ... ... ... | ૧,૫૪,૫૯૨ | ૧,૪૬,૦૮૪ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૩,૬૩,૦૫૨ | ૩,૯૪ ૭૯૧ |
| કોલસા ... ... ... ... | ૮,૫૭,૭૩૮ | ૩,૯૧,૯૦૫ |
| કૉફી ... ... ... ... | ૨૩,૫૭,૧૧૭ | ૪૬,૦૦,૭૦૮ |
| કાથો, (સીંદરી) ... ... ... | ૯,૩૭,૫૨૧ | ૬,૮૭,૧૧૮ |
| દોરડાં ... ... ... .. | ૯૩,૪૧૧ | ૧,૧૦,૫૧૨ |
| દવાઓ ... ... ... ... | ૨,૯૯,૨૯૫ | ૧,૬૧,૮૫૧ |
| ગળી ... ... ... ... | ૪,૯૨,૯૩૪ | ૧,૧૪,૬૪૪ |
| હરડા બેડાં ... ... ... | ૭,૦૩,૯૨૩ | ૯,૬૪,૦૧૫ |
| લુગડા ચામડાં રંગવાની ચીજો ... | ૧૪,૮૧,૨૪૧ | ૧૩,૬૨,૦૨૫ |
| ફળને શાક .. ... ... | ૫,૭૭,૭૨૦ | ૬,૧૨,૨૩૪ |
| ડાંગર ... ... .. ... | ૧,૦૮,૧૦૨ | ૧,૭૩,૦૫૫ |
| ચોખા ... . ... ... | ૪,૩૧,૨૫,૦૫૧ | ૩,૦૦,૪૯,૧૪૯ |
| ઘઉં ... ... ... ... | ૩૦,૯૮,૩૭૪ | ૧૦,૦૬,૯૩૫ |
| ઘઉંનો લોટ ... ... ... | ૧૦,૦૫,૩૧૮ | ૮,૯૪,૬૬૯ |
| બીજી જાતનો દાણો ... ... | ૨૬,૦૫,૪૬૪ | ૨૭,૧૬,૪૫૦ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૧,૨૩,૮૧,૪૧૧ | ૧,૨૫,૭૯,૪૧૩ |
| લાખ ... ... ... ... | ૧૮,૦૭,૦૬૫ | ૧૯,૦૧,૫૨૩ |
| કેળવાયલાં ચામડાં... ... ... | ૩૨,૨૯,૬૦૦ | ૩૭,૭૬,૮૧૦ |
| રબર ... ... ... ... | ૨,૦૨,૫૦૯ | ૨,૮૦,૧૫૫ |
| ખાતર ... ... ... ... | ૮,૩૮,૪૬૮ | ૮,૨૭,૭૬૬ |
| મેંગેનીઝ ... ... .. | ૯,૦૪,૩૧૦ | ૧૧,૦૭,૬૭૩ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૫,૩૬,૬૩૪ | ૨,૫૮,૨૭૬ |
| ધાતુ કુલ ... ... ... | ૧૮,૨૫,૭૫૬ | ૧૯,૩૭,૨૨૫ |
| મીણ ... ... ... | ૩,૫૫,૪૪૦ | ૩,૪૫,૯૩૨ |
| અબરખ ... ... ... | ૫,૮૪,૭૯૧ | ૪,૦૯,૪૪૫ |
| દીવેલ ... ... .. | ૧,૨૨,૧૯૦ | ૧,૨૭,૦૦૦ |
| કોપરેલ ... ... ... | ૧,૬૭,૦૪૮ | ૨,૨૩,૪૫૫ |

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

| | રૂ. | રૂ. |
|---|---|---|
| આળસીનું તેલ ... ... ... | ૭૮,૨૩૫ | ૨,૩૪,૩૮૪ |
| બીજી જાતનાં તેલો મળી કુલ... ... | ૬,૩૧,૬૭૨ | ૧૨,૫૬,૪૪૫ |
| ખોળ ... ... ... ... | ૧૩,૧૩,૬૫૫ | ૧૨,૨૧,૩૪ |
| અફીણ ... ... ... ... | ૩૩,૮૨,૯૭૫ | ૧૨,૩૧,૩૦ |
| ઘી ... ... ... ... | ૨,૯૦,૩૭૦ | ૩,૦૪,૪૬ |
| દીવેલી ... ... ... ... | ૨૫,૯૮,૦૨૨ | ૧૭,૫૭,૧૨ |
| ટોપરાં ... ... ... ... | ૨૭,૨૦,૩૯૭ | ૨૫,૫૩,૮૮ |
| કપાસીયા... ... ... ... | ૧૮,૯૮,૭૫૦ | ૨૩,૮૧,૦૬ |
| ભોંયસીંગ ... ... ... | ૫૨,૯૬,૩૮૭ | ૫૧,૦૭,૯૫ |
| આળસી ... ... ... ... | ૨૬,૫૫,૬૯૯ | ૪૯,૮૬,૩૫ |
| ખસખસ... ... ... ... | ૪૫,૬૫૬ | ૧,૧૩,૨૯ |
| સરસવ ... ... ... ... | ૨૧,૩૮,૧૯૬ | ૩૩,૦૮,૫૫ |
| તલ ... ... ... ... | ૨૬,૦૭,૪૨૪ | ૩૮,૭૦,૧૪ |
| તેજાનો ... ... ... ... | ૧૦,૦૧,૩૭૯ | ૧૩,૩૯,૭૯ |
| ખાંડ ... ... ... ... | ૧,૭૩,૩૪૦ | ૧,૩૪,૬૫૩ |
| ચા ... ... ... ... | ૧૫,૨૬,૧૦૯ | ૧૨,૭૨,૦૩૦ |
| કાચું રૂ ... ... ... | ૪,૫૫,૦૬,૪૦૮ | ૪,૬૨,૩૫,૨૭૬ |
| ટવીસ્ટ અને યાર્ન ... . ... ... | ૮૨,૨૪,૩૦૫ | ૫૨,૭૬,૪૬૭ |
| રૂમાલ અને શાલો ... ... ... | ૬૮,૯૧૪ | ૪૮,૫૯૬ |
| પીસ ગુડઝ ... ... ... | ૧૬,૩૩,૫૩૫ | ૧૩,૫૫,૯૨૧ |
| શણ ... ... ... | ૧૪,૪૪,૬૯૦ | ૧૨,૪૨,૫૮૫ |
| જ્યુટ કાચા ... ... ... | ૧,૬૩,૬૪,૦૮૮ | ૧,૬૫,૫૯,૦૩૨ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૨,૭૭૭ | ૧,૫૫૦ |
| ગની બેગઝ ... ... ... | ૧,૧૧,૭૧,૩૫૪ | ૧,૨૫,૧૭,૭૮૪ |
| ગુણપાટ ... . ... | ૧,૦૯,૭૨,૯૯૭ | ૧,૪૨,૮૧,૨૨૫ |
| રેશમ ( કાચું ) ... ... ... | ૧,૭૨,૯૫૧ | ૧,૦૫,૧૪૩ |
| રેશમ કુલ ... ... ... | ૨,૨૫,૨૭૩ | ૧,૭૦,૧૬૨ |
| ઉન કાચી ... ... ... | ૧૩,૪૫,૩૦૫ | ૨૩,૩૦,૬૭૭ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૧૫,૯૭,૭૬૭ | ૨૫,૩૨,૦૮૩ |
| તંબાકુ, બીડી વિગેરે ... ... | ૨,૪૩,૪૬૮ | ૩,૩૩,૦૮૧ |
| લાકડાં પાટીયાં વીગેરે ... ... | ૯,૮૮,૭૭૬ | ૫,૭૬,૪૩૧ |
| **હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ.** | ૨૧,૦૩,૧૭,૬૨૪ | ૨૦,૧૬,૪૨,૮૭૧ |

---

## COMMERCIAL INTELLIGENCE.

## વેપારી બાતમી.

આ મથાળાં નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. એ બાબત કંઈ પણ વધારે માહીતી જોઇતી હોય તો આ ચેમ્બરના સેક્રેટરીને લખ્યાથી ખુલાસો મળી શકશે. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઈ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ધી ઈન્ડીઅન ટ્રેડ જર્નલ | | |
| ,, સી. ૪૩૫ | ડબલીનની એક પેઢી. | Scientific instrument, એટલે શાસ્ત્રાનુસાર બનાવેલાં હથિયારો બનાવનાર ડબલીનની એક પેઢી તેવાં હથિયાર આયાત કરનાર વેપારીઓ સાથેસંબંધ કરવા માગે છે. |
| ,, સી. ૪૩૬ | શેફીલ્ડની એક પેઢી | ઇંગ્લાંડમાં આવેલાં શેફીલ્ડ શહેરની, એનજીનીયરો, રેલવેના કંટ્રાકટરો અને લાકડ કામ કરનારાઓનાં બરનાં ગજવેલનાં ઓજારો બનાવનાર એક પેઢી, તે ઓજારો વેચવા માટે મુંબઈ. કલકતા, મદ્રાસ અને કરાંચીમાં એજન્ટો, નીમવા માગે છે. |
| ,, સી. ૪૩૭ | જર્મનીના હામબર્ગ શહેરની એક પેઢી. | આંબલી બહાર ગામ ખાતે ચડાવનાર વેપારીઓ સાથે સંબધ કરવા માગે છે. |
| ,, સી. ૪૩૮ | બ્લેકબર્નની એક પેઢી. | ઇંગ્લાંડમાં આવેલાં બ્લેકબર્ન શહેરની બળદની ગાડીઓ બનાવનાર એક પેઢી મદ્રાસ, દીલ્હી અને કલકતામાં એજન્ટો નીમવા માગે છે. |
| ,, સી ૪૩૯ | ન્યુગીનીના પેળુઆ શહેરનો એક વેપારી. | ટોપરાં, ઘઉં, ભુસો વિગેરે ભરી શકાય તેવા કોથળા બનાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, સી. ૪૪૦ | ચીકાગોનો એક વેપારી. | યુનાઇટેડસ્ટેટસ અમેરિકાનાં ચીકાગો શહેરનો એક વેપારી મધપુડાનું પીળું સુધાર્યો વગરનું મીણ બહારગામ ચડાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, સી. ૪૪૨ | ઓરીસાના ચંદબાલી શહેરનો એક વેપારી. | Divi Divi દીવી દીવી ખરીદનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |

ધી ઍગ્લો ટાઇલ માર્ટ, ૨૧ બૅંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે |
|---|---|---|
| ઇન્ડીઅન ટ્રેડ જર્નલ ,, સી. ૪૪૩ | કેયરોનો એક વેપારી. | લોટની મીલવાળાઓ, જે લોટ ઇજીપ્ત ખાતે ચડાવવા માગતા હોય, તેના ઇજીપ્ત ખાતેના એજન્ટ તરીકે કામ કરવા ખુશી છે. |
| ,, સી. ૪૪૪ | લંડનની એકપેઢી. | લોઢાંનો સામાન, મીશ્રધાતુ અને એલુમીનમનાં વાસણો આયાત કરનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, સી. ૪૪૫ | ઑસ્ટ્રીયાનાં ટ્રીએસ્ટ શહેરની એક પેઢી. | ગળી, મીંઢીયાવળ, હરડે અને ધુપ બહાર ગામ ખાતે ચડાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| , સી. ૪૪૬ | લીડઝની એક પેઢી. | ઇન્ગ્લાંડમાંનાં લીડઝ શહેરની, મોટારથી ચાલતાં હળો અને અનાજ ઓરવાનાં ઓજાર બનાવનાર એક પેઢી, તે હથિઆરો આયાત કરનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, સી. ૪૪૭ | કલકત્તાની એક પેઢી. | બટન બનાવવા માટે શંખલાં બહાર ગામ ચડાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે |
| ,, ડી. ૧ | બરમીગહામની એક પેઢી. | લુહારો, સોનીઓ અને ધાતુનું કામ કરનારાઓ પોલીશ કરવા માટે જે બ્રશો વાપરે છે તેવાં ખાસ બ્રશો બનાવનાર બરમીંગહામની એક પેઢી તે બ્રશો ખરીદનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે |
| ,, ડી. ૨ | યુનાઇટેડસ્ટેટસના રહોડ આઇલેન્ડની એક પેઢી | કાચું રૂ પરદેશ ખાતે ચડાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૩ | જાપાનનાં ઓસાકાની એક પેઢી. | વીજળીનાં કામ માટે પોરસીલેઇનની ફાયરો અને ઇન્સુલેટરો આયાત કરનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૮ | ન્યુયોર્કની એક પેઢી. | કાળી લખવાની શાહી, કૉપીંગ ઇંક, ગુંદર, પેઇસ્ટ અને ટાઇપ રાઇટરને લગતો સામાન વેચવા માટે એજન્ટો નીમવા માગે છે. |
| ,, ડી. ૧૦ | ,, ,, ,, | મોટોર કારને લગતો સામાન વેચવા માટે એજન્ટો નીમવા માગે છે. |
| ,, ડી. ૧૧ | માનચેસ્ટરની એક પેઢી. | કાગળો વેચવા માટે મુંબઇ ખાતે એજન્ટ નીમવા માગે છે. |
| , ડી. ૧૨ | સ્વીડનના સ્ટૉકહામનો એક વેપારી. | ચોખા બહારગામ ખાતે ચડાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઈ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીઅન ટ્રેડ જર્નલ ,, ડી. ૧૪ | ગોમોળનો એક વેપારી. | ઇ. આઇ. રેલવે પર આવેલાં ગોમોબ શહેરના, રેશમ અને એરી સીલ્કમાંથી કોટ અને શર્ટનાં બરનાં કપડાં બનાવનાર એક વેપારી તે બહારગામ ખાતે ચડાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૧૬ | કલકત્તાનો એક વેપારી. | સીલખડી વેચનાર વેપારી અને ખાસ કરી જયપુર અને ઈડર તરફના વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૨૧ | ચીકાગોની એક વેપારી. | યુનાઇટેડ સ્ટેટસ અમેરિકાનાં ચીકાગો શહેરનો એક વેપારી વપરાયેલી અને કાઢી નાખેલાં લુગડાં આયાત કરનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી ૨૮ | ,, ,, ,, | દવાઓ અને રસાયણિક બનાવટો વેચવા માટે એજન્ટો નીમવા માગે છે. |
| ,, ડી. ૨૭ | ફીલાડેલફીયાની એક પેઢી. | સરસવ અને એવાંજ બીજાં તેલીયાં બીયાં પરદેશ ખાતે ચડાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૨૯ | બ્રીસ્ટલના એક પેઢી. | ઈંગ્લાંડનાં બ્રીસ્ટલ શહેરની એક પેઢી ચોખ્ખો સફેદ ટેલો અને ખાવા લાયક કપાસીયાનું તેલ આયાત કરનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૩૩ | ફીલાડેલફીયાની એક પેઢી. | યુનાઇટેડ સ્ટેટસનાં ફીલાડેલફીયાની, મરદો અને બાનુઓનાં સાંધા વગરના સુતરાઉ, રેશમી અને ઇમીટેશન સીલ્કનાં મોજાં અને એવોજ હોઝીઅરીનો સામાન બનાવનાર એક પેઢી, ત માલ વેચવા માટે એજન્ટો નીમવા માગે છે. |
| ,, ડી. ૩૪ | ઓસાકાની એક પેઢી. | જાપાનનાં ઓસાકા શહેરની એક પેઢી કલકતા, મુંબઈ, કરાંચી અને મદ્રાસના હોઝીઅરી આયાત કરનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૩૭ | ન્યુયોર્કની એક પેઢી. | જુનાં દોરડાં અને જનાવરોનાં હાડકાં લાટબંધ પરદેશ ખાતે ચડાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૩૮ | ફીલાડેલફીયાની એક પેઢી. | કાગળની પેનસીલો બનાવનાર ફીલાડેલફીયાની એક પેઢી પોતાની બનાવટની પેનસીલો વેચવા માટે એજન્ટો નીમવા માગે છે. |

| ખબર મોકલનારનું નામ | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઈ બાબતનો વેપાર કરવા માગે છે તે |
|---|---|---|
| ધી ઇન્ડીઅન ટ્રેડ જર્નલ ,, ડી. ૩૯ | ન્યુયોર્કની એક પેઢી. | કેળના રેસા પુરા પાડનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૪૫ | ટ્રીએસ્ટની એક પેઢી. | ટોપરાં, કેરી, કાજુ અને સુકો મેવો પરદેશ ખાતે ચડાવનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી ૫૦ | મદ્રાસ ઇલાકાનાં પેટાઈ શહેરનો એક વેપારી. | યુનાઇટેડ કીંગડમના, ઝેરકચોળાંનો સત્વ જથ્થાબંધ ખરીધનાર વેપારીઓ સાથે સંબંધ કરવા માગે છે. |
| ,, ડી. ૫૨ | ન્યુયોર્કની એક પેઢી. | સુતરાઉ કાપડ, લોઢાંનો સામાન, ટાઈપ રાઇટરો અને મોટર ગાડીઓને લગતો પરચુટણ સામાન અમેરિકાથી ખરીદી મોકલનાર એજન્ટ તરીકે કામ કરવા ખુશી છે. |
| ,, ડી. ૫૩ | કેઈપ ટાઉનનો એક વેપારી. | ચોખા અને ચોખાના કોથળા દક્ષિણ આફ્રીકા ખાતે ચડાવનાર વેપારીઓના એજન્ટ તરીકે કામ કરવા ખુશી છે. |

જે ઠેકાણે ઇન્ડીઅન ટ્રેડ જરનલ લખ્યું **નથી** તે ઠેકાણાની સઘળી બાતમી માટે આ ચેમ્બરમાં જાતે મળવું અથવા પુછાવી જોવું.

ઉપરની બાતમીઓમાં જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જરનલ' લખેલું છે તેના સંબંધમાં સીધ્ધું ડાયરેકટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી જોવું. (આ ચેમ્બરનું નામ ત કાગળમાં લખવું).

**નોટ.**

"ધી ઇન્ડીયન ટ્રેડ જરનલ" ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે શિવાય તેવી બાતમીઓના જવાબ આપવામાં આવશે નહિં.

જુદા જુદા ઉદ્યોગો માટે ઘણા લોકોને ઉત્સાહ થાય છે પણ તે ઉત્સાહ બર શી રીતે લાવવો તે બરાબર સમજાતું નથી કારણકે તે ઉદ્યોગને માટે શુંશું સાધનો જોઇએ તથા કેવા પ્રકારનું જ્ઞાન જોઈએ તે માહિતી મેળવવી મુશ્કેલ છે. આ ઉપરથી અમે એવી ગોઠવણ કરેલી છે કે જે લોકોને આવી જાતની માહિતી જોઈતી હોય તેઓએ અમોને લખવું અને અમે ઇંગ્લંડથી ખાસ અનુભવીની મારફતે તે બાબે ઘટતા ખુલાસા મંગાવી આપીશું. માહિતી મંગાવનારા પાસેથી જે ખર્ચ થશે તેજ લેવામાં આવશે. તે માહિતી તથા તેનો ખુલાસો આ માસિકમાં ઔદ્યોગીક માહિતી યાને Industrial Inquiries, એ નામના કોલમમાં આપવામાં આવશે. આશા છે કે એનો બરાબર રીત ઉપયોગ લેવામાં આવશે.

ખાસ દારૂ નહી વાપરનારાઓ માટે સ્વાદીષ્ટ
લેહેજતદાર પીણાની ખોટ હતી તે
પુરી પાડી છે.



આલકોહલ વગરનું તદ્દન સ્વચ્છ

# ડી. ફ. પન્ચ.

વનસ્પતીમાંથી
બનાવેલું હોવાથી કોઇપણ
ધર્મવાળાઓને બાધ આવે
એમ નથી.

---



બાટલીના રૂ. ૧-૬-૦

એકલા આડત્યા:-

**ડી. સી. ઉમરીગરની કંપની.**

કાફર્ડ મારકેટ—મુંબાઇ
અને
સરવે આબરૂદાર વેપારીઓને ત્યાંથી મળશે.

સ્થાપી સને ૧૯૧૦ માં.

ટેલીગ્રાફનું સરનામું,

" ટાટસાત " મુંબઇ

ટેલીફોન નંબરઃ-



કોડસઃ-

A. B. C. ૫ મી આવૃત્તિ

અને

ગુપ્ત મીંઢાઓ.

## બૅરૅટની વ્યાપાર તથા ઉદ્યોગને લગતી બ્યુરો.

હિંદી અને દેશ દેશાવરના ધંધા વ્યાપારના ફેલાવાને

અર્પિત યોજના

( દુન્યા દરમિયાન બધે બધ પ્રતિનિધીઓ, આડત્યાઓ અને ગુમાસ્તાઓ ધરાવતું ખાતું.)

વડી આફીસો-૯ ફોરબર્સ સ્ટ્રીટ કોટ,-મુંબઇ

### પત્રવ્યવહારી સભામંડળ.

હિંદુસ્તાન તથા બાહેરની મંજુર રહેલી પેહેડીઓ જે કારખાનાવાળાઓ તથા વ્યાપારીઓ ધંધાનો સંબંધ રાખવામાં લાભ જોતા હોય તેઓ સાથ સરળ વ્યવહાર ચલાવવાને મજકુર પેહેડીઓને સગવડ કરી આપવી; અને વળી એક સદંતર અપક્ષપાત સાધન મારફતે વ્યાપારી બાબદો ઉપર સતાવાર ખબરો મેળવી આપવી, એ રીતે આ મંડળના મેમ્બરોને, જેથી તેમના કામ ધંધામાં વૃદ્ધિ થાય તથા મદદ મળે, તેવી દરેક વાતમાં ઉસ્તવાર રહેવાને શક્તિવાન બનાવવા એ આ સંસ્થાનો મુખ્ય હેતુ તેમજ તેની મુખ્ય નેમ છે.

અમારી સંસ્થા પત્રવ્યવહારી સભ્ય જનોને નીચલી વાતોનો અખત્યાર આપે છેઃ—

૧ કારખાનાવાળાઓ તથા માલ નિકાશ કરનારાઓ તરફની યોગ્ય આડતો મેળવવામાં મદદ કરનારાં અમારા "એજન્સી ડીપાર્ટમેંટ" એટલે આડતખાતાંનો મન ચાહે તેમ અપાર ઉપયોગ કરવો એટલે લાભ લેવો.

૨ જે કારખાનાવાળાઓ અને વ્યાપારીઓ પાસેથી તેઓ એટલે સભ્યજનો માલ મેળવવાને તેમજ વ્યાપારી બાબતો ચાલુ બજાર ભાવો, કિંવા તૈયાર કીધેલા અથવા તો કાચા પદાર્થો વેચવા માટેનાં વ્યાપારનાં મંડાણો વગેરેના સંબધમાં કાંઇ બાતમી પામવાને ઇચ્છતા હોય તેમના સાથ સીધો પત્રવ્યવહાર ચલાવવાને સગવડ કરી આપવી.

૩ વીઝીટરો એટલે મુલાકાત લેવા આવનારાઓની ચોકાસી માટે અને વ્યાપારી પ્રવાસીઓના ઉપયોગ માટે સભ્યજનોનાં નામો, તેમના ધંધાની વિગતો વિગેરેને બ્યુરોની ફાઇલોમાં રેજીસ્ટર કરવામા આવશે.

૪ કોઇપણ સભ્યજન મુંબઇ આવતાં, અમારી મુંબઇ ખાતેની ઓફીસોનો અને "કેબલ એડરેસ" એટલે તાર સરનામાનો છુટથી ઉપયોગ કરવા સાહત તરેહવાર સગવડો ભોગવી શકશે. અમારા સભ્યજનો કાગળો મેળવી શકશે, પોતાનો પત્રવ્યવહાર ચલાવી શકશે, અમારા કેટલગો. ડાયરેકટરીઓ અને ટેલીફોન છુટથી વાપરી શકશે, અને ખરીદીનાં ઠેકાણાંઓ બાબે સંપૂર્ણ સલાહ માગી શકશે.

મેમ્બરશીપ માટેની સરટીફીકેટો જે માત્ર મંજુર થયેલી પેહેડીઓ કિંવા આસામીઓ માટેજ બાહેર પાડવામાં આવશે તે ૧૨ મહિના સુધીજ કાર્યસાધક રહેશે, જેમ કરવા માટેની ફ્રી પૌંડ ૧) અથવા રૂપિયા ૧૫ માત્ર છે જે આંગ ઉપર આપવા.

દેશાવર માટે વગવાળા એજન્ટો જોઇએ છીએ.

તા૦ ૪૦—આ બ્યુરો પોતે કાંઈ પણ વ્યાપાર કરતી નથી.

ગુલે ચિના પ્રીન્ટીંગ પ્રેસ બજારગેટ કોટ મુંબઈ.




# સાનમેટો.

# SANMETTO.

આ દવા પુરૂપ તથા સ્ત્રીની જનનેંદ્રિયની જીવન શક્તિ વધારનાર એક ઉત્તમ દવા તરીકે આખી દુનીઆના પ્રખ્યાત દાક્તરો અને વૈદ્યો મુત્રવ્યાધના અસાધ્ય રોગોને માટે ઘણા વખતથી વાપરે છે. સાનમેટો યકૃત્ તથા જનનેંદ્રિય અને મુત્રાશયના રોગો માટે ઘણુંજ ઉપયોગી છે; તે લેવાથી પિશાબ સ્વચ્છ અને સાફ આવે છે. મુત્રાશયના મોં આગળના ભાગ ઉપર 'પ્રૉસ્ટેટ ગ્લેન્ડ' નામની એક નાની ગાંઠ હોય છે, તે ઘણું કરીને વૃદ્ધાવસ્થામાં મોટી થઈ જાય છે અને તે કારણુથી પિશાબ સાફ આવવામાં ઘણી અડચણુ આવે છે તથા રાત્ર દિવસ ઘડી ઘડી પિશાબ કરવાની શંકા થાય છે; આવી સ્થિતિમાં સાનમેટોના જેવી બીજી એક પણુ દવા નથી. સાનમેટો સ્ત્રીઓના ગર્ભાવસ્થાના કાળ વખતે થતા રોગો જેની અંદર પિશાબ ઘણીજ ગરમ, બળત્રા થતી અને ઘણી વખત થાયછે એવા મુત્રાશયને લગતા વ્યાધિમા બહુ ફળદાયકછે. વળી નાના બચ્ચાઓ ઉંઘમાં બિછાનામાં પિશાબ કરીનાંખે છે તે રોગમાં ઘણું ઉપયોગી છે, તથા સ્ત્રી પુરૂષને પિશાબમાં થતી હરેક પ્રકારની અડચણ થતા બળત્રા દુર કરે છે. આ ઉત્તમ દવા પ્રમેહ અને વિપ્રમેહના રોગ માટે ઘણા વખતથી વપરાય છે. સાનમેટો પુરૂષ તથા સ્ત્રીની જનનેંદ્રિયની શિથિળતા તથા દુર્બળતાને લગતા દરેક વિકારને માટે વિશેષ ફળદાયીછે તથા અશક્ત અને વિર્યહિન થયેલી ઇંદ્રિને તાકાદ આપી સ્રી પુરૂષોને નવી જુવાની બક્ષે છે.

## સાનમેટો રોગને અટકાવનારી દવા તરીકે

ઘણા ખરા લોકો જનનેંદ્રિયને રોગમાંથી બચાવવાને અને સારી તંદુરસ્તીમાં રાખવાને ઘણુંજ થોડું લક્ષ આપે છે. કોઈ પણ માણસ પર સેવા અથવા તો આંતરડાંની હીલચાલ વગર થોડા સાર વખત લગણ જીવી શકે છે પણ જો જનનેંદ્રિય ૨૪ થી ૪૮ કલાક કામ કરતી બંધ પડે તો ઘણુંજ દુઃખ અને ઈજા થઈ આવે છે કારણ કે ઘણોજ ઝેરી કચરો જે મુત્રવાટે નીકળી જવો જોઇએ તે રહી જાય છે; અને તેથી જનનેંદ્રિયના સઘળા અગત્યના કામ કરતાં કબજીઆતથી છુટા થવાને અને આંતરડાંની ઇજા વગર હીલચાલ માટે ઘણું વિચારવામાં આવે છે. જો હમેશ મુત્ર ઘણું વધારે અથવા થોડું નીકળે અથવા ઘણો વખત અથવા જોઇએ તે કરતા ઓછી વખત નીકળે; જો મુત્રમાં કાઇ કચરો હોય અથવા ભુરાસ પડતું અને પારદર્શક નહિ હોય અથવા લોહીવાળું હોય; જો મુત્રથી તણખ મારતી હોય કે ઇજા થતી હોય અથવા ટીપાં પડતાં હોય; જો મુત્રાશયના કોથલી આગળના ભાગ પુરો ભરેલો છે એમ લાગતું હોય, અને તે કાઢવાને પુરી શક્તિ નાહિં હોય; જો કોઇને રાત્રે મુત્રને માટે વારંવાર ઉઠવું પડતું હોય; જો જનનેંદ્રિય ઉઘાડી રહેવાથી ઠંડી લાગી હોય તેથી ઇજા થતી હોય તો આ દરેક માટે એક અથવા બે ચમચા દહાડામાં જમ્યા અગાઉ અથવા પછી અને રાત્રીના સુતી વખત મળી ત્રણુચાર વાર સાનમેટો લેવું ભુલવું નહિ.

આથી જનનેંદ્રિયને ભવિષ્યમાં ઇજાથી બચાવી દેશે અને આખી સીસ્ટમ બરાબર ચાલુ રહેશે, તે જનનેંદ્રિયને પુરેપુરી મુત્રથી ખાલી કરીને મજબૂત કરશે અને જનનેંદ્રિયમાં ખરાબ મુત્રન રહેવાથી ધીમી ઝેરી સીસ્ટમને દુર કરશે.

સાનમેટો ફક્ત આઠ ઔંસની બાટલીમાં વેચાય છે. દરેક બાટલીની કીંમત ત્રણ રૂપૈયા અને આ આના. દવા વેચનાર કેમિસ્ટ અથવા ડ્રગિસ્ટને ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. કોઇ પણ કારણુથી ન મળી શકે તો અમને લખી જણાવવાથી તરત મોકલવામાં આવશે.

ઓડી. કેમીકલ કુંપની, બૅરોસ્ટ્રીટ, ન્યુયૉર્ક—અમેરિકા

Od. CHEM. CO., 61 Barrow Street, New York U. S. A

# ઇ. એસ. માલાની કુંપની.

## ગાડી ઘોડા અને મોટરને લગતા સર્વે માલના છુટક તથા જથાબંધ વેચનાર



હમારે ત્યાં ઘોડાના હારનેસો, વેલાયતી, અમેરીકન અને ગાંમઠી હમેશાં તૈયાર મળે છે તેમજ બનાવી આપીએ છીએ.

ગાડીના રબર ટાયર ઘોડાની નાલછાપના ઘણીજ ઉંચી કવૉલીટીના મળે છે જે રબર આખા હીંદુસ્તાન, બરમા, સીલોન વગેરે ઠેકાણે ઘણાજ વખણાએલા છે.

હમો ઉંચામાં ઉંચી એકજ કવૉલીટીના રબર ટાયર સ્ટૉકમાં રાખીએ છીએ.

હમોએ હમારા માલની ઉંચી બનાવટ માટે જયાં જયાં પ્રદરશનમાં માલ મુકયો છે ત્યાં સોના તથા ચાંદીના ચાંદા ઇનામમાં મળ્યા છે એજ હમારા માલની ઉંચી કવૉલીટીની ખાત્રી બતાવે છે.

હમોએ હમારા માનવંતા મુંબઇના ઘરાકોની સવળતા માટે ન્યુ કવીન્સ રોડ, ચોપટીના જુના ફાટક પાસે મીલની બાજુમા શાખા ખોલ્લી છે. ત્યાં સર્વે માલ ખુલ્લો મુકયો છે. ભાવો ઘણાજ કમતી રાખ્યા છે માટે એક વખત મુલાકાત લઇ ખાત્રી કરશો.

જો માલ મોંઘો પડે અથવા પસંદ નહી પડે તો તરત પાછો લેવામાં આવશે અથવા બદલી આપવામાં આવશે.

હારનેસને લગતું રીપેર કામ પણ તરત કીફાયત ભાવે મન પસંદ કરી આપવામાં આવે છે.

હમારૂં નમુનાનું ભાવો સાથતું કેટલૉગ મંગાવે મોકલી આપવામાં આવશે.

## ઈ. એસ. માલાની કુંપની.

હેડ ઓફીસ ભીંડી બજાર,

સાખા—ન્યુ કુવીન્સ રોડ, ચોપાટીના ફાટક સામે મીલની બાજુમાં.

અમુલ્ય લાભ !　　　　　　　　　　　　　　　　　　　　અમુલ્ય લાભ !

ફકત નવી દુકાનની એકવાર મુલાકાત લીધાથીજ ખાત્રી થશે કે

## માલ ભરોસાદાર–કીંમત વાજબી, વાપરવામાં ટકાઉ




ચીજો ઘણાજ કીફાયત ભાવે મળે છે.
રોસકોફ સીસ્ટમ ઉપર બનાવેલું સસ્તામાં
સસ્તુ ઘડીઆળ રૂ. ૨ ) માં મળી શકશે.
એ સીવાય વાપરવાલાયક પાંચ વરસની
ગેરેન્ટી સાથે વોચીસો

નં ૦ ૧ લો રૂ. ૩, નાં૦ ૨ જો રૂ. ૪. નાં૦ ૩ જો રૂ. ૫ માં ઘણાજ ટકાઉ અને ટાઈમ આપવામાં ચોકસ મળશે.

એ સીવાય દરેક જાતના કલૉકો, ટાઈમપીસો તથા દરેક મેકરનાં વોચીસો કીફાયત ભાવે મળી શકશે.

બહારગામ માલ વી૦ પી૦ થી જોઇ તપાસીને મોકલવામાં આવે છે.

મંગલદાસ મનસુખલાલની કું૦,
નાં૦ ૩૦૩, અબદુલરહેમાન સ્ટ્રીટ, મુંબઇ.

---

# ભાવનગર એજન્સી.

…દમો અને કમીશન એજંટો.

કરાંચી, કચ્છમાંડવી તથા માંગલોર લાઇન બંદરો ઉપરાંત મદ્રાસ તથા કલકત્તા લાઇન થા ચીન, જાપાન લાઇનો ઝાંઝીબાર તથા ન એડન, પરશ્યન ગલ્ફ તથા વિલાયત ઉપરાંત દુન્યાના કોઇ પણ બંદરોમાં માલની શીપ કામ નીયમીત અને માફક દરે કરી

મેનેજર.
ભાવનગર એજંસી, ખાંડબજાર, મુંબઇ.

શરીરની નબળી પડેલી નં
તબીયત તપાસી રોગ પારખી
મીરોનાં દરદો મટયાં છે. જે સરટીફીકે
રાજ બાદશાહી કુટુંબ
બાનુઓને
શરીરનુ નબળાપણું તથા હાડજ્વર
થતું દરદ તથા મગજ ખાલી થવાથી
દૂર કરી લોહીને સુધારી શરીરને ગુલાબ
ચમતકારીક અમારી દવા છે. દવાની કીંમ
હોય તો દવા લેશો તપાસવાની ફી રૂ. ૫,
નાઈટ પીલ્સ ખાવાથી સુખે નીંદરા લા
દાનને લગતા તમામ રોગોને માટે
માનમાં થતા અવાજ એ સર્વ દરદોને સારાં કરે.
અદભુત દંતમંજન–દાંતને લગતા તમામ રે
એટલા રોગોને દુર કરી દાંત મજબુત બનાવે છે. કી
આવા રોગોને માટે, ફ્રીજ કિંમત જોઇ અમારે
ખાત્રી કરો.
હું શ્રીમંતની ખુશામત કરતો નથી. પઇર
ગ્રામને કામ કરૂં છું. મરીઓને મફત દવા આપું

# સપટ કંપનીની જગપ્રસિદ્ધ દવાઓ.

## ઠેકાણું:—કાલબાદેવી રોડ-મુંબઈ.

## પ્રદર રીપુ.

પ્રદર કે ધુપણી જેને (Whites કહે છે તેને માટે આ અકસીર દવા છે. કી૦ રૂ. ૩

## સપટ લોશન.

દરાજની અકસીર દવાથી લાખો માણસોને ફાયદો થયો છે. કદી નિષ્ફળ નીવડતી નથી. કી૦ ચાર આના.

## ખરજવાનો મલમ.

સુકાં કે લીલાં ખરજવાં ઉપર રામબાણ દવા છે. કીંમત આઠ આના.

## હરસની દવા.

ગોળીઓની કી૦ રૂ ૧ ) મલમની કી૦ રૂ ૧॥

આ દવાથી ગમે તે જાતના લોહીયાર કે સુકા હરસ સારા થાય છે. પેટ સાફ લાવે છે. સકરામાં થતી વેદના શાન્ત થાય છે.

## દમ હાંફણ શ્વાસનું ચુર્ણ.

આ ચુર્ણ દમ, હાંફણ, શ્વાસ, ખાંસી વગેરે જુનાં ગમે તેવાં હઠીલાં દરદોને જરૂર નાબુદ કરે છે. કી૦ રૂ ૧.

## ખાંસીની ગોળીઓ.

ખાંસી મટાડે છે, છાતી તથા ગળાંના દરદોપર અકસીર છે. કીં૦ છ આના.

## ગરમીપર રામબાણ દવા.

આ દવા ગમે તેવા જુના કે નવા ગરમીના રોગોને ફકત એકજ દહાડામાં ફાયદો કરે છે, પીશાબમાં થતી અગન, તનક ને પરૂને બંધ કરી જખમ જડમુળ સુધ્ધાં નીકળી જાય છે. કી૦ રૂ. સવા.

## શકિતવર્ધક ચુર્ણ.

પુરૂષો અને વિદ્યાર્થીઓએ આ દવાનો ઉપયોગ કરવાથી ઉત્પન્ન થયેલાં દરદોનો નાશ કરી દરેક અવયવને પુષ્ટ બનાવે છે. કી૦ રૂ દોઢ.

---

આ માસિક ૯૩, ચીંચપોકલી ક્રોસ રોડ મુંબઇ, લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ કે. એન. ગોરેગાંવ પ્રેસમાં ધોંડીબા નારાયણ ચવાણે છાપ્યું છે અને ધી ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર અને બ્યુરો માટે જમનાદાસ કૃપાશંકર મહેતાએ મુંબઇ, એલ્ફીન્સ્ટન એપોલો સ્ટ્રીટ, કોટમાં પ્રસિદ્ધ કર્યું છે.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

Registered No. B. 810

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૭ મું .VOL. VII. AUGUST. 1914,-જુલાઈ ૧૯૧૪. અંક ૨ જો. No. 2

બાબુભાઇ આણંદજી મીણવાળા. ૧૧૧ માંડવી ( ખોજાગલી સામે ) મુંબઇ.

| મહેનત, પૈસા અને વખતનો, બચાવ. | ખાત્રી માટે નમુના | કેરોસીન તેલની બતી કરતાં ૯૦ (નેવું) ટકા ફાયદો. | મુફત મળેછે જ | કાળજી, ખટપટ, બીલકુલ નહી જ. |
|---|---|---|---|---|

જથાબંધ ઓછા ભાવે મળે છે.

વનસ્પતી અને ખનીજ પદાર્થો વીગેરેથી બનેલી

( ગલાસોમાં બાળવાની )

૪–૬–૮ કલાકો ચાલે તેવી સફેદ. ૪–૬–૮ કલાકો ચાલે તેવી

સુર્ય–છાપ.

# મીણબતીઓ.

( વધારે અજવાળું. )

છુટક મરજીઆત મળે છે.

તેનાંજ બતીથી ફુટે નહીં તેવાં (કાચનાં) જાડાં–ગલાસો–પ્યાલીઓ વીગેરે.

૧૦–૧૪ ઔંસની સફેદ, લાંબી–ટુંકી

મીણબતીઓ.

તેની નક્કર પીતળની ( મજબુત સ્પ્રીંગની )

મોટી **ફોન્સ્ટી.**

( કાચનાં ગલોબ સાથે. )

૧ બંડલમાં ૩૨ વાળી રંગીન જીણી

**મીણબતીઓ.**

તેની નક્કર પીતળની ( મજબુત સ્પ્રીંગની )

નાની **ફોન્સ્ટી.**

( કાચનાં ગલોબ સાથે. )

તથા

દરેક જાતનું સફેદ–પીળું વીગેરે **મીણ** જથાબંધ તથા છુટક ઓછા ભાવે મળશે.

## બાબુભાઇ આણંદજી મીણવાળા.

૧૧૧ માંડવી (ખોજાગલી પાસે) મુંબઇ.

હરીફાઇના મેદાનમાં સર્વોત્તમ પુરવાર થયેલું.

રજીસ્ટર.

# સીમલા હેઅર ઑઇલ તથા સેંટો.




આ સર્વોતમ સુગંધીદાર ( સીમલા હેઅર ઑઇલ ) ખરી પડતા વાળને અટકાવી સુંદર કાળા તેજસ્વી અને નરમ રેશમ જેવા બનાવે છે એટલુંજ નહી પણ એવુ ગુણકારક વસાણાનુ મીશ્રણ છે ક જેથી મગજને ઠંડક રાખે છે વિદ્યાર્થી, તથા મગજ સંબધી કામ કરનારાઓને માટે એક આશીર્વાદ રૂપ છે તેમજ સુગધીમા પણ અતી મધુર છે બજારમા વેચાતા નામચીન તેલોના ભરોસે ન રહેતાં ગુણની ખાત્રી કરવા માટે હમારૂ ( Simla Hair Oil ) વાપરો.

હમારી ચીજોની બનાવટ માટે છેલ્લા માઇસોરના પ્રદર્શનમાં સોનાનો ચાંદ તેમજ ધારવાડમા મુંબઇના નામદાર ગવરનર સાહેબે ખાસ સર્ટીફીકેટ ઑફ મેરીટ આપ્યા છે. તેમજ બીજા હજારો ઉત્તમ અભીપ્રાયો મળ્યા છે.

કીંમત શીશી ૧ નો

| | | |
|---|---|---|
| રૉયલ સીમલા પરફ્યુમ | રૂ ૦–૮૦ થી રૂ ૪૦૦ | પોષ્ટેજ જુદુ. |
| સીમલા ઓટો ભીમલા | રૂ ૦૧૨૦ થી રૂ ૨૦૦ | |
| સુગધી કાર્ડો સુગધી નગ ૧ નો | રૂ ૦૧૦ | |

ચાર આનાની પોસ્ટેજ ટીકીટ મોકલનારને તમામ નમુના મફત મોકલવામાં આવે છે.

## ચેતવણી.

૧૯૧૪ માં સુધારો કરેલા માલ ઉપર કંપનીની સહી છે, ખરીદ કરતી વખતે ( Simla ) નામ તથા ટ્રેડમાર્ક તપાસજો.

સીમલા કંપની અને લોટસ સોપ ફેક્ટરીના. સોલ એજંટો. **પી. કાકુની કું૦**

જનરલ મરચંટ એન્ડ કમીશન એજંટ,

કાલબાદેવી રોડ,—મુંબઇ નં૦ ૨.




## " ક્લિડાયન્સ "

ટૉનીક સોલ્યુશનઃ—એના પદાર્થો " ગ્લિસરો ફોસફેટ " સહેલાઈથી લોહીમાં મળી જાયછે, અને તેથીજ જ્ઞાનતંતુની નબળાઇ તેમજ બીજા રોગો દુર કરવામાં ઘણી સારી છે. રૂ. ૨—૦—૦

દંત મંજનઃ—ફીનોલ જેવી નુકશાનકારક દવાઓથી નીરાળો અને ફાયદાકારક જલદ પ્રાણવાયુ (ઑકિસજન) ઉત્પન્ન થવાથી મોનાં સઘળાં જંતુઓ નાશ પામેછે અને દાંત ઉજળા થાયછે. રૂ ૦—૬—૦

ધી આયોનિક ફાર્મસી,

દામોદર બીલ્ડીંગ; પ્રીન્સેસ સ્ટ્રીટ;—મુંબઈ.

---

## (પ્રોફેસર ગજ્જરની)

# ટેકનોકેમીકલ લૅબોરેટરી.

જુદી જુદી જાતના ઉદ્યોગોમાં વપરાતી કાચી વસ્તુઓનું તથા વેપારની ચીજોનું પૃથક્કરણ કરવાનું કામ આ લૅબોરેટરી માથે લે છે; જેવાં કે પાણીઓ, તેલો, બળતણો, ખનીજો, રસાયણિક પદાર્થો વિગેરે.

મીલોમાં અને બીજા ધંધાઓમાં વપરાતા જુદા જુદા પદાર્થોની તથા સાધારણ રીતે વેપારના પદાર્થોની જાતો નક્કી કરવાની અગત્યતા ઉપર ખાસ ભાર મુકવો નકામો છે, તે પણ વળી હાલના જમાનામાં તો ખાસ કે જ્યારે હદ વિનાનું અને હીકમતી ભેળશેળ જે ચાલી રહ્યું છે તે નક્કી આંખને છેતરે એવી ઘણી વકી છે.

આ લૅબોરેટરી વળી જુદા જુદા વેપારને લગતી તથા ઉદ્યોગને લગતી શાખાઓને માટે અભિપ્રાય તથા સલાહ આપે છે; અને તપાસ કરો એમ માગણી કરે છે.

કૅટલોગો તથા વધારે વીગતોને માટે નીચેને શિરનામે અરજ કરવી.

મ. જે. ગજ્જર, ટેકનોકેમીકલ લૅબોરેટરી

અબદુલ્લા ધનુભાઇ મેન્શન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ.

# Motilal Moolchund & Co.



## Marble Merchants & Contractors
## Engravers and Sculptors.

15, BANK STREET, FORT, BOMBAY.

Largest Importers
of
Marble Tiles and slabs Fountains, figures, Vases, white glazed and other tiles.

Also Portland Cement. etc.

---



# પુષ્પ ગંધ.

## હેઅર ઑઈલ.

અમારાં સુવિખ્યાત પુષ્પ ગંધ હેઅર ઑઇલ વેંચવા માટે દરેક પ્રાંતોનાં મોટાં શહેરોમાં વગદાર અને ચાલાક એજન્ટો જોઈએ છીએ. શરતો માટે લખો.

**વી. કે. રાનડે,** પરફ્યુમર. મુંબઈ નંબર ૪—ગીરગામ બેકરોડ અંગ્રેની વાડી.

---

વિદ્યાર્થી, કારીગર વર્ગ અને શિક્ષકોને ઉપયોગી.

## વણતર–કળા–પ્રશ્નોત્તરમાળા.

( કલાભવનની વીવીંગ શાળાના હેડ માસ્તર મી, પ્રધાનના ઉપોદ્ઘાત સહીત )

જેમાં નીચેના વિષયો–મુખ્ય શાસ્ત્રીય નિયમો અને વ્યાવહારીક પદ્ધતિથી ચર્ચવામાં આવ્યા છે–(૧) વણતર–કળા–વિજ્ઞાન (૨) ડીઝાઈનીંગ (૩) દાખલાઓ (૪) કળાનો પૂર્વ-વૃત્તાંત (૫) સુતર તૈયાર કરવાનાં પ્રાથમિક યંત્રો. (૬) વ્યાવહારીક જ્ઞાન.

પુસ્તક–નાનું–ખીસામાં રહીશકે એવાં કદનું, ૩૮ ચીત્રોવાળું અને લગભગ ૩૦૦ પૃષ્ઠનું છે.

વધુ માટે લખો કીંમત રૂા૦ ૦–૧૨–૦

માણેકલાલ ન. દમણીઆ.

હેડ માસ્તર, ઉદ્યોગશાળા.

વસો (નડીયાદ થઈને)

---

## પીતલનાં તથા લાકડાનાં નામનાં પાટીઆ.




પીતલના છુટા છુટા અક્ષર પીતલની પ્લેટમાં ગોઠવી પાટીયું તૈયાર કરવામાં આવે છે.

½ ઈંચના અક્ષરના દરેક અક્ષરના પ્લેટ સાથે. ... ... ... ૦—૪—૦

૧½ ઈંચના અક્ષરના દરેક અક્ષરના પ્લેટ સાથે. ... ... ... ૦–૧૨–૦

છુટા રૂપેરી અક્ષર કાળી પાલીસ કરેલી લાકડાની ફ્રેમમાં ગોઠવી પાટીયું તૈયાર કરવામાં આવે. છે.

¾ ઈંચના અક્ષરના પ્લેટ સાથે દરેક અક્ષરના ... ... ... ૦—૨–૦

**ધી સ્ટાર ઇન્ડસ્ટ્રીયલ વર્કસ.**

શો રૂમઃ—કાલબાદેવી રોડ, મહમદી મહાલની સામે—મુંબઇ.


KAMINIA
OIL
KAMINIA
PERFUMERY Co

# અવાજ કરતી વનસ્પતિઓ.

વનસ્પતિઓ બોલતી નથી એમ કહેનારાં ખરેખરી ભૂલ ખાય છે. કારણ કે વનસ્પતિઓમાં અદ્દભૂત ગુણ અને અસાધારણ બળ છે એ એનો દૈવી અવાજજ છે. લોહી અને વીર્ય વગર મડદાલ થએલા, સંસાર સુખ ભોગવી ન શકાય એવી શરીરની દયામણી સ્થિતિવાળાને જ્યારે આ દુનિયા ઉપર ખરેખરો અણગમો ઉત્પન્ન થાય છે ત્યારે તેવા સંકટમાં તેમના શરીરમાં નવું જીવન ઉત્પન્ન કરવાનો ઉપકાર કરનાર તો ઉત્તમ વનસ્પતિઓજ છે કે જે તેમના શરીરમાં પુરતી શક્તિ ઉત્પન્ન કરે છે. ધાતુ સંબંધી દરેક વિકારને નિર્મૂળ કરી કમજોર નસોને મજબૂત કરે છે. ફીક્કાં, પીળાં પડી ગએલાં અને કૌવત વગરના નિસ્તેજ શરીરને તેજસ્વી બનાવી દઈ સ્મરણ શકિતને વધારી મગજમાં અલૌકીક ખુમારી (આનંદ) ભરી કંટાળા ભરેલી જીંદગી ઉપર પાછો પ્રેમ ઉત્પન્ન કરાવે છે, આવા અદ્દભૂત ચમત્કારવાળી વનસ્પતિઓ જડીબુટ્ટીઓના મિશ્રણથી અમોએ તૈયાર કરેલ કંદર્પ કેસરી દવાનો અમારાં દરદીઓ ઉપયોગ કરે છે [illegible]

# સુવર્ણમાળા– વર્ષ (૫) અંક ૪૪

## પ્રલ્હાદ—ચરિત્ર.

દૈત્યકુળમાં ઉત્પન્ન થએલા પ્રલ્હાદની ભગવાન પ્રતિ પૂર્ણ ભક્તિનો ખ્યાલ આ અંક વાંચવાથી આવે છે.

કીં. રૂ. ૦–૪–૦ પોસ્ટેજ ૦–૦–૬

**સુવર્ણમાળાના** પાછલા અંકો—

કાદમ્બરી ભાગ ૧—૨, સુભદ્રાહરણ, શ્રી સમર્થ રામદાસ ચરિત્ર, શ્રી શિવપુરાણ, શ્રી શિવાજી મહારાજનું ચરિત્ર, રામાયણ અરણ્યકાંડ (પુર્વાર્ધ) ની હવે થોડી નકલો રહી છે.

વર્ષમાં આવા બાર અંકો નીકળે છે ને તેનું લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨ છે નવા વર્ગણીદારને અમારૂં સુંદર રંગિત કેલેન્ડર ભેટ આપવામાં આવે છે.



## સચિત્ર બોધદાયક પોસ્ટ કાર્ડઝ.

| | | | |
|---|---|---|---|
| દીવાળી–દસરા, રૂતુ, સંક્રાતિ–દરેકનો ... | | ... | ૦–૧–૦ |
| ચટકચાંદની .... ... | ૦–૨–૦ | કોરોનેશન ... | ૦–૨–૦ |
| શુડ અને બેડબોય .... | ૦–૩–૦ | અધોગતિનો માર્ગ.... | ૦–૩–૦ |
| સુરાબાઈની કરણી .... | ૦–૩–૦ | બટલર અને આયા... | ૦–૧–૬ |
| મેઈડ સર્વન્ટ ફાર્સ .... | ૦–૧–૬ | શિવાજી ગર્વ પરિહાર. | ૦–૦–૩ |

આ શીવાય બીજાં પબ્લીકેશનો માટે કેટલૉગ મંગાવો.

બ્લૉક બનાવનાર તથા છાપનાર,

**ઠેકાણું–ધી લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસ.**

સાંકલી સ્ટ્રીટ, ભાયખલા–મુંબઇ.

# ટુંકી જાહેર ખબરો.

# ધી ઈન્ડીયન મર્કન્ટાઇલ ઈન્શુરન્સ કુંપની લીમીટેડ.



(સને ૧૮૮૨ ના ૬ ઠા એકટની અને ૧૮૯૫ ના ૧૨ મા એકટની
રૂએ રજીસ્ટર્ડ કરી છે.)

ફંડ રૂ૦ ૫૦,૦૦,૦૦૦ જે ૫૦,૦૦૦ શેરોમાં
વેહેંચાયેલું છે દર શેર રૂ. ૧૦૦ નો
ભરાયલી કેપીટલ રૂ. ૨૧,૧૫,૩૦૦
રીઝર્વ ફંડ રૂ. ૧,૪૭,૦૦૦



## ડીરેકટરો.

ઑન. શેઠ મનમોહનદાસ રામજી (ચેરમેન)
સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસી,
શેઠ નવરોજજી જહાંગીર ગામડીઆ.
શેઠ ચતુરભુજ શીવજી.
શેઠ માધવજી ઠાકરશી.
શેઠ મોરારજી વેલજી.
શેઠ જેઠાભાઇ વાલજી.
શેઠ વાલજી સુંદરજી.
શેઠ હરીદાસ મોરારજી (મેશર્સ દામોદર હરીદાસ).

આ કંપનીનું મેનેજમેન્ટ એક જુના કસાયલા અને વૉલકાર્ટ બ્રધર્સની કુાં૦ માં ૩૫ વર્ષના આગના વીમા બાબત અનુભવ ધરાવનાર મી૦ દાદાભાઇ એદલજી પાવરીના હાથમાં મુકવામાં આવ્યું છે. દરેક જાતનું આગના વીમાનું કામ (જેવું કે બીલ્ડીંગસપર, મીલોપર વિગેરે વિગેરે) હાથમાં ધરવામાં આવે છે. જાહેર પ્રજાને તથા વેપારી વર્ગને એલ્તેમાસ કરવામાં આવે છે કે આ સ્વદેશી કંપનીને પુરતું ઉત્તેજન આપવાની મેહેરબાની કરવી. વધુ વિગત સારૂ આ કંપનીની ઓફિસમાં લખવું વા જાતે મળવું

**દાદાભાઇ એદલજી પાવરી.**

સેક્રેટરી, ધી ઈન્ડીયન મર્કનટાઈલ ઈન્શુરન્સ કું૦ લી૦

૬-૧૧ ૭૭-૭૯, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# HURJEE MOOLJEE & Co.,

*172, Jooma Musjid, Bomaby.*

Sole Agents—for Bombay Presidency for Fellow's Syrup Pain-Killer and Pam-ala

## ૬૦ વરસની જુની અને જાણીતી વિલાયતી દવા વેચનારી પહેલી દેશી દુકાન.

| | |
|---|---|
| ન્યુરેલજીક પેનબામ. | માથાનો દુખાવો તથા છાતીમાં ગભરામણ તથા સંધી-વાને જલદીથી આરામ કરે છે |
| પેરીડેવીસ પેનકીલર. | કોલેરા, હાથ પગનું ખેંચાવું, પેટમાં આવતી ચુંક, શરીરનો ધુંજારો, સંગ્રહણી, મરડો વીગેરે દરદો અસર કારક રીતે સારા કરે છે. **નકલીઆત માલથી સંભાળજો** |
| ફેલોઝ કંપાઊંડ સીરપ. | મગજ તથા શરીરની મહેનતથી ગુમાવેલી શકતી- ... લાવે છે ખાંસી, ઊધરસ, દમ, હાંફણ, અને છાતીના દરદો માટે અકસીર છે. શરીરને પુષ્ટી આપી તાકાત સારી વધારે છે |
| પામઆલા. | ક્વીનાઇનની મેળવણી વગરનું ખાસ. મેલેરીઆ તાવ તથા સરદીના તાવને સારા કરે છે |
| ચેનીંગનું સારસા પરીલા. | લોહીને એકદમ સુધારે છે, ચામડીના રોગો જેવા કે ચાઠ, નાસુર, ભંગદરને તુરત મટાડે છે |
| ફેરોવીમ. | શરીરને મજબુત તથા નીરોગી બનાવે છે તથા શરીરમા નવો જુસ્સો આપે છે, બુઢ્ઢા થઈ ગયેલા શરીરને જુવાન બનાવી નવુ જોર આપેછે |
| યુરેસીપટીક પીલ્સ. | પ્રમેહ માટે રામબાણ ઈલાજ. |
| આયરો ટોનીક પીલ્સ. | ધાતુને પુષ્ટી આપનારી ગોળીઓ |
| હેઝલનો મલમ. | માથું દુખવું તથા છાતીના દુખાવાને માટે રામબાણ ઈલાજ. |

**સોલ એજંટ, હરજી મુલજીની કુંપની.**

હોલસેલ અને રીટેઇલ ડ્રગીસ્ટ અને જનરલ મરચન્ટસ.

ઠે. બારકોટ જુમામસજીદની સામે. મારકીટ દુકાન નં. ૧૭૨ મુંબઇ

## બાબુ એમ. ડી. ગુપ્તેનાં ઇનામી

મુરબ્બા
શેલડી
ચંદન
આદુ
વાંસ
વેલી
અણાસ
સફરજન
નાસપાતી
દ્રાસ
પેઠા
આંમળા
નારંગી
વિગેરે
ચટણી
કેરી
ફ્રુટનીચટણી
વીગેરે.

હમારા તમામ જાતના મુરબ્બા શુભ અવસરો પર ખાસ મોકલવા હમો બલામલુ કરીયે છીયે.

સ્ત્રી-પુરૂષ-બાળક તમામ માટે
માથામાં નાંખવાનું સર્વોત્તમ



સુગંધીદાર અને કેશ વર્ધક
વિશ્વમોહિની હેર ઑઇલ.

# વિશ્વમોહિની

હેર ઑઇલ

અને

# ઇનામી ચાહ.

દરેક બાટલીમાંથી અને
દરેક ડબામાંથી
**ઉપયોગી કિંમતી**
ઇનામી ચીજ
નીકળે છે.

કિમ્મત વિશ્વમોહિની હેર ઑઇલ
એક રૂપિઓ.
ચાના ડબાના આના બાર.

સોલ એજંટ :—દિલ્લીવાળા લાલા બિશનદયાળ ધરમદાસ,

સુગંધીદાર તેલ અત્તર, ગંગા ગુલાબ જળ, કેવડા જળ, મુરબ્બાઓ
દેશી દવાઓ, વિગેરે અનેક પવિત્ર વસ્તુઓના વ્યાપારી.

મુંબઇ, કાલબાદેવી રોડ,
દ્વારકાનાથજીના મંદિર સામે.

અમદાવાદ, માણેક ચોક,
જુમામસજીદ સામે.

JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૭ મું ઑગષ્ટ ૧૯૧૪. VOL. VII. AUG. 1914. અંક ૨ જો. No 2.

## અનુક્રમણિકા.


| વિષય. | પાનું. |
| --- | --- |
| ૧ લેડી હાર્ડીંગનું શોકજનક મૃત્યુ ... | ૫૨ |
| ૨ પનામાની નહેરનો એનજીનીયર મી૰ ગથ્લ્સ ... | ૫૨ |
| ૩ મોરીશાયસનો ખાંડનો ઉદ્યોગ ... ... | ૫૪ |
| ૪ ખેતી અને ઢોરો બાબત શેઠ નરોતમ મોરારજીએ જાહેર કરેલા વિચારો ... ... ... | ૫૫ |
| ૫ હિંદમાં વિજળીક સાંચા કામનો ઉદ્યોગ ... | ૫૬ |
| ૬ દુનીઆની કોલસાની પેદાશ અને ખપત ... | ૫૮ |
| ૭ હિંદનો વેપાર ... ... ... ... | ૫૯ |
| ૮ બીજી વેપારી ચેમ્બરો ... ... ... | ૬૦ |
| ૯ મુંબઇના લાયકાત ધરાવનારા એકાઉંટન્ટો અને ઑડીટરોની નામદાર ગવર્નરને અરજ ... | ૬૫ |
| ૧૦ વેપારી ખબરો ... ... ... | ૬૬ |
| ૧૧ જાપાનમાં બનતો વિજળીને લગતો સામાન ... | ૬૯ |
| ૧૨ બ્રિટીશ હિંદુસ્થાનનો ઉનનો ઉદ્યોગ ... | ૭૦ |
| ૧૩ સરકારી કાફીનું લીલામ ... ... ... | ૭૨ |
| ૧૪ વેપારી કેસો ... ... ... ... | ૭૩ |
| ૧૫ ઑન મી ગીલાનની દેશી વેપારી ચેમ્બરની મુલાકાત ... ... ... ... | ૭૩ |
| ૧૬ દેશી વેપારી ચેમ્બરની કમીટીનું કામકાજ ... | ૭૭ |
| ૧૭ દાણાના વેપારીઓની મંડળીનો વિભાગ ... | ૭૯ |
| ૧૮ ખાંડની જકાત વખતે આંકેલી કીમત ... | ૮૧ |
| ૧૯ જોઇન્ટ સ્ટૉક કંપનીઓ ... ... ... | ૮૨ |
| ૨૦ નવાં પેટંટો ... ... ... ... | ૮૩ |
| ૨૧ પરદેશી ખાંડની આયાત ... ... ... | ૮૫ |
| ૨૨ સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ ... | ૮૬ |
| ૨૩ સુતરની આયાત... ... ... ... | ૮૭ |
| ૨૪ ઇ. સ ૧૯૧૪ના મે માસને માટે પોર્ટટ્રસ્ટ વેરહાઉસમાંથી માલ અપાણો તેની સરખામણી કરનારા આંકડા ... ... ... ... | ૮૭ |
| ૨૫ સોના રૂપાની આયાત તથા નિકાશના આંકડા ... | ૮૮ |
| ૨૬ હિંદુસ્તાનનો દરીયાઇ વેપાર .. ... | ૮૯ |
| ૨૭ વેપારી બાતમી ... ... ... ... | ૯૩ |


## INDEX.


| Subjects. | Page. |
| --- | --- |
| 1 Lamented death of H. E. Lady Hardinge ... ... ... | 52 |
| 2 Mr. Goethles, Paunama Canal Engineer ... ... ... | 52 |
| 3 Mauritius Sugar Industry ... | 54 |
| 4 Mr. Narottam Morarji on Agriculture & Cattle ... ... | 55 |
| 5 Use of Electric Machines in India. | 56 |
| 6 Production & Consumption of Coal. | 58 |
| 7 A Brief Review of the Trade of India | 59 |
| 8 Other Chambers ... ... ... | 60 |
| 9 Memorial of the Accountants and Auditors to His Excellency the Governor of Bombay ... | 65 |
| 10 Commercial News ... ... | 66 |
| 11 Manufacture of Electrical Goods in Japan. ... ... ... | 69 |
| 12 Woolen Industry of British India. | 70 |
| 13 Government Coffee Auction ... | 72 |
| 14 Commercial Cases ... ... | 73 |
| 15 Hor. Mr. Gillan's Interview ... | 73 |
| 16 Excerpts from the Proceedings of the Committee ... ... | 77 |
| 17 The Grain Merchants' Association Section ... ... ... | 79 |
| 18 Tariff Valuation of Sugar ... | 81 |
| 19 Joint-Stock Companies ... ... | 82 |
| 20 New Patents ... ... ... | 83 |
| 21 Foreign Imports of Sugar ... | 85 |
| 22 Spinning & Weaving Returns ... | 86 |
| 23 Imports of Cotton Yarn... ... | 87 |
| 24 Statement of Traffic at Port Trust in May 1914 ... ... | 87 |
| 25 Imports & Exports of Gold & Silver | 88 |
| 26 Sea-borne Trade of India... ... | 89 |
| 27 Commercial Intelligence ... ... | 93 |

## જાહેર ખબરની અનુક્રમણીકા. / INDEX


| જાહેર ખબર આપનારનું નામ | પાનુ. | Name of Advertiser. | Page |
|---|---|---|---|
| વેસ્ટ એન્ડ વૉચ કુંપની . | ૧ એ | West & Watch Co ... ... | 1 A. |
| ડ્રુએટ ચવના એન્ડ કંપની .. . | ૨ એ | Druwet Chowna and Co. .. | 2 A. |
| મેશર્સ ધૈર્યવાન બ્રધર્સ .. | ૩ એ | Messrs Dhairyavan Brothers | 3 A |
| પી કાકુની કંપની . | ૪ એ | P Kakoo & Co. ... ... | 4 A |
| હુન્નરો દર્શક મંડળ .. .. | ૫ એ | Hoonnaro Darshak Mandal... | 5 A |
| ડાક્ટર ઈચ્છાપોરીયા ... | ૫ એ | Dr Ichhaporia... ... ... | 5 A. |
| એમ એલ ઠોસર ... . ... | ૫ એ | M L. Thosar ... ... ... | 5 A |
| રીયો કેમીકલ કુ૦ .. | ૬ એ | Rio Chemical & Co. ... ... | 6 A |
| આયોનિક ફારમસી | ૭ એ | Ionic Pharmacy ... ... | 7 A |
| ટેકનોકેમીકલ લેબોરેટરી .. . | ૭ એ | Techno-chemical Laboratory ... | 7 A |
| મોતીલાલ મુળચંદ અન્ડ કુંપની . | ૮ એ | Motilal Mulchund & Co. ... | 8 A |
| વી કે રાનડે . | ૮ એ | V K. Rannade ... ... | 8 A. |
| માણેકલાલ ન દમણીઆ | ૮ એ | Maneklal N Damania... ... | 8 A |
| ધી સ્ટાર ઇન્ડસ્ટ્રીયલ વર્કસ | ૮ અ | The Star Industrial Works ... | 8 A. |
| એન પાવેલ અને કુ | ૯ એ | N Powell & Co . .. | 9 A |
| વૈદ્ય હરગોવિન્દ હરિદત્ત ઠાકર | ૧૦ એ | Vaidya Hargovind Haridatta Thakar | 10 A |
| જીવનલાલ અમરશી મહેતા | ૧૦ એ | Jivanlal Amarsi Mehta ... | 10 A |
| આનંદવટી | ૧૦ અ | Anandvati ... .. | 10 A. |
| એ ઇ પાટનવાલા . ... | ૧૧ એ | A E Patanvala .. . | 11 A |
| જે વી. રૂપારેલ | ૧૧ એ | J V Ruparel ... : | 11 A |
| ફીરોઝ એમ દસ્તુરની કુ | ૧૨ અ | Phiroze M. Dastoor & Co. ... | 12 A. |
| ડાક્ટર કેશવલાલ મોતીલાલ | ૧૩ એ | Dr Keshavlal Motilal ... .. | 13 A. |
| ધી લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસ | ૧૪ એ | The Lukshmi Art Printing works | 14 A. |
| ટુંકી જાહેર ખબરો | ૧૫ અ | Short Advertisements ... .. | 15 A |
| ભીખા કલ્યાણજીની કુ | ૧૬ એ | Bhica Culliangi & Co ... .. | 16 A |
| ધી ઈન્ડીયન મર્કન્ટાઈલ ઇન્સુરન્સ કુ | ૧૭ એ | The Indian Mercantile Insurance Co | 17 A |
| હીરેડીયા એન્ડ કંપની | ૧૮ એ | Hiredia & Co. ... ... | 18 A. |
| ચુડગર ડાયાભાઇ ત્રીભોવનદાસ . . | ૧૮ એ | Choodgar Dahyabhai Tribhowandass | 18 A |
| નાથાલાલ જ ઉપાધ્યાય . . | ૧૮ એ | Nathalal J Oopadhyaya ... | 18 A. |
| હરજી મુલજીની કુંપની . .. | ૧૯ એ | Hurjee Mulji & Co ... ... | 19 A |
| દિલ્હીવાળા લાલા બિશનદયાળ ધરમદાસ | ૨૦ એ | Delhiwala Lala Bisandayal D. | 20 A |
| કોઠારી સુતરીઆની કંપની ... .. | ૨૧ એ | Kothari Sutaria & Co... ... | 21 A |
| સી ભોગીલાલની કુ૦ ... .. | ૨૨ એ | C Bhogilal & Co ... ... | 22 A |
| મોહનદાસ કમળશી . | ૨૨ એ | Mohandas Kamalshi ... ... | 22 A |
| ધી સેન્ટ્રલ બેંક ઓફ ઇંડયા લી. . | ૨૩ એ | The Central Bank of India Ltd. | 23 A |
| ધી સ્ટાન્ડર્ડ ઈલેક્ટ્રીક કંપની .. . | ૨૪ એ | The Standard Electric & Co ... | 24 A. |
| ઝવેરી એન્ડ કંપની .. | ૨૫ એ | Zaveri & Co. ... ... ... | 25 A |
| જુગતરામ અને કંપની .. .. | ૨૬ એ | Jugatram & Co ... . | 26 A. |
| મોહનલાલ એન્ડ કાનજી .. . | ૨૭ એ | Mohunlal & Kanji ... ... | 27 A. |
| સી પ્રસન્નની કુ૦ ... | ૨૭ એ | C Prasan & Co ... ... | 27 A. |
| શ્રી અંબીકા ભોજનશાળા ... | ૨૮ એ | Shri Ambica Bhojan Shala ... | 28 A |
| ચાંદલીઆ કંપની ... | ૨૯ એ | Chandalia & Co ... ... | 29 A. |
| દીનશાહ એમ દસ્તુર .. .. | ૩૦ એ | Dinsha M. Dastur ... ... | 30 A. |
| ડો૦ ધાકજીભાણજી સાવંત .. .. | ૩૦ એ | Dr. Dhakji Bhanji Savant ... | 30 A. |
| મંત્રી હિંદુ અનાથાશ્રમ ... | ૩૧ એ | Mantri Hindu Anathashram | 31 A. |
| ધી બોમ્બે એસ્યુરન્સ કંપની ... . | ૩૧ એ | The Bombay Assurance Company | 31 A. |
| વી. સી. દસ્તુરની કુ ... | ૩૨ એ | V. C. Dastoor & Co. ... ... | 32 A. |


રૂફીંગ ટાઇલનો મોટો જથ્થો ખરીદવો હોય તો

| | | | |
|---|---|---|---|
| સી .પ્રસનની કુાં૦... ... ... | ૩૩ એ | C. Prasan & Co. ... ... | 33 A. |
| કે. ટી. ડોંગરે અને કુાં. ... ... | ૩૩ એ | K. T. Dongre & Co. ... ... | 33 A. |
| જેમ્સ કુાં૦ ... ... ... | ૩૩ એ | James Co. ... ... ... | 33 A. |
| ગોદરેજ બ્રધરસ ... ... .. | ૩૪ એ | Godrej Brothers ... ... | 34 A. |
| છગનલાલ લલુભાઇ શાહ દેશીનામાવાળા ... | ૩૫ એ | Chhaganlal Lalubhai Shah D. | 35 A |
| વાઇ. એલ. ભંડારકર · ... ... | ૩૫ એ | Y. L. Bhandarker ... ... | 35 A. |
| રાજા એન્ડ કુંપની ... ... ... | ૩૬ એ | Raja & Co. · ... ... | 36 A. |
| મેસર્સ ટી. મુરીજમલ એન્ડ કુાં ... | ૩૭ એ | Messrs. T. Murijmal & Co. | 37 A. |
| ધી કોસમોપોલીટન બેંક લીમટિડ ... | ૩૮ એ | The Cosmopoliton Bank Ltd ... | 38 A. |
| ડા. ગોતમરાવ કેશવ ... ... | ૩૯ એ | Dr. Gautamrao Keshav ... | 39 A. |
| વીઠલ પરશોતમ એન્ડ સન્સ ... ... | ૪૦ એ | Vithal Purshotam & Son ... | 40 A. |
| ગોવિંદજી દામોદરની કુાં૦ ... ... | ૪૧ એ | Govindji Damodar & Co. ... | 41 A. |
| ફરામજી તથા રૂસ્તમજી નવરોજજી ફોટોગ્રાફર... | ૪૧ એ | Faramji & Rustomji Photographers | 41 A. |
| ધી ઇસ્ટ એન્ડ વેસ્ટ ઇનસ્યુરન્સ કુાં. લી. ... | ૪૨ એ | The East and West Insurance Co Ltd | 42 A. |
| સી. સી દેસાઇની કુાં૦ ... ... | ૪૨ એ | C. C. Desai & Co ... ... | 42 A. |
| મણીશંકર ગોવિંદજી ... ... | ૪૩ બી | Manishanker Govindji | 43 B. |
| ડા. કાળીદાશ મોતીલાલ ... ... | ૪૪ બી | Dr. Kalidas Motiram ... ... | 44 B. |
| રાજવૈદ્ય નારણજી કેસવજી ... ... | ૪૪ બી | Raj Vaidya Naranji Keshavji | 44 B. |
| ડી. સી. ઉમરીગરની કુાં૦. ... ... | ૪૫ બી | D. C. Umarigar & Co. ... | 45 B. |
| રાજજોશી અંબાદતજી મહાદેવજી ... | ૪૬ બી | Raj Joshi Ambadatji Mahadevji. | 46 B. |
| સાર્વજનીક પુસ્તકાલય ... ... | ૪૭ બી | Sarvajanic Poostakalaya ... | 47 B. |
| ડૉ. ડી. રાઇટર એન્ડ કુાં. ... ... | ૪૭ બી | Dr. D. Writer & Co. ... | 47 B. |
| જી. કે પવાર બ્રધર્સ ... ... | ૪૭ બી | G. K. Pavar Brothers ... | 47 B. |
| બેરેટની બુરો ... ... ... | ૪૮ બી | Barat's Bureau ... ... | 48 B. |
| રમિંગટન ટાઇપરાઇટર કુાં૦ ... ... | ૪૯ બી | Remington Typewriter Co. ... | 49 B. |
| રેવલ કંપની ... ... ... | ૫૦ બી | Raval & Co ... ... ... | 50 B. |
| ધી. ડી. કેમીકલ કુાં. ... ... | ૫૧ બી | O. D. Chemical Co. ... ... | 51 B. |
| ધી તાંદુર એન્ડ શાહબાદ સ્ટોન કંપની ... | ૫૨ બી | The Tandur & Shahbad Stone Co | 52 B. |
| ડાકટર બાટલીવાલા ... ... | ૫૨ બી | Dr Batliwala ... ... | 52 B. |
| ગોવિંદજી વસનજી ... ... | ૫૩ બી | Govindji Vasanji ... ... | 53 B. |
| ડાકટર દુબલ ... ... ... | ૫૪ બી | Dr. Doobal ... ... | 54 B. |
| ઇ. એસ. માલાની કુંપની ... ... | ૫૫ બી | E. S. Mala & Co. ... ... | 55 B. |
| મંગલદાસ મનસુખલાલની કુાં૦ ... | ૫૬ બી | Mangaldas Mansukhlal & Co.... | 56 B. |
| નોકર એજન્સી ... ... ... | ૫૬ બી | Servants Supplying Agency ... | 56 B. |
| ગોદરેજ બ્રધર્સ ... ... ... | ૫૭ બી | Godrej Brothers ... ... | 57 B |
| માવજી લક્ષ્મીદાસની કુાં૦ ... ... | ૫૭ બી | Mavji Luxmidass & Co. ... | 57 B. |
| સપટ કંપની ... ... ... | ૫૮ બી | Sapat & Co. ... ... ... | 58 B. |
| ઓરીયાર્ર ફાઉન્ડીંગ અને એનજીનીયરીંગ વર્ક્સ કુાં. | ૫૯ બી | O. F. & Eng. Works Co. | 59 B. |
| પાયોનીઅર અલ્કલી વર્કસ ... ... | ૬૦ બી | Pioneer Alkali Works. ... | 60 B. |
| ગુલામહુશેન ઇશમાલજી એન્ડ બ્રધર્સ ... | ૬૧ બી | Gulamhusein Ismalji & Bros ... | 61 B. |
| ધી ઈન્ડીયન એનજીનીયરીંગ કુાં. ... | ૬૨ બી | The Indian Engineering & Co. | 62 B. |
| હાતમભાઇ ગુલામહુસેન એન્ડ બ્રધર્સ .. | ૬૩ બી | Hatambhai Gulamhusein & Bros. | 63 B. |
| હરિચંદ મંછારામ એન્ડ સન્સ ... | ૬૪ બી | Harichand Manchharam & Sons. | 64 B. |


## અમો પોતે.

આ માસીકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસીકનું લવાજમ મુંબઈના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩ ત્રણ તથા બહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૩—૬—૦ ત્રણ છ આના પોરટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે છુટક નકલ એકના આના ૪ ચાર નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

આ માસીકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યાતો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ. નહિતર તે પ્રમાણે કરવું બની શકશે નહિ.

## લેડી હાર્ડીંજનું શોકજનક મૃત્યુ.

નીચે મુજબનો તાર નામદાર વાઇસરોયના ખાનગી સેક્રેટરી પર ચેમ્બર તરફથી મુકવામાં આવ્યો હતો "નામદાર લેડી હાર્ડીંજના અકાળ મરણથી નામદાર વાઇસરોયને ગયેલી ખોટ માટે તેમને દેશી વેપારી વર્ગ તરફથી દિલસોજી જાહેર કરશો. એ ખોટ હિંદ પોતાનીજ ગણે છે. હમે એવી પ્રાર્થના કરીએ છીએ કે આ અસહ્ય દુઃખ તથા આફત સહન કરવા ઇશ્વર તેમને બળ આપે " આ તારના જવાબમાં નામદાર વાઇસરોયના ખાનગી સેક્રેટરી તરફથી નીચે મુજબનો તાર મળ્યો હતો. ' તમારી તરફથી મોકલેલા તમારી માયાળુ લાગણીના સંદેશા માટે નામદાર વાઇસરોય અત્યંત આભારી છે "

વેપારી બાતમીના ડીરેક્ટર-જનરલ મીં૦ ફ્રેડ્રીક નોયેલ પેટનના શોકજનક મૃત્યુની નોંધ લેતાં હમને ભારે દિલગીરી ઉપજે છે. મરનાર સને ૧૮૯૮ થી સને ૧૯૦૫ સુધી મુંબઇ વેપારી ચેમ્બરના સેક્રેટરી હતા. ત્યાર બાદ નામદાર લોર્ડ કર્ઝન તરફથી તેમને વેપારી બાતમીના ડીરેકટર જનરલનો હોદ્દો આપવામા આવ્યો હતો.

એમના મૃત્યુથી મુંબઇના વેપારી વર્ગમાં ભારે દિલગીરી ફેલાઇ છે.

## MR. GOETHALS, PANNAMA CANAL ENGINEER.

## પનામાની નહેરનો એનજીનીયર મો. ગટલ્સ.

( માસિક માટે ભાષાંતર કરનાર, નંલિનકાન્ત નરસિંહરાવ દીવેટીઆ )

( અનુસંધાન પાને ૨૩ ઉપરથી )

વેસ્ટપોઇન્ટમાં શીખનાર વિદ્યાર્થી ત્રણ જાતના ઇનામ મેળવી શકે તેમ છે. એક તો પોતાની વિદ્વતાને લીધે મેળવી શકાતી સ્કોલરશીપ, બીજું, એક નેતા અથવા અમલદાર નીમાવવાનું, અને ત્રીજું ત્યાં અભ્યાસ કરનારાઓમાંના સર્વેની સારી લાગણી. આમાંથી એક, બે તો ઘણા જણ મેળવી શકે તેમ છે પણ ત્રણે સાથે, ગટલ્સની પેઠે મેળવનાર થોડાજ હોય છે. સ્કોલરશીપ મેળવવાની બાબતમાં ગટલ્સ ૫૪ વિદ્યાર્થીઓમાંથી બીજે નંબરે પાસ થયો હતો ઇજનેરોની ટુકડીના સરદાર તરીકે ગટલ્સ અને બીજો, ચુંટાયા હતા. ફક્ત પોતાના અભ્યાસમાંજ હુશીયાર હતો તેમ ન્હોતું. સૈન્યરચના, યુક્તિ વગેરેમાં પણ તે પ્રવીણ હોવાથી ત્હેને કેપ્ટન બનાવ્યો હતો. આ ત્હેના છેલ્લા વર્ષમાં હતું. પ્હેલું માન ઘણાજ સારા અભ્યાસથી મેળવી શકાય, બીજાનો આધાર ઉપરીઓના અભિપ્રાય ઉપરથી પણ ત્રીજું તો આખી કોલેજના બધા વિદ્યાર્થીઓની લાગણી, માન, તેમજ વિશ્વાસથી મેળવાય છે. ત્હેની કલાસનો દરેક વિદ્યાર્થી ગટલ્સને માન આપતો. ગટલ્સ પોતાના વર્ગ તરફ ઘણો વફાદાર હતો. આખો વર્ગ હુશિયાર કહેવાય એવી તેની મરજી હતી. તે જેને જેને કાંઇપણ ન્હોતું આવડતું તે ત્હેને શીખવતો. એ કોલેજમાંથી પાસ થયા પહેલાં પોતાના વર્ગના પ્રમુખ નીમાયાનું ઘણું મોટું માન મળ્યું હતું. એ રીત્યે બુદ્ધિની તીક્ષ્ણતા સિવાય બીજા પણ ગુણો ગટલ્સમાં પ્હેલેથીજ જણાયા હતા.

વીલેટસ પોઇન્ટની લશ્કરી ઇજનેરની શાળામાં વળી વધારે શિક્ષણ લીધા પછી ગટલ્સે શાન્તિના વખતમાં લશ્કરી ઇજનેરનું કામ કરવા માંડયું. મીનસીનાટીમાં કર્નલ મેરીલના

હાથ નીચે કામ કરવા માંડ્યું ત્યારથી ગટલ્સની નોકરીની શરૂઆત થઇ. કર્નલ મેરીલ પાસે ગટલ્સ ગયો ત્યારે ગટલ્સને કહ્યું "પણ તું તો ઇજનેરોનો લેફ્ટીનન્ટ છે ને જો તે વાત તું વિસરી જઇશ તો ત્હારાથી ફતેહ પમાશે." ગટલ્સે કહ્યું "હું ત્હમારી પાસે શીખવાનેજ આવ્યો છું" તેથી મેરીલ્સે ત્હેને ખોદવાનું કામ કરનારથી શરૂઆત કરાવી અને ત્હેમાંથી ધીમે ધીમે તે ફોરમેન નીમાયો

જ્યારે સ્પેન સાથે લડાઇ જાગી ત્યારે ગટલ્સને પોતાનું કામ બતાવવાની તક આવેલી જોઇ ખુશી થયો; પણ દુર્ભાગ્યે ત્હેને પોર્ટોરીકોમાં લશ્કરની પ્હેલી ઇજનેરોની ટોળીની સરદારી આપીને રાખ્યો અને ત્યાં કંઇ લડાઇને અંગે થયું નહિં. તે થઇ રહ્યા પછી પણ તે નિરાશ થયો નહિં ત્હેને મળેલા લાંબા અનુભવમાં ત્હેણે નહેરો ખોદી, પાણી સંઘરી રાખવાને તળાવો બાંધ્યાં, કિલ્લાઓ તથા પુલો બાંધ્યા હતા અને માણસોની સરદારી શી રીતે કરવી ત્હેનો અનુભવ મેળવ્યો હતો. ટેનેસી નદીના મુખ આગળ બંધ, તળાવો તથા નહેરો ત્હેનાં બાંધેલાં છે. ન્હોડ બેટના ન્યુપોર્ટ બંદરનું બારૂં પણ ત્હેણે બાંધેલું છે. ૧૯૦૩ માં જનરલ સ્ટાફ (લશ્કરના અમલદારોની મુખ્ય ટોળી) ના સભાસદ તરીકે ત્હેની નિમણુક કરવામાં આવી હતી. ઇજનેરોમાંથી પ્હેલોજ અમલદાર તે હતો. પોતાની નવી પદ્વીએ ગયા પછી પણ બીજાને પોતાની વફાદારી, દઢ ન્યાયશકિત, પ્રવીણતા, અને વિશ્વાસ વગેરેથી કામ કરવાને ઉત્તેજન આપતો ગયો. જનરલ મેકેન્ઝી કહેતો હતો કે "પનામાના કામ ઉપર મુખ્ય ઇજનેર નીમવાની વાત નીકળી કે તરત બધાને ગટલ્સનું નામ સુઝયું" છ વર્ષથી તે ત્યાં મુખ્ય અમલદારનું કામ કરે છે અને આ મ્હોટો ભગીરથ પ્રયત્ન સફળ થશે તે પણ ત્હેના જેવા પુરૂષને લીધેજ કર્નલ ગટલ્સ માસાચુસેટસમાં આવેલા ન્યુ બેડફર્ડ ગામમાં એક આગેવાન વ્હેપારીની પુત્રી મીસ રોડમનને ૧૮૮૪ માં પરણ્યો હતો. ત્હેનો મ્હોટો પુત્ર વેસ્ટપોઇન્ટની કોલેજમાંથી પાસ થઇ ત્હેના હાથ નીચે ઇજનેરોની ટોળીના લેફ્ટીનન્ટ તરીકે પનામામાં કામ કરે છે. ત્હેનો બીજો પુત્ર હારવર્ડની યુનિવર્સિટીમાં અભ્યાસ કરે છે અને થોડા સમયમાં ડાક્તર થશે.

કર્નલ ગટલ્સ પોતાના સમકાલિન વિદ્યાર્થીઓને ઘણીવાર કહેતો કે "કોઇ પણ કામમાં ફતેહ મેળવવી હોય તો તે વફાદારીથી કરવું જોઇએ. કામ તરફ, પોતાના ઉપરી તરફ વફાદાર રહેવાથી હાથમાં લીધેલું કામ પાર પડે છે." હાલના જમાનામાં બધાને કામ—પ્રત્યક્ષ કામ જોઇએ છે. લોકો કામ કરનારને, બોલનાર કરતાં વધારે પસંદ કરે છે. દક્ષિણ આફ્રિકાના વિગ્રહમાં લોર્ડ કીચનર પાસે એક જણે આવીને પોતાથી અમુક હુકમ અમલમાં ન મુકાયાનાં કારણો કહ્યાં એટલે તે બોલ્યો "ત્હેં કામ ન થઇ શકવાનાં કારણો કહ્યાં તે તો બધાં ઠીકજ છે પણ તે કહેવામાં કાંઈ ફાયદો નથી. કામ થવું જોઇએ તે મુદ્દો છે."

બધા કરતાં પોતાના હાથ નીચેના માણસો તરફ ન્યાય, માયા અને મમતાથી વર્તવાની ટેવને ગટલ્સ વધારે મહત્વની ગણે છે. ત્હેનામાં સાર્વલૌકિકતાનો ગુણ ખાસ આગળ પડતો છે. બધા "મનુષ્યજાતિની બંધુતા"ના સરખે ભાગે ભાગીદાર છે તેમ ગણીને વર્તવુ જોઇએ. કંઇ પણ કામ કરવામાં ત્હેમાંથી મળનારી કિર્તી અથવા નફા રૂપી બદલાની આશા રાખ્યા વગર, પોતાના કર્તવ્ય, તરીકે તે કામ કરવું જોઇએ તોજ તે કામ ઉત્સાહથી થાય છે. આપણે આપણું કર્તવ્ય કર્યા માટે જશ અથવા ઇનામની આશા રાખીશું ? નહિજ. કારણ તે તો આપણે કરવું જોઇએ અને કર્યું છે."

આવા વિચારથી કામ કરે છે તે માણસ લોકોના વખાણથી છેતરાતો નથી, ત્હેમની નાપસંદગીથી ડરતો નથી અને પોતાનું કામ કરી શકે છે.

લોકોની વાહવાહથી આપણને ક્ષણભર આનંદ લાગે છે, મનને સારૂં લાગે છે પણ તે વાહવાહ કઇ ક્ષણે તિરસ્કાર, નાપસંદગી અથવા દ્વેષના રૂપમાં બદલાઇ જશે તે કહી શકાતું નથી."

ટુંકામાં, આ મ્હોટા પ્રજાકીય કામની સરદારી જે પુરૂષને સોંપવામાં આવીછે ત્હેનો ઇતિહાસ ઉપર કહી ગયા તે છે. અમેરીકન લોકો ત્હેમની વિશાળ ભુમિ, પુષ્કળ ખાણ્યો, અદ્‌ભુત જંગલો, અને ધમધોકાર ચાલતાં કારખાનાઓ વગેરેની મગરૂરી ધરાવતા હશે પણ ખરેખરી મગરૂર થવા જેવી વાત તો કર્નલ ગટલસ જેવા પુરૂષો તે ભુમિમાં પાકયા છે તે છે.

વાંદરા
૨૪-૧-૧૪.

ભાષાન્તર કર્તા
નલીનકાન્ત નરસિંહરાવ,
દીવટીઆ.

---

## MOURITIUS SUGAR INDUSTRY.

## મોરીસીયસનો ખાંડનો ઉદ્યોગ.

ઇ. સ. ૧૯૧૨ ની સાલની મોરીશીયસ બ્લ્યુ બુક ઉપરનો રીપોર્ટ ત્યાંની ખાંડના ઉદ્યોગને લગતી કેટલીક જાણવાજોગ હકીકત પુરી પાડે છે એમ ધી ઇન્ડીયન ટ્રેઇડ જરનલ તેના ૯ માર્ચ ૧૯૧૪ ના અંકમાં જણાવે છે. ખાંડના પાકનું વર્ષ તા. ૧ લી ઑગષ્ટે શરૂ થાય છે અને બીજા વર્ષના જુલાઇ માસની ૩૧ મી તારીખે પુરૂં થાય છે. ૧૯૧૩ ના જુલાઇ માસની ૩૧ મી તારીખે પુરા થતા વર્ષમાં પાકની સ્થીતિ સારી નહોતી. કારણ ૧૯૧૧ અકટોબરથી ૧૯૧૨ જાનેવારી સુધીની પાણીની અછતની અસર ઘણી માઠી થઈ હતી. ૧૯૧૧ ની સાલના પાકમાંથી ૧,૬૫,૮૦૬ ટન્સ ખાંડ ઉતરી હતી અને ૧૯૧૨ ના પાકમાંથી સ્થાનિક ખપત બાદ કરતાં ૨,૦૬,૬૭૭ ટન્સ ખાંડ ઉતરી હતી. ચેમ્બર ઑફ એગ્રીકલ્ચર એટલે ખેતીવાડીની ચેમ્બરે નક્કી કરેલ વેચવાની કીંમત લગભગ ૫૦ કીલોગ્રામ્સના રૂા ૭ હતા એટલે પાકની કુલ કીંમત ૨,૮૦૯ મીલીયન્સ એટલે ૨૮૦ લાખ રૂપીયા જેટલી થાય છે તેમાંથી ૫૦ કીલોગ્રામ્સ ખાંડ બનાવવાનું ખર્ચ રૂા. ૫,૦૫૦ ગણીએ તો ચોખ્ખો નફો ૯૦ લાખ કરતાં વધારે રહે. ૧૯૧૧ ની સાલમાં સામાન્ય વેચાણ કીંમત ૫૦ કીલોગ્રામ્સના ૯,૦૯૮ રૂપીયા હતી જે ૧૯૦૫ ની સાલમાં ૯૭૦ રૂપીયા હતી; તે સિવાય છેલ્લા ૧૬ વર્ષમાં ઘણીજ વધારે હતી. ૧૯૧૦ માં સામાન્ય વેચાણ કીંમત ૭,૦૦૯ રૂપીયા અને ૧૯૦૯ માં ૮,૦૫૦ રૂપીયા હતી. છેલ્લા પાંચ વર્ષમાં પાકની સ્થીતિ નીચે મુજબ હતી.

| સાલ. | કુલ ઉત્પન્ન. ટન્સ. | કીંમત દશલાખ. |
|---|---|---|
| ૧૯૦૮-૦૯ | ૧,૯૧,૪૯૧ | ૨૮·૦ |
| ૧૯૦૯-૧૦ | ૨,૪૬,૫૬૦ | ૪૧·૯ |
| ૧૯૧૦-૧૧ | ૨,૧૪,૩૭૨ | ૩૦·૪ |
| ૧૯૧૧-૧૨ | ૧,૬૫,૮૦૬ | ૩૨·૭ |
| ૧૯૧૨-૧૩ | ૨,૦૬,૬૭૭ | ૨૮·૯ |

ત્યાંની ખેતીવાડી ચેમ્બરના આંકડા ઉપરથી જણાય છે કે ૩૧ ડીસેંબર ૧૯૧૨ ના રોજ ૪૩૯,૪૫૯ "આરપન્ટસ" (૧ આરપન્ટ=૧·૦૪૩ એકર) ક્ષેત્રફળમાંથી ૧,૪૭,૮૯૭ આરપન્ટસ જમીન શેરડીના વાવેતર નીચે હતી. એટલે કે આગલા વર્ષના કરતાં વાવેતરમાં ૩,૪૧૭ આરપન્ટસનો વધારો થયો હતો અને ૧૯૦૯ ની સાલ કરતાં ૨૦,૦૦૦ આરપન્ટસ વધારે હતી. આ વર્ષમાં કારખાનામાં અને મજુરી બચાવે તેવા સંચાઓના ઉપયોગમાં ઘણો સુધારો થયો હતો. ૧૯૧૧ અને ૧૯૧૨ માં નીચેના દેશોમાં ખાંડ નિકાશ કરવામાં આવી હતી.

| દેશનું નામ | ૧૯૧૧ | ૧૯૧૨ |
|---|---|---|
| | ૧ ટન ૧,૦૦૦ કીલોગ્રામ્સ. | |
| | ટન્સ. | ટન્સ. |
| બ્રીટીશ હિંદુસ્થાન. | ૧,૦૬,૧૫૭ | ૧,૪૩,૩૬૧ |
| યુનાઈટેડ કીંગડમ. | ૭૭,૬૭૨ | ૨૦,૮૬૯ |
| કેઈપ કૅલોની. | ૧૭,૦૪૭ | ૧૦,૫૬૦ |
| ઑસ્ટ્રેલીયા | ૧,૫૦૦ | ૨૬,૨૭૩ |
| હૉંગકોંગ. | ૮૮૨ | ૨,૦૧૭ |
| પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રીકા. | ૧,૨૭૯ | ૪૨૯ |
| નાતાલ. | ૬૬૫ | ૫૭૫ |
| સૈચીલીઝ. | ૨૬૮ | ૪૭૬ |
| એડન. | ૩૩૨ | ૬૫૭ |
| બ્રીટીશ ઇસ્ટ આફ્રીકા. | ૨૬૫ | ૩૧૬ |
| ઝાંઝીબાર. | ૧૨૩ | ૨૭૫ |
| ફ્રાન્સ. | ૧૯,૫૪૩ | ૧૭૭ |
| સ્પેઇન. | ૬,૫૬૦ | ..... |
| સેન્ટવીન્સેન્ટ | ૪,૬૪૩ | ...... |

આ ઉપરથી જોઇ શકાશે કે બ્રીટીશ હિન્દુસ્તાન મોરીશીયસની ખાંડ ખરીદનાર મોટોમાં મોટો દેશ છે. યુરોપ ખાતેની નિકાશ ૧૯૧૧ માં ૧,૦૩,૦૦૦ ટન્સ જેટલી હતી તે ૧૯૧૨ માં ઘટીને ૨૧,૦૦૦ ટન્સ જેટલીજ થઇ ગઇ હતી. ઑસ્ટ્રેલીયા ખાતેની નિકાશ જે આગળ પાકના ત્રીજા ભાગ જેટલી હતી તે ૧૯૧૧ માં ૧,૫૦૦ ટન્સની હતી તે ૧૯૧૨ માં વધીને ૨૬,૦૦૦ ટન્સ જેટલી વધી હતી.

---

## Mr. NAROTTOM MORARJI ON AGRICULTURE & CATTLE.

## ખેતી અને ઢોરો બાબત શેઠ નરોત્તમ મોરારજીએ જાહેર કરેલા વિચારો.

ધી ઇન્ટર નેશનલ ફીડરેશન ઑફ માસ્ટર્સ, કૉટન સ્પીનર્સ એન્ડ મેન્યુફેક્ચરર્સ એસોસીએશનનું એક ડેપ્યુટેશન સર ચાર્લ્સ મેકારાના પ્રમુખપણા નીચે તા. ૨૨ જુલાઈ ૧૯૧૩ ના રોજ હિંદી વઝીર લોર્ડ ક્રુને મળવા ગયું હતું. આ ડેપ્યુટેશન તેની ઓળખાણ કરાવતાં સર ચાર્લ્સ મેકારાએ જણાવ્યું કે હિંદુસ્તાનમાં રૂનું વાવેતર વધારે કરવા તથા ત્યાંના રૂની જાતમાં સુધારો કરવા જેટલું બને તેટલું કરવાની નામદાર હિંદી વઝીર કમીટીને અરજ કરવા દેશ પરદેશના ડેલીગેટોનું બનેલું આ ચોથું ડેપ્યુટેશન આવેલું છે.

આ ડેપ્યુટેશનમાં મુંબઇના મીલ માલેકોની મંડળી તરફથી તે મંડળીના પ્રમુખ મી. જે. એફ. બ્રેડબરી અને સભાસદો મેશર્સ નરોતમ મોરારજી ગોકળદાસ અને ગોરધનદાસ ખટાઉ પણ હતા. મી. નરોતમ મોરારજી ગોકળદાસે બોલતાં જણાવ્યું કે "કાનપુરવાળા મારા મિત્ર મી. એસ. એમ. જોન્સને જે કાંઈ કહ્યું છે તેને સંમત થતાં ખેતી અને ઉદ્યોગના સંબંધી કેટલીક બાબતોપર મારા તરફથી બે બોલ બોલવાની રજા લઉં છું

હિંદુસ્તાન મુખ્યત્વે કરીને ખેતીવાડીનો મુલક છે અને તેની ગ્રામ્ય વસ્તીને મુખ્ય ધંધો જે ખેતી છે તેમાં જેટલી મદદ કરાય તેટલી ઓછીજ છે. ઇંગ્લાંડ અને યુરોપના બીજા દેશોનાં ખેતીનાં જનાવરોની જાત સુધારવા બનતા પ્રયાસો કરવામાં આવે છે. આ દેશમાં વખતોવખત પ્રદર્શનો ભરવામાં છે આથી આખી ઢોરોની જાત સુધારવા મથતા માણસોને સારૂં ઉત્તેજન મળે છે; બ્રીટીશ રાજ્યકુટુંબ તરફથી આવાં પ્રદર્શનોમાં પોતાનાં ઢોરો મોકલી જે આગળ પડતો ભાગ લેવામાં આવે છે તે આ વિષયની કેટલી અગત્યતા આપવામાં આવે છે તે બતાવી આપે છે.

કમભાગ્યે હિંદુસ્તાનમાં આ વિષય તરફ જેટલું ધ્યાન અપાવું જોઇએ તેટલું ધ્યાન અપાતું નથી. બેશક પ્રદર્શનો ભરવામાં આવે છે પણ તે અમુક થોડી જગ્યાઓએ અને લાંબે વખતે ભરવામાં આવે છે.

હિંદુસ્તાનમાં જીવતાં જનાવરોને ઉછેરનાર કોઇ પૈસાદાર વર્ગ નથી અને તેથી ગરીબ ખેડુ-

# એક નામ હમેશાં યાદ રાખજો.

જયારે પણ તમોને વીજળીની લાઈટ માટે ફીટીંગ કરાવવું હોય, અગર તો વીજળીક પખાઓ, કૉલ બેલો, લેમ્પો, મોટર વગેરે કાંઈપણ વીજળીને લગતો સામાન જોઈતો હોય ત્યારે અમારૂં નામ યાદ રાખવાથી તમોને ઘણોજ લાભ થશે.

**અમારે ત્યાં તરેહવાર જાતનો**

ઘણોજ ખાત્રીનો વીજળીની લાઇટ વગેરેને લગતો દરેક જાતનો સામાન

**હમેશાં મોટા જથામાં તૈયાર રહે છે.**

જેવા કે:—

૧ મેટલ ફીલામેન્ટ લેમ્પ.

૨ કારબન લેમ્પ.

૩ જુદી જુદી સાઈઝનો વાયર.

૪ કેસીંગ.

૫ ઈનસ્યુલેટસ, કલીટસ વગેરે, વગેરે.



પંખાઓ વગેરે

૧ સીલીંગ ફેન્સ

૨ ટેબલ ફેન્સ.

સાદા તથા ઓસીલેટીંગ

૩ ઇલેકટ્રીક કૉલબેલ્સ.

૪ પૉકેટ લેમ્પસ.

૫ રંગ બેરંગી શેડસ.

મોટર, વગેરે.

આ સઘળો માલ યુરોપમાં અમારી જાતિ દેખરેખ નીચે પસંદ કરવામા આવે છે—

☞ ઘણુજ સુંદર ઈલેકટ્રીક ફીટીંગ અમો કોનટ્રેકટથી કરી આપીએ છીએ.-




**ધી સ્ટાન્ડર્ડ ઇલેકટ્રીક કંપની**

૪૯, એપોલો સ્ટ્રીટ—કોટ,—મુંબઇ.

જાય છે. ઘણાંખરાં મોટાં શેહેરોમાં બત્તીઓ અને ટ્રામવે વીજળીક બળથી ચાલે છે અને બીજાં કેટલાંકમાં તે બળથી શરૂ કરવાની તૈયારી છે. આથી ઇલેકટ્રીસીટીના ઉપયોગની સારી શરૂઆતમાં તેનાં સાંચાકામનો ભાવ વધશે એમ ધારવું ખરૂં છે. હીંદમાં મશીનોનો ઉદ્યોગ નથી તેથી આવી જાતનાં મશીનો બહારથી આવે છે. યુનાઇટેડ કીંગડમમાંથી લગભગ ૯૦ ટકા જેટલો માલ આવે છે જ્યારે જરમની અને યુનાઇટેડ સ્ટેટસવાલા ઘણા પછાત પડે છે. કોન્સલે આમ બનવાનાં ઘણાં કારણો આપ્યા છે. વળી મશીનરીની આયાત કરવાનો બધો વેપાર અંગ્રેજ પેઢીઓનાં હાથમાં છે અને આ પેઢીઓ યુનાઇટેડ કીંગડમ સાથે સંબંધમાં રાખે છે. ઘણા કારખાનાના વેપારીઓ યુરોપ ખાતે જઇને, અંગ્રેજ પેઢીઓમાંથી મશીનરી નહી ખરીદતાં, બારોબાર વર્કસમાં ઓર્ડર આપે છે. હીંદમાં અંગ્રેજો અને હીંદીઓ કે જેઓને બીજી યુરોપીયન ભાષાનું જ્ઞાન હોતું નથી તેવા ઘણીવાર ગ્રેટબ્રીટનમાં ઓર્ડર આપે છે. વળી ટેવ પડી જવી એ મોટી અસર કરે છે. જર્મન કોન્સલ જણાવે છે કે જ્યાં સુધી ઇંગ્લાંડમાંથી મશીનરી મળતી હોય ત્યાં સુધી ખરીદ કરનારાઓ તેટલી સસ્તી અને તેવીજ જાતની જર્મનીમાંથી ખરીદશે નહીં. જર્મનીનો મશીનરીનો ઉદ્યોગ નરમ હોવાનું મુખ્ય કારણ એ છે કે જર્મનીની પેઢીઓએ પોતાનો માલ બજારમાં ખપાવવાને ઘણી તસ્દી લીધી નથી. કોઇ પણ પેઢીને પોતાના વતી કામ સોંપવું એ બસ નથી. ધંધાનો ફેલાવો કરવો એ સાધારણ કામ નથી. વળી માલ મોકલનારી પેઢીઓની તે બાબતમાં જોઇતી ઇચ્છા અને ખંત હોતો નથી. મશીનરી મોકલનારાઓએ પોતાનો ધંધો ફેલાવવા સારૂ કોઇ વખત આવી એક વેપારી તરીકે મુલાકાત લઇ જવી બસ નથી. પણ જો ધંધામાં વધારે ફત્તેહ જોઇતી હોય તો એક વકર્સનો ખાસ એજંટ રાખવો જોઇએ કે જે બજાર મજબુત કર્યા કરે અને મોકલનાઓએ તો ફક્ત માલ મોકલી આપવાનું અને નાણાં વગેરેના હીસાબ રાખવાનું કામ રાખવું જોઇએ. વળી કેટલોગ અથવા વર્ણન વાંચ્યા કરતાં મશીન જાતે એમનું એમ અથવા કામ કરતું જુએ તો તેથી હીંદી વેપારીઓમાં વધારે સારી અસર થાય છે અંગ્રેજી પેઢીઓ આવા હેતુથી પોતાના માણસ રાખી મશીન તૈયાર રાખે છે. આ રીત જોકે ખર્ચાળ છે છતાં આગળ જતા તે વધુ ફાયદો કરે છે. આજ સુધી જર્મન પેઢીઓએ આ પ્રમાણે કરી બતાવ્યું નથી પણ આશા રાખવામાં આવે છે કે તે સારી રીતે ઉપરની વાત ધ્યાનમાં લેશે.

## હિંદુસ્તાનના ચાર મુખ્ય બંદરોની ૧૯૧૨-૧૩ આખરની સ્થિતિ બતાવનારૂં પત્રક.

| નામ. | પાઇલટેજ બાદ કરતાં સામાન્ય ઉપજ લાખ. | સામાન્ય ખર્ચ લાખ | કેપીટલ ડેટ લાખ. | એસ્ટાબ્લીશમેન્ટ ખર્ચ લાખ. | રેવેન્યુ રીઝર્વ | બંદરમાં આવતા વહાણોનું ટનેજ | વેપારની કીમત સરકારી ટ્રેઝર બાદ કરતાં કરોડ |
|---|---|---|---|---|---|---|---|
| મુંબઇ. | ૮૬ ૦૦ | ૭૪'૩૯ | ૧૨૧૬'૬૭ | ૧૩'૯૬ | ૭૭'૪૮ | ૪૪૫૭૧૮૧ | ૨૧૩[illegible] |
| કરાંચી. | ૪૫'૮૬ | ૩૭'૭૦ | ૨૨૪'૬૩ | ૩ ૦૧ | ૨૫'૦૦ | ૨૧૯૫૯૦૪ | ૫૮'૯૦ |
| કલકત્તા. | ૧૪૨'૧૫ | ૧૪૫'૧૫ | ૨૦૧૪'૭૧ | ૨૮ ૭૮ | ૩૦'૩૬ | ૪૩૬૭૨૨૨ | ૧૭૯ ૯૧ |
| રંગુન. | ૪૩'૯૩ | ૩૮'૭૦ | ૨૬૩.૬૨ | ૭'૮૫ | ૩'૬૬ | ૨૮૬૨૬૬૮ | ૫૪'૩૫ |

આ હકીકત રંગુન બંદરના કમીશનરોના પ્રમુખ મી. જી. સી બુકેનન સી. આઇ. ઇ. એ ૧૯૧૨-૧૩ આખરની મુંબઇ, કરાંચી, કલકત્તા અને રંગુન એ ચાર બંદરોની સ્થીતિ જે મેમોરેન્ડમ બહાર પાડેલું છે તે પરથી લેવામાં આવી છે.

---

૧૯૧૨ ની સાલમાં પુરા થતાં ૧૦ વર્ષમાં હિંદુસ્તાનથી જ્યુટ અને ચામડાંની નિકાશ નીચે મુજબ થઈ હતી.

| વર્ષ. | કાચા જ્યુટ. | જ્યુટની બનાવટો |  | ચામડાં. |  |  |
|---|---|---|---|---|---|---|
|  |  | ગનીબેગ્ઝ કોથળા. | ગુણુ પાટ. | બીન કેળવાયેલા. | કેળવાયેલા. | બકરાં, મેંઢાંના ચામડાં. |
|  | હંડ્રવેટ | નંગ. | વાર. | હંડ્રવેટ. | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| ૧૯૦૩ | ૧,૧૬,૪૦,૬૬૮ | ૨૧,૦૫,૧૪,૮૨૨ | ૫૩,૯૧,૬૩,૦૪ | ૬,૫૮,૩૪૪ | ૯૩,૭૪૦ | ૧,૬૨,૦૦૨ |
| ૧૯૦૪ | ૧,૪૮,૮૬,૯૬૩ | ૨૦,૦૯,૯૯,૪૪૯ | ૫૯,૦૯,૭૬,૨૯૧ | ૬,૯૯,૧૦૫ | ૧,૨૫,૪૬૮ | ૧,૪૮,૧૨૯ |
| ૧૯૦૫ | ૧,૨૯,૬૯,૬૫૮ | ૨૨,૧૫,૭૯,૫૩૧ | ૬૨,૦૧,૧૭,૨૮૨ | ૮,૩૯,૩૩૪ | ૧ ૭૭,૮૧૧ | ૧,૩૭,૬૦૩ |
| ૧૯૦૬ | ૧,૫૮,૦૯,૩૪૭ | ૨૪,૮૫,૯૫,૭૩૨ | ૬૯,૫૪,૬૬,૩૧૨ | ૧,૩૨,૮૮૬ | ૨,૨૯,૭૫૩ | ૧,૩૮,૬૦૩ |
| ૧૯૦૭ | ૧,૫૦,૯૯,૫૭૬ | ૨૮,૧૬,૨૩,૨૫૧ | ૭૯,૯૧,૮૫,૧૧૮ | ૮,૦૦,૬૩૫ | ૧,૪૬,૫૨૮ | ૧,૫૭,૫૭૫ |
| ૧૯૦૮ | ૧,૭૧,૮૩,૫૦૦ | ૩૦,૫૦,૨૯,૮૦૨ | ૭૬,૮૫,૫૬,૮૦ | ૭,૧૪,૬૫૭ | ૧,૫૫,૩૬૪ | ૧,૩૬,૮૨૭ |
| ૧૯૦૯ | ૧,૫૩,૯૭,૩૫૨ | ૩૫,૩૪,૪૭,૪૪૨ | ૮૯,૩૭,૦૪,૪૮૯ | ૭,૮૩,૬૮૭ | ૧,૯૦,૭૦૯ | ૫,૯૬,૯૫૦ |
| ૧૯૧૦ | ૧,૩૦.૭૬,૧૨૯ | ૩૭,૫૬,૨૪,૧૦૬ | ૯૭,૧૧,૫૧,૭૫૫ | ૮,૪૧,૫૧૫ | ૧,૫૨,૧૮૦ | ૧,૩૧,૭૫૬ |
| ૧૯૧૧ | ૧,૪૫,૮૫,૦૮૧ | ૨૯,૬૧,૧૮,૪૭૯ | ૮૫,૨૫,૬૫,૩૬૪ | ૯.૦૩,૭૧૪ | ૧,૫૭,૪૦૩ | ૧,૪૯,૪૩૫ |
| [illegible] | ૧,૭૧,૯૧,૭૨૩ | ૩૦,૨૫૨,૭,૩૦ | ૯૫,૩૪ ૮૩,૮૮૬ | ૧૧,૩૩,૧૭૩ | ૨,૨૮,૫૪૩ | ૧,૨૩,૮૨૧ |

## PRODUCTION & CONSUMPTION OF COAL.

## દુનીઆની કોલસાની પેદાશ અને ખપત.

નીચેની હકીકત કોલસાની ઉપજ ખપતના આંકડા બોર્ડ ઑફ ટ્રેઇડ તરફથી બહાર પાડવામાં આવ્યા છે તે પરથી લેવામા આવેલા છે.

કોલસા ઉત્પન્ન કરનાર મુખ્ય છ દેશોમાં ૧૯૧૦-૧૯૧૧ અને ૧૯૧૨ ની સાલમાં કોલસાની પેદાશ નીચે મુજબ થઇ હતી.

|  | ૧૯૧૦ | ૧૯૧૧ | ૧૯૧૨ |
|---|---|---|---|
|  | ટન્સ. | ટન્સ | ટન્સ |
| યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકા | ૪૪,૭૮,૫૪,૦૦૦ | ૪૪,૩૧,૮૯,૦૦૦ | ૪૭,૭૨,૦૨,૦૦૦ |
| યુનાઇટેડ કીંગડમ | ૨૬,૪૪,૩૩,૦૦૦ | ૨૭,૧૮,૯૨,૦૦૦ | ૨૬,૦૪,૧૬,૦૦૦ |
| જર્મની | ૧૪,૮૬,૪૫,૦૦૦ | ૧૫,૬૦,૩૩,૦૦૦ | ૧૭,૨૦,૬૫,૦૦૦ |
| ફ્રાન્સ | ૩,૭૦,૩૦,૦૦૦ | ૩,૭૯,૦૨,૦૦૦ | ૩,૭૯,૪૫,૦૦૦ |
| રૂશીયા | ૨,૪૪,૬૦,૦૦૦ | ૨,૫૯,૮૮,૦૦૦ | મળી શકયા નથી. |
| બેલજીયમ | ૨,૩૫,૩૨,૦૦૦ | ૨,૨૬,૮૩,૦૦૦ | ૨,૨૬,૦૩,૦૦૦ |

ટન=૨૨૪૦ પાઉન્ડઝ

પાંચ દેશો કે જેના આંકડા મળેલા છે તેની ઇ. સ. ૧૯૧૨ ની એકંદર ઉપજ ૯૭૨ મીલીયન-ટન્સ જેટલી થવા જાય છે જે ૧૯૧૧ ની ઉત્પન્ન કરતાં ૪૧ મીલીયન ટન્સ વધારે હતી અને ૧૯૧૦ ના કરતાં ૫૧ મીલીયન ટન્સ વધારે હતી.

ઇ. સ. ૧૯૧૨ ની સાલની આખી દુન્યાની કોલસાની પેદાશ ૧૧૦૦ મીલીયન ટન્સ જેટલી લગભગ થાય છે.

બ્રીટીશ શહેનશાહતના મુખ્ય મુખ્ય ભાગોમાં કોલસાની પેદાશ નીચે મુજબ થઇ હતી.

| | ૧૯૧૦ ટન્સ | ૧૯૧૧ ટન્સ | ૧૯૧૨ ટન્સ |
|---|---|---|---|
| બ્રીટીશ ઇન્ડીયા | ૧,૨૦,૪૭,૦૦૦ | ૧,૨૭,૧૬,૦૦૦ | ૧,૪૭,૦૬,૦૦૦ |
| ઑસ્ટ્રેલીયા | ૯૭,૫૯,૦૦૦ | ૧,૦૫,૫૦,૦૦૦ | ૧,૧૭,૩૦,૦૦૦ |
| ન્યુઝીલેન્ડ | ૨૧,૯૭,૦૦૦ | ૨૦,૬૬,૦૦૦ | ૨૧,૭૮,૦૦૦ |
| કેનેડા | ૧,૧૫,૨૬,૦૦૦ | ૧,૦૧,૧૦.૦૦૦ | ૧,૨૯,૫૮,૦૦૦ |
| યુનીયન ઓફ સાઉથ આફ્રિકા | ૬૩ ૫૧,૦૦૦ | ૬૭,૮૦,૦૦૦ | ૭૨,૪૮,૦૦૦ |

ઇ. સ. ૧૯૧૨ ની કોલસાની ખપત નીચે મુજબ થઇ હતી.

| | ૧૯૧૦ ટન્સ | ૧૯૧૧ ટન્સ | ૧૯૧૨ ટન્સ |
|---|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ | ૪૩,૪૮,૩૨,૦૦૦ | ૪૨,૫૫,૯૦,૦૦૦ | ૪૫,૯૪,૮૮,૦૦૦ |
| યુનાઇટેડ કીંગડમ | ૧૭,૯૭,૮૯,૦૦૦ | ૧૮,૪૮,૫૨,૦૦૦ | ૧૭,૪૭,૮૨,૦૦૦ |
| જર્મની | ૧૨,૮૪,૯૯,૦૦૦ | ૧૩,૧૩,૦૬,૦૦૦ | ૧૪,૦૭,૪૧,૦૦૦ |
| ફ્રાન્સ | ૫,૪૬,૨૧,૦૦૦ | ૫,૭૦,૧૨,૦૦૦ | ૫,૮૬,૨૪,૦૦૦ |
| રૂશીયા | ૨,૯૨,૬૭,૮૦૦ | ૩,૧૭,૧૯,૦૦૦ | મળી શકયા નથી. |
| ઑસ્ટ્રીયા હંગરી | ૨,૪૫,૯૦,૦૦૦ | ૨,૬૧,૧૦,૦૦૦ | ૪ |
| બેલજીયમ | ૨,૩૮,૫૦,૦૦૦ | ૨,૪૧,૨૭,૦૦૦ | ૨,૫૩,૬૪,૦૦૦ |

"બીગ નાઇટ" અગર જેને "બ્રાઉન કોલ" કહે છે તે ઘણે ભાગે જર્મની, ઑસ્ટ્રીયા અને હંગરીમાં પેદા થાય છે. તેની ઉત્પન્ન ૧૯૧૨માં જર્મનીમાં ૭,૯૬,૩૪,૦૦૦ ટન્સ અને ઑસ્ટ્રીયામાં ૨,૫૮,૬૧,૮૦૦ ટન્સની થઇ હતી.

---

## A BRIEF REVEIW OF THE TRADE OF INDIA.

## હિંદનો વેપાર.

વિલાયત ખાતેના "ધી સ્ટેન્ડર્ડ" પત્રમાં બહાર પાડવામાં આવેલા હીંદી વેપારને લગતા આંકડામાં મુખ્ય વિગતો જે જણાવવામાં આવી છે ત ગયા માચ મહીનાની આખર સુધીના મહેસુલી નાણા પ્રકરણી ખાતાને લગતા વરસના આંકડાઓનો સંબંધ ધરાવતી વિગતો છે; અને તે નીચે પ્રમાણે કોઠામાં બતાવવામાં આવી છેઃ—

નિકાશ.

| | ૧૯૧૨-૧૩. રૂપિયા. | ૧૯૧૩-૧૪ રૂપિયા. |
|---|---|---|
| હિંદી ઉપજ અને તૈયાર થયલા માલો કે જેમાં ફરીથી થયલા નિકાશનો સમાવેસ કરવામાં આવ્યો છે. ... ... ... | ૨,૪૬,૫૪,૭૨,૪૦૩ | ૨,૪૯,૦૬,૨૧.૫૧૭ |
| સીક્કા પાડવાની ધાતુ ... ... | ૭,૦૪,૫૭,૮૯૭ | ૭,૦૫,૨૦,૮૫૪ |
| સરકારી સીકયુરીટી શેરો મારેલી ... | ૬૭,૩૪,૪૦૦ | ૪૭,૧૫,૮૦૦ |
| | ૨,૫૪,૨૬,૬૪,૭૦૦ | ૨,૫૬,૫૮,૫૮,૧૭૧ |

આયાત.

| | ૧૯૧૨-૧૩. રૂપિયા. | ૧૯૧૩-૧૪ રૂપિયા. |
|---|---|---|
| વેપાર ... ... ... ... ... | ૧,૬૧,૦૧,૫૮,૫૩૪ | ૧,૮૩,૨૫,૦૬,૫૪૮ |
| સીક્કા પાડવાની ધાતુ... ... ... | ૫૧,૧૯,૮૦,૦૪૨ | ૩૬,૬૨,૦૪,૪૫૬ |
| હિંદી પ્રધાન ખાતાની હુંડીઓ વેચાયલી ... ... ... ... | ૩૮,૪૯,૮૮,૦૦૦ | ૪૨,૨૬,૧૯,૦૦૦ |
| સરકારી લોન લખી વાળેલી ... | ૧,૨૧,૧૯,૧૦૦ | ૧,૬૬,૫૬,૫૦૦ |
| હીંદી પ્રધાન જોગ ઇન્ડીઆ અને ઓસ્ટ્રેલીઆ ખાતેથી શોકડા પાઉંડ. | ........... | ૪,૩૩,૫૦,૦૦૦ |
| | ૨,૫૧,૯૨,૪૫,૬૭૬ | ૨,૬૮,૧૩,૩૬,૫૦૪ |

૧૯૧૨-૧૩ ના વરસની હિંદ જોગી ફાજલ રકમ રૂ. ૨,૩૪,૧૯,૦૨૪ જેટલી છે.

૧૯૧૩-૧૪ ની હિંદ પાસે લેણી રકમ રૂ. ૧૧,૫૪,૭૮,૩૩૩ જેટલી છે.

ઉપર આપવામાં આવેલા આંકડામાંથી ણાઇ આવશે કે નિકાશમાં જરા વધારો છે; ણ આયાતના વધારા અને ફેલાવાને લીધે તે દન ગણત્રીમાં નહિં લાવવા જેવો નિકાશનો ધારો છે; કારણ કે જેવામાં સવાસોળ કરોડ પિયાનો આયાતનો વધારો થવા પામ્યો છે, નામાં ફક્ત સવાબે કરોડ રૂપિયા જેટલી કીંમતનો નિકાશમાં વધારો થઇ શકયો છે. આયાતમાં જે વધારો થયો છે તે વેપારનેજ લીધે તદ્દન બનવા પામ્યો છે; વેપાર સવાબાવીસ કરોડ રૂપિયા જેટલી કીંમતનો વધ્યો છે; અને તેની સાથે હીંદી વજીરના ખાતાની વેચવામાં આવેલી હુંડીઓનો વધારો ચાર કરોડ જેટલો છે, પણ ફક્ત સાડીછત્રીસ કરોડ રૂપિયા જેટલી કીંમતની સીક્કા પાડવા માટેની ધાતુઓની આયાત કરવામાં આવી છે, કે જેવામાં ગયા વરસમા એકાવન કરોડ જેટલી તે આયાત હતી. આ કરીને હીંદુસ્તાન ખાતે મોકલવાની હુંડીની થોડા વખત થયાં માંગણી ઓછી થવા પામી છે; અને તેને પરીણામે હુંડીના વટાવના ભાવો ગગડી જઇ ઓછા થયા છે.

---

## OTHER CHAMBERS.

## બીજી વેપારી ચેમ્બરો.

**કરાંચી**—**કરાંચી ચેમ્બરની** તા. ૨ જુન ૧૯૧૪ ના રોજ મળેલી મીટીંગના કામકાજમાંથી ટુંક સાર.

નુકશાનકારક જંતુઓને લગતા કાયદાની ૩ જી કલમના આધારે નામદાર હીંદી સરકારે જે ધારાઓ ઘડેલા છે તેના સંબંધમાં સભાસદોના મતો આવ્યા હતા તે ઉપર વિચાર કરતાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે નામદાર સરકારને જણાવવું કે તે ધારાઓના સંબંધમાં આ ચેમ્બરને કાંઇ વાંધા ઉઠાવવાના નથી, અગર સુચનાઓ કરવી નથી.

કેરોની ઇન્ટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખને તા. ૬ મે ૧૯૧૪ના રોજે પત્ર આવ્યો હતો કે તે ચેમ્બરની માંગણીથી ઇજીપ્તની ચેમ્બરોએ ઠરાવ કર્યો હતો કે પી. એન્ડ ઓ. કંપની સાથેનો વિલાયતની ટપાલ લાવ લઇજા કરવાનો કરાર પુરો થાય છે, ત્યારે હિંદુસ્તાન અને યુરોપ વચ્ચે વધારે મેઇલ

## વીલાન અને મીલ્સની

# લૂમોની મહાન ફત્તેહ.



દરેક પ્રકારનું કાપડ વણવાના ખાત્રીલાયક સાંચાઓ.



હિંદી બજારનાં ધોતીયાં વણવાના મુખ્ય મથક તરીકે ગણાતાં ઈંગ્લંડના ગ્રેટ હારઉડ પરગણામાં ઉપલી અમારી બનાવટની લુમો ૯૨ ટકા જેટલા મોટા પ્રમાણમાં ચાલુ છે—એજ બીના આ લુમોની ઉત્તમ પ્રકારની બનાવટનો પુરતો પુરાવો છે.

હિંદુસ્થાનની મીલો માટે ડોબી સાથની મજબુત પેટર્નની ડ્રૉપ-બૉક્સ લીકો લુમો, અમો ખાસ બનાવીએ છીએ.

એ ઉપરાંત અમારાં કારખાનામાં દરેક કીસમનું કાપડ બનાવવાના સાંચાઓ તથા જે. એન્ડ આર. શેગેકની પેટન્ટ લુમો, ડોબીઓ, અને તેના પરચુટણ ભાગો પણ બનાવવામાં આવે છે, જે અત્રે અમારે ત્યાંથી મળી શકશે.




હિંદુસ્થાન માટેના સોલ એજન્ટસઃ—

# જવેરી એન્ડ કંપની,

દરેક જાતના સાંચાઓના વેપારી,

૪૯, એપોલો સ્ટ્રીટ-કોટ, મુંબઈ.

# એક મહાન સ્વદેશી સાહસ.

સારા મનગમતા આકારમાં, શુદ્ધ રૂપમાં અને કીફાયત ભાવે દવાઓ પૂરી પાડવાનું—છેલ્લામાં છેલ્લી શોધ મુજબની મશીનરીથી ચાલતું ગંજાવર કારખાનું મુંબઇ ઇલાકામાં

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ, (મુંબઇ)

એકજ છે.

"સોનું અને સુગંધ" કવચિતજ સાથે હોય છે. અમારી ઘણી દવાઓ ખાવામાં મધુર અને ગુણમાં **અકસીર** છે. નાદુરસ્ત તબીયતને સારી કરે છે; નબળી તબીયતને મજબુત કરેછે; તન તથા મનને ઉલ્લાસમાં રાખી ચાલુ જમાનાના વધતા જતા શ્રમ સાધ્ય વ્યાપારને પહોંચી વળવાને શક્તિવાન બનાવે છે.

અમારી બધી બનાવટો જૂના **આયુર્વેદ શાસ્ત્રોમાં** લખેલા પાઠ મુજબની છે. "વ્યાધિ અનેક અને ઔષધ એક" જેવી એક પણ દવા અમે રાખતા નથી.

**જીવન.** (ચ્યવનપ્રાશ અવલેહ) સ્વર્ગીય મહાત્મા ઝંડુ ભટ્ટજીએ અનેક સાજાં અને માંદાં ઉપર અજમાવીને સીદ્ધ કરેલ. શાસ્ત્રનો પાઠ મુજબ બનાવેલ.

| | | | |
|---|---|---|---|
| ૦। રતલની બાટલીની કી. | રૂ. | ૦—૧૨—૦ |
| ૧ ,, ,, ,, | રૂ. | ૨—૮—૦ |

**દ્રાક્ષાસવ.** જમ્યા પછી લેવાતુ મધુર અને સ્વાદિષ્ટ પીણું. ઉધરસ, દમ, જીર્ણજવર વગેરે મટાડે છે, અને પાચન ક્રિયાને મદદ કરેછે.

| | | |
|---|---|---|
| ૧ રતલની બાટલીની કીં. | રૂ. | ૧—૮—૦ |
| ૧॥ ,, ,, ,, | રૂ. | ૨—૦—૦ |

જામનગર રસશાળામાં તૈયાર થયેલી ભસ્મો પણ અમારે ત્યાં મળશે.

શરબતો, મુરબ્બા, ગુલકંદ અને તમામ જાતની દેશી દવાઓ જથાબંધ તથા છૂટક અમારે ત્યાં મળશે.

વેપારીઓ અને ધંધાદારીઓને ખાસ લાભ આપવામાં આવશે. પ્રાઇસ લીસ્ટ વગેરે માટે લખોઃ—

મેનેજીંગ એજંટસ—**જાગતરામ અને કંપની.**

એલ્ફીન્સ્ટન રોડ—મુંબઇ.

દોડાવવાની બાબતમાં હીંદની વેપારી આલમ ને તે ચેમ્બરોએ મદદ કરવી અને પુછાવ્યું હતું કે એ હેતુ પાર પાડવાને હિંદી વેપારી આલમને ઇજીપ્તની ચેમ્બરો કેવી રીતે મદદગાર થઇ શકે? આનો જવાબ એવો લખવાનો ઠરાવ થયો હતો કે કેયરોની ઇન્ટરનેશનલ ચેમ્બર ઓફ કોમર્સનો ઉપકાર માનવો અને જણાવવું કે એક વધારાની મેઇલ સર્વીસ દાખલ કરવા માટે આ ચેમ્બરે અત્યાર આગમચ મજબુત હિમાયત કહેલી છે વળી જણાવવું કે તેમનો કાગળ રાખેલો છે અને જો આગળ ઉપર જો અરસપરસ સહાયની જરૂર જણાશે તો લખવામાં આવશે. દરમ્યાન ઇજીપ્તની ચેમ્બરે બ્રીટીશ પોષ્ટખાતાના અમલદારોને પોતાના અભિપ્રાયો લખી જણાવવા.

બાવક વેરો નક્કી કરવાના સંબંધમાં સલાહકારી બોર્ડ નીમવા બાબતનો ઓન. મી. રામશયનીનગરના રેઝોલ્યુશન ઉપર વિચાર કરતાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે સુચવવાંમાં આવ્યા મુજબના સલાહકારી બોર્ડો નીમવાનો આ ચેમ્બરની કમીટી તદન વિરૂદ્ધ છે.

બર્મા ચેમ્બરે એન્ટી એડલ્ટરેશન અગર પ્યોર ફુડ એકટ એટલે ચોખ્ખા ખોરાકને લગતો કાયદો આખા હિંદુસ્તાન માટે ઘડવાના સંબંધમાં નામદાર સરકારને જે અરજ કરી છે તેની એક નકલ આ ચેમ્બર ઉપર મોકલી આપવામાં આવી હતી; અને તે અરજીને ટેકો આપવાનો આ ચેમ્બરને વિનંતિ કરવામાં આવી હતી. આ કાગળ ઉપર વિચાર કરતાં બર્મા ચેમ્બરને એવા ખબર આપવાનો ઠરાવ થયો હતો કે આ ચેમ્બર બર્મા ચેમ્બરની અરજી તરફ સંપૂર્ણ દીલસોજી ધરાવે છે અને તેવી રીતનો એક પત્ર નામદાર સરકારના વેપાર ઉદ્યોગ ખાતા ઉપર લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

— ———

રૂની આવતી મોસમમાં નવી ગાંસડીઓ કયે ઠેકાણે સીંચવી તેના સંબંધમાં વધારાની જમીન માટે વીચાર ચલાવવાને રૂના વેપારીઓના પ્રતિનિધિઓ તથા વીમાવાળાઓની એક સભા ગયા મહિને મુંબઇની ચેમ્બર ઓફ કોમર્સમાં મળી હતી. ઑ૦ મી૦ માર્શલ રીડ, સી૦ આઇ. ઇ. પ્રમુખસ્થાને બીરાજ્યા હતા. હાજર રહેલાઓમાં મેશર્સ જે. એન. મીટાક્ષા, એલ વોલકર્ટ, જે. એફ. બ્રેડબરી, એચ. આર. ગ્રીવ્ઝ, ઇ. શોએન, સી એમ, રોઝ. એચ. બી. રીડલી, એચ. ઇ. બ્રેનબેનબર્ગ, નરોતમ મોરારજી ગોકળદાસ, પરષોતમદાસ ઠાકોરદાસ, હીરજી ખેતસી અને મી૦ ખીમજી દયાળના નામો જણાતાં હતાં.

પ્રમુખે પોર્ટ ટ્રસ્ટની યોજના શી છે તે સમજાવી હતી: તે એ છે કે, ટ્રસ્ટીઓ ટાંક બંદર ઉપર ગાંસડીઓ ભરી રાખવાને જગા આપવા માંગે છે; જ્યાં ચાલુ સાલની તા૦ ૧૫ મી નવેમ્બર સુધીમાં ૩।। થી ૪ લાખ ગાંસડી અને તા૦ ૩૧ મી ડીસેમ્બર સુધીમાં છ લાખ ગાંસડી સીંચી શકાશે જરૂર પડશે તો બીજી બે લાખ ગાંસડીઓ માટે પણ પછીથી સગવડ થઇ શકશે. આ ડીપોને રેલ્વે ટ્રેનો મારફતે સ્ટેશનો અને ગોદીઓ સાથ સંબંધ રહેશે અને જગાની ગોઠવણ એવી રહેશે કે તેનો લાભકારક દરે વીમો ઉતારી શકાશે. ટ્રસ્ટીઓ એવી સરત કરવા માંગે છે કે ટાંક બંદરની જગા માટે તેઓને ઘણી જલદીથી પાધરી અરજી કરવી.

કેટલાક વિવાદ પછી નીચલા ઠરાવો પસાર થયા હતા:—

૧. આ કમિટીના અભીપ્રાય પ્રમાણે કોલાબાની જગા તેના સાંકડા વિસ્તાર અને વીમાના આકરા દરને લીધે વેપાર માટે કોલાબાની જગા વધુ વાર અનુકુળ લેખવામાં આવતી નથી.

૨. ટાંક બંદર ઉપર એક ડીપો સ્થાપવા માટેની ટ્રસ્ટીઓની માંગણીનો દરેક લાભ લેવો ઘટે છે; જે છ લાખ ગાંસડીની સગવડ કરી શકશે અને જરૂર પડતાં આવતી મોસમમાં ૮ લાખ ગાંસડીઓ પણ સમાવી શકાશે.

૩. બોમ્બે કોટન ટ્રેડ્ઝ એસોએશન લીમીટેડને તેના કાનુનોમાં એવા સુધારા કરવાની અરજ કરવી કે જેથી ટાંક બંદર અથવા કોલા-

ખાના કોઇળી ડીપોને લગતા કામકાજમાં એક સરખી સગવડ મળે.

૪. આ ઠરાવોની સંખ્યા લાગતી વળગતી એસોસીએશનોના પ્રમુખો ઉપર એવી અરજ સાથ મોકલવી કે તેઓ પોતાના સભાસદોને જોઇતા પ્લોટો માટેની માંગણીઓ બનતી ઉતાવળે ટ્રસ્ટીઓ ઉપર મોકલી આપવાને જણાવે.

પ. આ ઠરાવોની નકલો પ્રજાની જાણ માટે વર્તમાનપત્રો ઉપર મોકલી આપવી.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

અપર ઇન્ડીયા ચેમ્બર ઓફ કોમર્સની ગયા એપ્રીલ માસ દરમ્યાન મળેલી સભાઓના કામકાજના રીપોર્ટ ઉપરથી જણાય છે કે રેલ્વે ઉપર ચહડાવવામાં આવેલા માલમાં મુસાફરી દરમ્યાન થયલી ચોરીના સંબંધમાં રેલ્વે કંપનીએ બદલો આપવાને ના કહી તેને લગતી બાબત ચેમ્બર સન્મુખ લાવવામાં આવી હતી. જોકે રેલ્વેએ તે ગાંસડીઓ માટે જોખમદારી સ્વીકારી હતી પણ તેના તરફથી જણાવવામાં આવ્યું હતું કે દોડતી ગાડીએ ગાંસડીઓ ચોરાયલી હોવાથી કંપની તે માટે જવાબદાર નથી. ગાંસડીઓ ચોરાવાથી જે આસામીને ખમવું પડયું હતું તેણે જણાવ્યું હતું કે દોડતી ગાડીએથી નહી પણ બીજી રીતે ગાંસડીઓ ચોરાઇ હતી એમ પુરવાર કરવું અમારે માટે અશકય છે. તેથી ગાડી દોડતી વખતે માલ ચોરાયલો હતો તે બાબત પુરવાર કરવાનું કામ રેલ્વે કંપનીપર રહેવું જોઇએ.

ફરિયાદ કરનાર તરફ આ બાબતમાં પુરતી દીલસોજી ધરાવતાં કમીટી એ બાબત આપવામાં કાયદા સંબંધી મત માંગ્યો હતો કે જે હાલના મુકદમાને લાગુ પડનો દીસેછે. ઉપલા મત ઉપરથી ખુલ્લી રીતે એવું જણાય છે કે જે સંજોગો દર્શાવવામાં આવ્યા છે તેને આધારે જોખમદારીમાંથી રેલ્વે કંપની મોકળી બની છે. ચાલતી ટ્રેઇને થતી ચોરીઓના સંબંધમાં કાનુનો મુજબ રેલ્વે કંપની જોખમદાર ઠરતી નથી, અને કમીટીને એવી સલાહ મળી છે કે મુકદમો પુરવાર કરવાનો બોજો રેલ્વે કંપનીપર નહીં, પરંતુ ફરિયાદીપર પડે છે. તે સભાસદ તરફ મેશર્સ સેંડરસનની કંપનીના મતની એક નકલ રવાના કર્યા સિવાય કમિટી, બીજું કાંઈજ કરી શકતી નથી અને આ મુકદમાના સંબંધમાં ગવર્નમેંટ રેલ્વે પોલીશ તરફથી થયલી તપાસની નોંધની એક નકલ મેળવવાની સુચના કરે છે.

કાનપુર ખાતે કાપડીઆઓની એક મંડળીની સ્થાપના કરવા અને તેને આ ચેમ્બર સાથે જોડવા બાબત કાનપુરના કેટલાક વેપારીઓએ કમીટી ઉપર લખાણ કર્યું હતું. કાપડના વેપારમાં હિત ધરાવતા વેપારીઓની સબ-કમીટી સેક્રેટરી સન્મુખ ગઇ હતી અને આવી મંડળીની સ્થાપના કરવામાં ટેકો આપવા ચેમ્બરને અરજ કીધી હતી. સબ કમીટીએ મંડળીનું કામકાજ તથા સર્વે કેમ કરવી તેના સંબંધમાં તથા લવાદીને લગતા કાનુનોનો ખરડો મોકલી આપ્યો હતો. ચેમ્બરની કમીટીએ હાલમાં આ અરજ ઉપર વિચાર ચલાવતાં એવો મત દર્શાવ્યો છે કે ચોકકસ આગલી શરતોને આધારે તેઓ આવી મંડળીની સ્થાપના કરવામાં આવે તો તેને ટેકો આપવા તૈયાર છે. આ શરતોમાંની કેટલીક નીચે મુજબ છેઃ-(ક) ઉભી કરવા ધારેલી મંડળીએ ચેમ્બરની સાથે સંબંધ રાખવો જોઇશે.

ફરજો ધ્યાનમાં લઇ એસોસીએશને ચેમ્બરને વરસ દીવસે રૂ. ૭૫૦ ની રકમ આપવી. (ગ્ર) એસોસીએશન તરફની સઘળી સરવે અને લવાદીમાં જે સરવેયરો અને આરબી ટ્રેટરો નિમવામાં આવે તે માંહેલો ઓછામાં ઓછો અને જો અમ્પાયર નિમવામાં આવ્યો હોય તો તે ચેમ્બરની ટ્રીબ્યુનલ ઓફ આરબીટ્રેશનનો સભાસદ હોવો જોઇએ. (છ) સરવે અને લવાદીના સંબંધમાં એસોસીએશનને જે લવાજમ મળે તેનો અરધો હીસ્સો એસોસીએશને ચેમ્બરને આપવો જોઇએ (જ) એસોસીએશનને લગતા કામકાજનો અને તેની તરફથી કરવામાં આવનારી સરવેને લગતા કાનુનો ચેમ્બરની કમીટીની સાથે સાથે મસલત ચલાવીને ફરી તપાસવા.

કમીટીનો આ ઠરાવ સ્થાપવા ધારેલી એસોસીએશનની સબ કમીટીપર મોકલવાને સેક્રેટરીને ફરમાવવામાં આવ્યું હતું, અને તેના તરફથી આગલી શરતો કબુલ કરવા બાદ બીજી બાબતોમાં આગલ ચાલવામાં આવશે.

---

વીમાના એજંટો અને દલાલોના ઈંગ્લાંડ મધેના મંડળ "કોરપોરેસન ઓફ ઇન્શ્યુરંસ એજંટસ એંડ બ્રોકર્સ" તરફથી એક કાયદાનો ખરડો વીમાના એજંટો અને દલાલોના નામ રજીસ્ટર કરવાના સંબંધમાં ઘડવામાં આવ્યો છે. આવું એક રજીસ્ટર રાખવા તરફ ઘણાઓએ પસંદગી દેખાડી છે. સને ૧૯૧૨ ના વરસમાં વીમાના દલાલો અને એજંટોની મળેલી કોન્ગ્રેસ મધે એકમતે પસાર કરવામાં આવેલા ઠરાવની રૂએ તે ખરડો ઘડવામાં આવ્યો છે.

ખરડામાં એવો ગોઠવણ કરવા ધારી છે કે વીમાના દલાલો અને વીમાના એજંટોનું એક રીતસરનું રજીસ્ટર બનાવવું અને કાયદાથી જે દલાલ અને એજંટને લાયક કરવામાં આવ્યા હોય તેમને કમીશન આપવું.

એક કાઉન્સીલ ગોઠવવા ધારી છે જેમાં નીચલા મેમ્બરોને મુકવામાં આવશે. સરકારી વેપાર ખાતા તરફથી ત્રણ મેમ્બરોને મુકવામાં આવશે જેઓ જે વીમા કંપનીને લાયક ગણશે તેમની સાથે મસલત ચલાવશે અને ઉપલા મંડળ તરફના ૩ મેમ્બરો તથા લોઇડઝની કમીટી તરફથી ૩ મેમ્બરોને મુકવામાં આવશે

તે કાઉન્સીલ સરકારી વેપાર ખાતાની બહાલી મેળવીને કાઉન્સીલનો કારોબાર ચલાવવા માટેના કાનુનો ઘડશે. તે કાઉન્સીલ વીમાના દલાલ તરીકેનું કામ બજાવવાનું સર્ટીફીકેટ આપશે. દલાલ કે એજંટ જ્યાંબી કામ કરશે તથા પોતાનું સર્ટીફીકેટ રજુ કરવાને બંધાયલા રહેશે.

જો દલાલ કે એજંટ ચોકસ ગુન્હાઓ માટે અપરાધી ઠરશે, દેવાળું કહાડશે અથવા પોતાના ધંધાના બાબમાં ગંભીર પ્રકારનો ગુન્હો કરશે તો અથવા સર્ટીફીકેટનો ગેરલાભ લેશે તો તેને સર્ટીફીકેટ આપવાની ના પાડવાનો અથવા સર્ટીફીકેટ ખુંચવી લેવાનો હક કાઉન્સીલને રહેશે. તે સિવાય બીજા કોઇબી કારણે સર્ટીફીકેટ ધરાવનાર એક માણસને બીજી વાર સર્ટીફીકેટ આપવાને ના પાડવામાં આવશે નહીં.

સર્ટીફીકેટ મેળવવા માટેની ફી વગેરેના કાનુનો બીલમાં દાખલ કરવામાં આવ્યા છે.

---

બેંગાલ ચેમ્બર ઑફ કોમર્સ—આ ચેમ્બરની કમિટીની માર્ચ માસની બેઠકમાં જે કામકાજ થયું હતું તેમાંથી નીચેનો ઉતારો લેવામાં આવ્યો છે.

સ્ટેમ્પ ડયુટી–૧૮૯૦ ના સ્ટેમ્પ એકટની ૫ મી આર્ટીકલના અ અને બ વિભાગ મુજબ અને પહેલા શેડયુલની ૪૩ મી આર્ટીકલ મુજબ "બ્રોકર્સનોટર્સ" અને "એગ્રીમેન્ટો અગર એગ્રીમેન્ટોનાં મેમોરેન્ડમો" ઉપર સ્ટેમ્પ ડયુટી લાગુ થાય છે. તા. ૫ ડીસેંબર ૧૯૧૦ ના ૬૩૬૧ નંબરનાં નોટીફીકેશનથી આ ખતો ઉપરની સ્ટેમ્પની ડયુટી બે આનાથી વધારે ન હોય ત્યાં સુધી તે ખતો ઉપર ચોડવાની સ્ટેમ્પો વાપરી શકાતી. પણ જો ડયુટી તે રકમ કરતાં વધે તો તે ખત સ્ટેમ્પ-

વાળા કાગળ ઉપર લખવા અગર તે ખતો ચોકસ અમલદાર આગળ ખાસ સ્ટેમ્પો લગાડવા માટે રજુ કરવાં. ચોંટાડવાની સ્ટેમ્પોનો ઉપયોગ વધારવા ખાતર નામદાર સરકારે ૧૯૧૩ ના એપ્રીલમાં ચેમ્બરોના મતો માગ્યા. આ ચેમ્બરે તે દરખાસ્તને ટેકો આપ્યો હતો તેઓએ એક આનાથી સોળ આનાની ટીકીટો કાઢવાની ભલામણ કરી હતી. ચેમ્બરે એવી પણ સુચના કરી હતી કે એક ખત ઉપર કેટલી સ્ટેમ્પ ચોંટાડવા દેવી તે બાબત કાંઈ હદ બાંધવી નહિ. તા. ૨૬ માર્ચ ૧૯૧૪ ના રોજ નામદાર હિંદી સરકારે એવું જાહેર કર્યું કે તેણે ખતો ઉપર ચોંટાડવાની ટીકીટનો ઉપયોગ કરવા દેવાનું ઠરાવ્યું છે. વધારામાં એમ જણાવવામાં આવ્યું છે કે ૨, ૩, ૪, ૬, ૮ અને ૧૨ આનાની સ્ટેમ્પો ઇગ્લાંડથી મંગાવેલી છે અને હાલની "શેરટ્રાન્સફર" અને "ફોરીનબીલો" ની સ્ટેમ્પો જેવીજ તે સ્ટેમ્પો બનશે. આ સ્ટેમ્પો આવી પહોચે તે દરમ્યાન થોડા વખત માટે ખાસ ચોંટાડવાની સ્ટેમ્પો જેના ઉપર "એગ્રીમેન્ટ" અને "બ્રોકર્સનોટસ" એવા શબ્દો છાપેલા હશે તે સ્ટેમ્પો કાઢવામાં આવશે.

---

બેંગાળ ચેમ્બર ઓફ કોમર્સની ખાસ સભા તા. ૨૬ મે ૧૯૧૪ ના રોજ બપોરના મળી હતી તે વખતે નીચલો એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતોઃ—

હાલમાં જે મકાન છે તે તોડી પાડવું અને નવું મકાન બાંધવું અને છ લાખ રૂપીઆની કીંમતના દરેક રૂપીઆ પાંચસોનાં પાંચ ટકાનાં ડીબેન્ચરો કહાડવાં.

---

કરાંચી ચેમ્બર–આ ચેમ્બરની કમિટીની ૩૧ માર્ચે મળેલી મીટીંગમાં રેલ્વે બોર્ડના સેક્રેટરીનો તા ૧૦ માર્ચ ૧૯૧૪ નો ૪૨૪ આર. ટી. નંબરનો કાગળ વાંચવામાં આવ્યો હતો તેમાં જણાવવામાં આવ્યું હતું કે આગળ ચાલેલ પત્રવ્યવહારના સંબંધમાં જણાવવાનું કે રેલ્વે બોર્ડને એવી સલાહ મળેલી છે કે ઇંગ્લીશ ધોરણને અનુસરી વારનીશ અને એવાજ બીજા સળગી ઉઠે તેવાં કલાસ'બી' ના પ્રવાહીઓના ડબાની વજનની હદ અમુક રાખવા બાબતનો જે પ્રતિબંધ છે તે હિંદી ધોરણમાંથી પણ કાઢી નાખવો અને વધારે જણાવવામાં આવ્યું હતું કે હિંદુસ્તાનના ધોરણમાં તે મુજબ સુધારો કરવાના જરૂરી હુકમો પણ કાઢવામાં આવ્યા છે.

આ ચેમ્બરની તાં. ૨૧ એપ્રીલની સભામાં કંડેન્સડ મીલ્ક અને સ્કીમ્ડ કંન્ડેન્સડ મીલ્કના સંબંધ નામદાર સરકારે મોકલેલ પત્ર પર વિચાર કરવામા આવ્યો હતો અને એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે કન્ડેન્સડ મીલ્ક બનાવનાર એક આગેવાન વેપારીએ આ ચેમ્બરને જણાવ્યું છે કે ૧૨ ટકાનો આંકડો ઘણો મોટો છે. ૯ થી ૧૦ ટકા ચરબી હોય તો બસ છે. નામદાર સરકારે પોતાના પત્રના બીજા પારિગ્રાફમાં જે આંકડા આપ્યા છે તેને આ ચેમ્બર મળતી થાય છે.

---

મુંબઈની ચેમ્બર ઓફ કોમર્સની કમીટીની એક સભા વેળા 'કન્ડેન્સડ મીલ્ક' અને 'સ્કીમ્ડ કન્ડેન્સડ મીલ્ક' બાબે ઠરાવો થયા હતા. હીંદુસ્તાન ખાતે જે "કન્ડેન્સડ મીલ્ક" આયાત કરવામાં આવે છે તેના સંબંધમાં મુંબઇની સરકારે બીજી અગત્યની બાબદો સહીત એક પત્ર કમિટી તરફ રવાના કર્યું હતું.

આ ઉપરથી એવું જણાયું હતું કે, હાલના નીયમો પ્રમાણે આ બનાવટી દુધના દાબડાઓપર "પ્રીપેર્ડ ફ્રોમ સ્કીમ્ડ મીલ્ક" એ નામનો છાપ આવવો જોઇએ. પ્રથક્કરણ કરતાં એવું માલુમ પડયું હતું કે આ બનાવટી દુધમાં ત્રણ ટકાનાં પ્રમાણની ચીકાશ આવે છે. પણ ઇન્ડીયન મેડીકલ સરવીસના ડીરેક્ટર જનરલ એ. સર. પારડી લુકસ તરફથી એવું બતાવવામાં આવ્યું હતું કે આવી રીતે દુધ બનાવવાની રીત કાંઇક ખામી ભરેલી જણાય છે. આના આધારે હીંદી સરકાર એવા વીચારપર આવી છે કે હાલનો કાંઇક રૂઢી

જુદીજ યોજનામાં ફેરવી નાંખવી કે જેથી કરીને બનાવટી દુધના દરેક દાબડામાં ચોકસ પ્રમાણમાં-જ ચીકાશ આવી શકે. સર પારડી લુકસ તરફથી ઓછામાં ઓછું ચીકાશનું પ્રમાણ ૧૨ ટકા રાખવાની ભલામણ કરવામાં આવી હતી. તેના મત પ્રમાણે જે બનાવટી દુધના દાબડામાં ચીકાશનું પ્રમાણ ઓછું હોય તેવા દાબડાપર" પ્રીપેર્ડ ક્રીમ સ્કીમ્ડ મીલ્ક" નામનો છાપ મારવો. આ પ્રમાણ એવા આધારે નક્કીઠરવામાં આવ્યું હતું કે ગાયોના સ્વચ્છ દુધમાંથી જે બનાવટી દુધ બનાવવામાં આવે છે તેમાં ૩ ટકાના પ્રમાણ જેટલી ચીકાશ હોય છે અને દરેક કારખાનાંવાળાઓ ૩૦૧ નું ચીકાશ પ્રમાણ જાહેર કરે છે.

આવીજ રીતની સુચના હીંદી સરકાર પણ પસંદ કરવા યોગ્ય ધારે છે.

કમિટીએ પણ આ બાબતમાં પુરતું ધ્યાન આપ્યા બાદ પોતાના જવાબમાં એવું જણાવ્યું હતું કે, બનાવટી દુધમાં ચીકાશનું પ્રમાણ જાહેર થવું જોઇએ. વધુમાં તેઓએ એવું પણ બતાવી આપ્યું હતું કે, સઉથી સરસ બનાવટી દુધ કે જે મુંબઇ ખાતે આયાત કરવામાં આવે છે તેમા નવથી દશ ટકાનાં પ્રમાણ જેટલી ચીકાશ જણાતી નથી તે પરથી એવું સાબિત થઈ ચુકયું છે કે, બાર ટકાના પ્રમાણ કરતાં નવ ટકાના પ્રમાણની ચીકાશ ઓછામાં ઓછી તેમજ માફકસરનીજ રહી શકશે.

---

## મુંબઇના લાયકાત ધરાવનારા એકાઉંટંટો અને ઑડીટરોની નામદાર ગવર્નરને અરજ.

મુંબઇના લાયકાત ધરાવનારા એકાઉંટંટો અને ઑડીટરોએ મુંબઇના નામદાર ગવર્નર લૉર્ડ વીલીંગ્ડનને નીચલી અરજી કરી છેઃ—

અમો અરજદારો ગ્લાસગોની કોરપોરેશન ઑફ એકાઉંટંટસ અને સેંટ્રલ એસોસીએશન ઑફ લંડનના પુરતી લાયકાત ધરાવનારા સભાસદો છીએ અને ઇલાકામાં એકાઉંટંટો અને ઑડીટરો તરીકે ધંધો ચલાવીયે છીયે.

ઉપલી બે સંસ્થાઓ તરફથીજ હિંદમાં હીસાબીઓની પરીક્ષાઓ લેવાય છે અને અમો અરજદારોએ તે સઘળી પરીક્ષાઓ પસાર કરી છે કે જે પરીક્ષા આજે હિંદુસ્તાનમાં સઉથી ચઢતામાં ચઢતી છે. અમે તેમ કરવા પાછળ ખરચનો મોટો ભોગ આપ્યો છે. દરેક સંસ્થાના એક હજાર સભાસદો આખી દુન્યાના જુદા જુદા ભાગોમાં પોતાનો ધંધો ચલાવી રહ્યા છે. એ બે ખાતાંઓ તરફથી લેવામાં આવતી પરીક્ષાઓ "ચાર્ટર્ડ એકાઉંટસ અને સોસાયટી ઑફ ઇનકોરપોરેટેડ એકાઉંટટસ અને ઑડીટર્સ" નામના મંડળ તરફથી લેવામાં આવતી પરીક્ષા જેવીજ છે અને તે પણ કુશળતાનો ડીગ્રી એક સરખીજ માગે છે, પણ તેમાં ફરક એટલોજ છે કે એ છેલ્લું મંડળ પોતાની સંસ્થામાં કલાર્ક તરીકે ચોક્કસ મુદત રાખવાની શરત કરે છે પણ અમે એવો મત ધરાવીયે છીયે કે વરસોનો પાકટ અને વહેવારૂ અનુભવ અને બારીક તપાસવાળી પરીક્ષા એ આવી રીતે રહેવાના કરતાં વધારે સારી ચીજ છે, અને વળી કલાર્ક તરીકે રહેવાની મુદતમાં બીન જરૂરની ફી આપવી પડે છે. તમારા અરજદારો એ ઉપરાંત મુંબઈની વેપારી પેઢીઓ અને જોઇંટ સ્ટૉક કંપનીઓમાં ૩ વરસથી વધારે મુદત સુધી ઑડીટરો અને એકાઉંટંટો તરીકે કામ કરતા આવેલા છે. વળી જે એસોસીએશનોના

---

અમે સભાસદો છીએ તે એસોસીએશનો તેમના સભાસદો તરીકે એવાઓનેજ દાખલ કરે છે કે જેઓએ પરિક્ષાઓ પસાર કરવા ઉપરાંત એકાઉંટન્સી વીગેરેનો વહેવારૂ અનુભવ મેળવ્યો હોય. તમો નામદારના અરજદારો એમ માને છે કે એ એસોસીએશનોના સભાસદોને ગેર ઇન્સાફ કરવાની હીંદી સરકારની નેમ નહીં હોય, સબબ કે જે જાહેરનામું બાહેર પાડવામાં આવ્યું છે તેમાં એ એસોસીએશનોને આમેજ કરવામાં આવી નથી, અને એમ વિચારવામાં આવ્યું હતું કે જે નિયમો સ્થાનીક સરકારે ઘડયા હતા તેમાં કંપનીઓના ઑડીટરો તરીકે કામ કરતા સભાસદોનો પણ સમાવેશ થઇ શકે. તમો નામદારનો કાઉન્સીલે જે કાયદા કાનુનો પ્રગટ કર્યા છે તેનો ઑડીટર્સની કાઉન્સીલ જે રીતે અર્થ ઉઠાવે છે તેથી તો અમારા ગુજરાનનાં સાધનો ખુંચવી લેવામાં આવે એમ બને છે. તમારા અરજદારો એમ માને છે કે ધંધાપર આવી રીતનો અંકુશ નાખનાર કાયદા કાનુનો નામદાર સરકારને બેંકો અને બીજી કંપનીઓએ કહાડેલાં દેવાળાને લીધેજ કહાડવા પડયા હશે, પણ અમો તમો નામદારનું ધ્યાન ખાસ આ બીના તરફ ખેંચીયે છીએ કે જે જે ખાતાંઓએ દેવાળાં કહાડયાં છે, જેવાં કે બેંક ઑફ બરમા, ઈંડીયન સ્પીસી બેંક, ક્રેડીટ બેંક, અને બીજાઓ તેઓમાં ઑડીટરો તરીકે ફકત ચારટર્ડ એકાઉંટંટોજ હતા અને વળી જુદી જુદી તપાસ દરમ્યાન હાઇકોર્ટે જે જે એકાઉંટંટોને હીસાબ તપાસવા નિમ્યા છે તેઓમાં તમારા અરજદારો ઉપલી એસોસીએશનોના સભાસદો છે.

આખી દુન્યામાં કોઇપણ ઠેકાણે એવું જોવામાં નથી આવતું કે જેમાં એક કે બે એસોસીએશનોને એકલો હક્ક આપવામાં આવે અને બીજાઓને બાતલ રાખવામાં આવે.

એ કાયદા કાનુનોનો એટલો તો સખ્તાઇથી અર્થ કરવામાં આવે છે કે તમારા અરજદારોના લાભોને તે નુકશાનકારક થઇ પડશે. તેટલા માટે હાલના કાયદા કાનુનોમાં જરૂર જોગો સુધારો કરવાનો તમો નામદારને તમારા અરજદારો વિનંતિપૂર્વક અરજ કરે છે, કે જે માટે અમો તમો નામદારના ઘણા આભારી થઈશું.

---

## COMMERCIAL NEWS.

---

## વેપારી ખબરો.

**પોસ્ટ ઑફીસ સેવીંગ્ઝ બેંકો** ઇ. સ. ૧૯૧૨-૧૩ સાલમાં હિંદુસ્તાનની પોષ્ટ ઑફીસોની સેવીંગ્ઝ બેંકોમાં અનામત મુકનારાઓની સંખ્યા ૩૦,૦૦,૦૦,૦૦૦ વસ્તીમાંથી માત્ર ૧૫,૬૬,૮૯૦ નીજ હતી. કુલ્લે અનામતની રકમ ૨૦. ૬૧ કરોડ રૂપીયા જેટલી હતી. એટલે કે સરેરાશ અનામત ૧૩૧-૫૫ રૂપીઆની થાય. અનામતમાં તે વરસમાં ચોખ્ખો વધારો ૧.૭૧.૨૯,૦૬૪ રૂપીયાનો હતો. આ કાંઇ ખાસ વધરો થયો ન કહેવાય. ૧૯૦૫-૬ ની સાલમાં પણ અનામત મુકનારાઓની સંખ્યા ૧૧,૧૫,૭૫૮ ની હતી અને કુલ અનામત ની રકમ. ૧૩,૯૯,૨૬,૨૬૦ રૂપીયાની હતી એટલે સરેરાશ અનામત રૂ. ૧૩૦-૮૩ ની હતી અને ચોખ્ખો વધારો ૫૯,૫૬,૧૩૦ રૂપીયાનો હતો. વધારો તો થયો છે પણ વસ્તીના પ્રમાણમાં તે વધારે કાંઇ ખાસ જાણવા લાયક નથી.

---

એક ઑસ્ટ્રેલીયન વર્તમાન પત્રપરથી જણાય છે કે વિકટોરીયાની સ્ટેટ સેવીંગ્ઝ બેંકોમાં અનામત મુકનારાઓની અનામતોમાં તે વરસમાં ૧૯,૦૩,૪૫૫ પાઉન્ડઝ જેટલો વધારો થયો (૧૯૧૨-૧૩) હતો. અને કુલ્લે અનામત ૨,૧૫,૬૫,૯૨૧ પાઉન્ડઝ જેટલી હતી. ૨૦ લાખ માણસની વસ્તીમાં ૬,૭૪,૫૪૨ અનામત ખાતાંઓ ઉઘાડાં છે અને દર અનામત મુકનાર દીઠ સરેરાશ ૩૧ પૌં ૭ શી ૮ પે. જેટલી રકમ જમે છે. આ ઉપરાંત વેપારી બેંકોમાં માર્ચની ૩૧ મી તારીખ સુધીના ત્રણ માસમાં ૪,૮૯,૦૮,૪૯૯ પાઉન્ડઝ જેટલી અનામત છે. આગલે વરસ તેજ અરસામાં ૪,૬૬,૭૧,૨૩૩ પાઉન્ડઝ જેટલી રકમ હતી એટલે આ વરસ ૨૨,૩૭,૨૬૬ પાઉન્ડઝનો વધારો થયો હતો.

---

નામદાર હિંદી સરકારના વેપારી બાતમીખાતાંને નામદાર સરકાર તરફથી બહાર પડતી આંકડાના કામમાંથી મુકત કરેલ છે અને આંકડા સંબંધી સર્વ હકીકત બહાર પાડવા માટે ડાયરેકટર ઑફ સ્ટેટીસસ્ટીકસની નવી જગ્યા ઉત્પન્ન કરી છે. આથી વેપારી બાતમીખાતાંના ડીરેકટર વધારે વખત મુસાફરીમાં ગાળી શકશે.

---

ધી ઇન્ડીયન ટ્રેડ્ઝ જરનલ પોતાના તા. ૨૧ મે ૧૯૧૪ ના અંકમાં જણાવે છે કે દુનિયામાં સૌથી મોટામાં મોટો અનાજ માટે કોઠાર (એલીવેટર) કલાઇડ નદી ઉપરના મેડોવેઇડ શહેરમાં તૈયાર કરવામાં આવ્યો છે. આ કોઠાર કલાઇડ ટ્રસ્ટ તરફથી બંધાવવામાં આવેલો અને તેમાં ૩૧,૦૦૦ ટન્સ સમાઇ શકે તેવડો છે અને દર વર્ષ ૨,૫૦,૦૦૦ ટન્સની ઉથલ પાથલ કરી શકાય તેવડો છે બે ફરતા ૨૫૦ ટન્સના "એલીવેટરો" એ વખાર આગળ આવી ઉભી રહેતી સ્ટીમરોમાંથી દાણો ઉતારશે; તે દાણો પોતાની મેળે વજન કરે તેવા સંચા ઉપર થઇ તેમાંથી તે વખારના બીજા ભાગોમા લઇ જવાની પણ સગવડ કરવામાં આવી છે. દાણો કોથળામાં પણ ઉતારી શકાય તેમ છે અને તેવી રીતે કલાકના ૫૦૦ કોથળા ઉતારી શકાશે. આ વખાર ૩૧૨ ફીટ લાંબી અને અંદર ખાનેથી ૭૨ ફીટ ૫ હોળી છે.

---

ધી ઇન્ડીયન ટ્રેડ્ઝ જરનલના તા. ૨૮ મે ૧૯૧૪ ના અંકમાં જણાવવામાં આવ્યુ છે કે દુધને જંતુઓથી નિરાળું કરવાની એક જર્મન શોધ વીપઝીંગ વિગેરેની ડેરીઓમાં સાફ કામ કરતી જણાવે છે જે બાબતમાં જર્મનીના જથાબંધ દુધ વેચનારાઓની એસોસીએશન તરફથી તપાસ કરવા નીમેલા મી. ડબલ્યુ ફ્રુયુન્ડે તપાસ કરી પોતાનો રીપોર્ટ બહાર પાડેલો છે. આ નવી શોધ માટે એમ કહેવાય છે કે તે દુધમાંના જંતુઓનો નાશ કરે છે અને તે રીતથી દુધમાં કાંઇ ફેરફાર થતો નથી. દુધ કાચા દુધ જેવુંજ રહે છે અને પનીર બનાવવાના કામમાં આવી શકે છે તે બીજા દુધ કરતાં લાંબો વખત રહી શકે છે. આ રૂઢીની મુખ્ય ક્રિયાઓ નીચે મુજબ છે. પહેલાં દુધને એક "પ્રેશર ચેમ્બર" એટલે દબાણ કરવાના ભાગમાં નાખવામાં આવે છે જ્યા તેના માથે એક પંપથી ૪ એટમોસ્ફીયર્સ જેટલું દબાણ નાખવામાં આવે છે. આજ દબાણના જોરથી દુધ તેમાંથી ફુવારાના આકારમાં એક લંબગોળ વાસણમાં જાય છે, તે વખતે તેને ૧૬૭ ડીગ્રી ફ્રેરેટનાઇટ જેટલી ગરમી આપવામા આવે છે. આ સીલીન્ડરમાંથી તે ઠંડું કરવાનાં વાસણમાં જાય છે જ્યાં તેની ગરમી ઓછી થઇ ૫૦ ડીગ્રી જેટલી થઇ જાય છે. અહીંથી તે શીશા ભરવાના વાસણમાં જાય છે. આ રીતના ખાસ ફાયદા એ છે કે આ રીતમાં દુધને જ્યારે ફુવારાના રૂપમાં હોય છે ત્યારેજ માત્ર થોડો વખત તેને ઘણી ગરમી આપવામાં આવે છે. બીજું વરાળરૂપે કાંઇ દુધ જતું રહેતું નથી.

નામદાર શહેનશાહનો ચેકોહામા ખાતેનો વેપારી એલચી જણાવે છે કે ૧૯૧૩ માં ૮ ઇમ્પીરીયલ ગેલનની ૮૭,૫૨,૫૦૦ પેટીઓ જેટલું ગ્યાસતેલ નીકળ્યું હતું. જ્યારે ૧૯૧૨ માં ૭૩,૩૬,૯૦૦ પેટીઓ નીકળી હતી.

નામદાર હિંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતાં તરફથી તેના ૩,૪૨૫-૩,૪૩૦-૩૯ નંબરના કાગળથી નામદાર મુંબઇ સરકાર મારફત ચેમ્બરને જણાવેલું છે કે ચીનના નીચેના સાત બંદરો પરદેશો સાથના વેપાર માટે ખુલ્લા મુકવામાં આવેલ છે. આ બંદરો નીચે મુજબ છેઃ-કુઇહિસંગ, કલગન, ડોલોનોર, ચીહફેંગ, ટેઓનાનફું, હુલુટાઉ અને લંગકો. આ પગલાંનું મુખ્ય પરિણામ એ છે કે માંગોલીયાનો અંદરનો ભાગ દેશ પરદેશના વેપાર માટે ખુલ્લો મુકાશે.

આમાંના કુઇહિસંગ બંદર સાનસીટની ઉત્તરે આવેલું છે. તેની વસ્તી ૨,૦૦,૦૦૦ માણસોની છે; અને ચામડાં, ઉંટના વાળ, દોરડાં અને બીયાં માટે સારૂં બજાર છે.

કલગનની વસ્તી ૪,૩૦,૦૦૦ માણસોની છે. પેકીંગ સાથે રેલ્વેથી જોડાયલું છે.

ટેઓનાનફુ માંગોલીયાના ફ્રન્ટીયરપર એક અગત્યનું બંદર છે અને તેને થોડા વખતમાં રેલ્વેથી જોડી દેવાનું છે.

કુઇહિસંગ અને કલગનના ફાયદા એવા છે કે તે બંદરેથી બ્રીટીશ માલ જે નાનચુરીયાના બંદરેથી તે ઠેકાણે માલ લઇ જા કરવાના વેપારમાં જે ૨૫ ટકાની વધારે જકાત આપવી પડતી તે નહિ આપતાં માત્ર ૮ ટકાની આયાત જગાત આપીનેજ અંદરના ભાગમાં જઇ શકશે. આ બંદરોથી ટ્રેન્ટચીનનો ને ઠાચ વેપાર ઘણો વધવા પામશે એમ તેઓ માને છે અને માંગોલીયાના અંદરના અને બહારના ભાગને પરદેશી વેપારીઓ માટે ખુલ્લો કરશે.

આખા હીંદુસ્તાન માટે ભેળસેળને લગતા કાયદાની જરૂર છે એવી બર્માની વેપારી ચેમ્બરે કરેલી અરજ નામદાર લેફટેનંટ ગવર્નરે માન્ય રાખી છે. કરાંચીની ચેમ્બરે બર્માની ચેમ્બર ઉપર પત્ર લખી આ હીલચાલ તરફ દીલસોજી દેખાડી છે અને જણાવ્યું છે કે, આ વિષય ઉપર નામદાર હીંદી સરકારને તેઓએ લખાણ કર્યું છે. બંગાળ ચેમ્બર પણ આ હીલચાલ તરફ સંપૂર્ણ દીલસોજી ધરાવે છે પણ તે માટે અસરકારક પગલાં ભરવામાં આવશે કે કેમ તે બાબે શક બતાવે છે અને જણાવે છે કે બર્માની વેપારી ચેમ્બર તરફથી સઘળો પત્રવહેવાર તેને મળતાં તે ઉપર આ (બંગાળી) ચેમ્બર વિચાર ચલાવશે.

---

પ્રીન્સ આર્થર ઓફ કોનોટે દેશ પરદેશોનાં રબરના નમુનાઓનું ચોથું પ્રદર્શન ખુલ્લું મેલવાની ક્રીયા તા૦ ૨૪ મી જુનને રોજ મી૦ હારકોર્ટ વિગેરે અસંખ્ય નામીચા આસામીઓની હાજરી વચ્ચે કરી હતી, જે વખતે ૫૪ સરકારોના પ્રતિનિધિઓએ સત્તાવાર રીતે હાજરી આપી હતી. પ્રીન્સ આર્થરે પોતાના ભાષણ દરમ્યાન જણાવ્યું હતું કે, રબરની નીપજ સોનાના જેટલીજ લાભકારક થઇ પડશે એમ કહેવામાં અતીશયોક્તિ કરવા જેવું કાંઇજ નથી.

મી૦ હારકોર્ટે જણાવ્યું કે સને ૧૯૧૩ ના વરસમાં સ્ટ્રેટ્સ અને સીલોન ખાતેથી રબરની નીકાશ સાત કરોડ દશ લાખ રતલ એટલે કે એક કરોડ દશ લાખ પાઉંડ જેટલી કીંમતની થઇ હતી. સને ૧૯૧૪ ના પહેલા પાંચ માસ દરમ્યાન થયેલી નીપજ ઉપરથી જણાય છે કે સને ૧૯૧૪ ના વરસની કુલ્લે નીપજ આગલા કોઇપણ વરસની નીપજ કરતાં ઘણી વધારે થઇ જશે.

આ વખત પ્રદર્શનમાં ઘણાજ જાણવાજોગ નમુનાઓ દેખાડવામાં આવ્યા છે. એ નમુ-

પણ માંગણી વધવા લાગી અને તેથી તે ચીજો માટેના કારખાનાંઓ જાપાનમાં સ્થપાયાં. સ્વદેશી કારખાનાંઓમાં સ્વીચ બોર્ડો. મોટરો વિગેરે થાય છે પણ તેમાં પણ શીબાના વર્કસ તરફથી જે ૬૦૦૦ કીલોવૉટરનો જે ડાયનેમો બનાવવામાં આવ્યો છે તે ખાસ નોંધ લેવા લાયક છે. હજુ તો સાદી મીટરો અને બળનું માપ કરવાનાં હથિયારો જાપાનમાં બનાવવામાં આવે છે બીજો બધો સામાન પરદેશથી આયાત કરવામાં આવે છે. ઇલેકટ્રીક મીટરોથીજ વીજળીની પાવર વ્હેંચવાનું ધોરણ પ્રચલિત થતું જાય છે.

આજ દીવસ સુધી જાપાનની અંદર કારબન ફીલામેન્ટના દીવાઓ ચાલતા; પણ હવે સુધારો થતો જાય છે અને મેટલ ફીલામેન્ટના દીવા વપરાશમાં આવતા જાય છે. જાપાનની લેમ્પ કંપનીઓ મેટલ ફીલામેન્ટ આયાત કરે છે અને લાઇસેન્સ લઇ તેમાંથી દીવાઓ બનાવે છે.

ત્રાંબુ જાપાનમાં ઉત્પન્ન થતું હોવાથી વીજળીના તારો બનાવવાનો ધંધો સારો વધ્યો અને તેથી હવે તો ફકત સબ મરીન કેબલ્સ અને એવીજ જાતના તાર આયાત કરવામાં આવે છે કારણ જાપાનની ફેકટરીઓમાં તે માલ બનાવવા માટે બરાબર તૈયાર નથી. ગોકટરોની ઇલેકટ્રીક વાયર કંપનીની વીજળીના કેબલો બનાવવાની ફેકટરી હમણા તૈયાર થઇ છે. અને સુમીટોકો કોપર રોલીંગ વર્કસ પણ પોતાનાં કારખાનામાં ઘણો વધારો કરવાનાં છે.

બે ત્રણ વર્ષ પ્હેલાં ઇન્સ્યુલેટરો અને બીજા માટીના કામ જર્મનીમાંથી આયાત થતા પણ હવે તે માલ જાપાનમાં બને છે અને તે કોઇ પણ રીતે હલકો નથી. તેમ છતાં કીંમતમાં અરધો અરધ ઓછો પડે છે. કયોટોની મટસુકેઝ માટીનો કામની ફેકટરી પાસે ૨,૦૦૦૦૦ વોલ્ટસનું એક ટેસ્ટીંગ એપેરેટસ વીજળીનું બળ માપવાનું હથિયાર અને હયાશી અને કોરોનશાના કારખાનાંઓ એવા સંચાઓ ઉભા કરવાનો ઇરાદો રાખે છે.

ચીનનાં શાંગહાઇ શહેરમાં ચામડાંની અને ચામડાના બનાવેલ માલની માંગણી છેલ્લાં બે વર્ષ થયાં ઘણી વધી ગઇ છે એમ ધી ઇન્ડીયન ટ્રેઇડ જરનલ પોતાના તા. ૨ એપ્રીલ ૧૯૧૪ ના અંકમાં જણાવે છે. બુટો અને શુઝનાં તળીયાના ચામડાંની ખપત એકદમ વધતી જાય છે. પગરખાં બનાવવાનો ઉદ્યોગ જાપાનના પગરખાં બનાવનારાઓએ ચીનમાં થોડા વખત પહેલાંજ સ્થાપેલો છે અને ચીના લોકો આ ધંધો તરત ગૃહણ કરતા જાય છે.

---

**WOOLLEN INDUSTRY OF BRITISH INDIA.**

**બ્રિટીશ હિંદુસ્તાનનો ઉનનો ઉદ્યોગ.**

બ્રિટીશ હિંદુસ્તાનના ઉનના ઉદ્યોગની ૧૯૧૨ ની સાલને લગતી એક યાદી કલકત્તા ખાતેના વેપારી બાતમી ખાતાના ડીરેકટર જનરલ તરફથી બહાર પાડવામાં આવી છે. હિંદુસ્તાનની કુ પાંચ ઉનની મીલોમાંની કાનપુર ખાતેની અને ધારીવાલ ખાતેની બે મીલોની એકઠી ભરાએલી થાપણ રૂ. ૩૨ લાખની છે અને અને હિંદુસ્તાનની ઉનની મીલોની પેદાશનો ૭૮ ટકા જેટલી પેદાશ તો આ મીલોમાં થાય છે. આ બે મીલો પોલીસ અને લશ્કરી ખાતા માટેના માલ તથા સામાન્ય રીતે બીજો ઉંચી જાતનો માલ બનાવે છે અને તે ઓસ્ટ્રેલીયન

ઉન ચોખ્ખું અગર હિંદી ઉન સાથે ભેગ કરી વાપરે છે. ૧૯૧૨ ના વરસમાં પેદાશ પણ ઘણી થઇ હતી અને કીંમતમાં પણ સારો વધારો થયો હતો. ૧૯૧૨ માં ૧૯૧૧ ના કરતાં જથ્થામાં ૩,૩૧,૭૨૫ પાઉન્ડઝનો વધારો થયો હતો: અને કીંમતમાં ૨,૭૯,૫૬૪ રૂપીયાનો વધારો થયો હતો.

ઉનની માલની આયાત હિંદુસ્તાનની મીલોની પેદાશ કરતાં વધારે છે; જો કે ૧૯૧૨ માં આગલા વર્ષ કરતાં આયાતમાં ઘટાડો થયો હતો. ઉનનું કાપડ અને શાલો યુનાઇટેડ કીંગડમ અને જર્મનીમાંથી ખાસ કરીને આવે છે.

૧૯૧૨ ની અંદર આયાત થયેલ ઉનના માલની કીંમત ૩,૦૪,૪૨,૩૮૦ રૂપીયા જેટલી હતી અને હિંદુસ્તાનની મીલોએ બનાવેલ માલની કીંમત ૫૩,૮૩,૨૦૪ રૂપીયા જેટલી હતી.

ધાબળા, પટું વિગેરે વણવા માટે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં નાની ફેક્ટરીઓ પણ છે અને તેમાં હાથની શાળોથી કામ કરવામાં આવે છે.

ઉનની કાર્પેટો અને રગો પરદેશ ચડે છે. તેમાંનો ⅔ મો ભાગ યુનાઇટેડ કીંગડમમાં જાય છે. અને બાકીનો ઘણો માલ યુનાઇટેડ સ્ટેટસમાં જાય છે.

હિંદુસ્તાનમાંથી નિકાશ થયેલ કાર્પેટો અને રગોની કીંમત ૧૯૧૦, ૧૯૧૧ અને ૧૯૧૨ માં રૂા. ૨૪,૫૮,૯૪૫, રૂા. ૨૪,૪૭,૬૫૫ અને ૨૨,૬૧,૯૧૮ રૂપીયા જેટલી હતી.

૧૯૧૦-૧૯૧૧ અને ૧૯૧૨ ની સાલ માટેના ઉનના ઉદ્યોગની હકીકત નીચે મુજબ છે.

| | | ૧૯૧૦ | ૧૯૧૧ | ૧૯૧૨ |
|---|---|---|---|---|
| કામ કરતી મીલોની સંખ્યા | | ૫ | ૫ | ૫ |
| કામ લગાડેલી નામની મુંડી | રૂા. | ૫૦,૫૦,૦૦૦ | ૫૦,૫૦,૦૦૦ | ૫૦,૫૦,૦૦૦ |
| કામે લાગેલા મજુરોની સંખ્યા | | ૩,૪૪૨ | ૩,૭૦૬ | ૪,૦૧૩ |
| શાળોની સંખ્યા | | ૮૦૮ | ૮૧૨ | ૯૧૬ |
| સ્પીન્ડલોની સંખ્યા | | ૩૧,૨૦૫ | ૩૧,૨૦૫ | ૩૪,૬૬૮ |
| ઉત્પન્ન { જથ્થો પાઉન્ડઝ | | ૪૧,૦૧,૭૦૬ | ૪૭,૮૧,૭૯૯ | ૫૧,૧૩,૫૨૪ |
| ઉત્પન્ન { કીંમત રૂા. | | ૪૭,૨૦,૩૦૪ | ૫૧,૦૩,૬૪૦ | ૫૩,૮૩,૨૦૪ |

# GOVERNMENT COFFEE AUCTION.



## સરકારી કાફીનું લીલામ.

સને ૧૯૧૪ ના સરકારી કાફીના પાકમાંથી ૧૪૧૦૦ પીકલ કાફીનું લીલામ એટેવીઆ ખાતે તા. ૧૪ મી અકટોબર ૧૯૧૪ ને વાર બુધે તથા તા. ૨૫ મી નવેમ્બર ૧૯૧૪ ને વાર બુધે હેન્ડેલ સ્ત્રીરીનીગીંગના ઓરડામાં થનાર છે; જે, મજકુર તારીખે સવારના કલાક ૧૧ વાગે જાહેર પ્રજા માટે ખુલ્લા રહેશે. સદરહુ લીલામ ખેતીવાડી તથા હુન્નર ઉદ્યોગ ખાતાના ડીરેક્ટર તરફથી નિમાયેલા એક અધિકારી હસ્તે નેધરલેન્ડ સરકારની પરવાનગીથી અને સરકારી લીલામ કરનાર અધીકારીની હજુરમાં થશે. એ લીલામને લગતી થોડી હકીકત નીચે મુજબ છે.

| કાફીની જાત. | | બુધવાર, તા. ૧૪મી ઑકટોબર ૧૯૧૪ ને રોજે. પીકલ. | બુધવાર, તા. ૨૫ મી નવેમ્બર ૧૯૧૪ ને રોજે. |
|---|---|---|---|
| પ્રીએન્ગર સાધારણ ... | ... | ૯૦૦ | ૯૦૦ |
| ટીગલ કાફી જાવા ... | ... | ૫૦૦ | ૫૦૦ |
| પેસીરીઅન કાફી જાવા | ... | ૨૪૦૦ | ૨૪૦૦ |
| પ્રોબોલીન્ગો કાફી જાવા. | ... | ૬૦૦ | ૬૦૦ |
| પીકાલોન્ગોન કાફી લીબેરીઆ ... | | ...... | ૪૦૦ |
| ટીગલ કાફી લીબેરીઆ | ... | ૪૦૦ | ...... |
| સીમારન્ગ કાફી લીબેરીઆ | ... | .... | ૩૦૦ |
| પ્રીએન્ગર કાફી રોબસ્ટા | ... | ૩૦૦ | ...... |
| પીકાલોન્ગન કાફી રોબસ્ટા | ... | ..... | ૩૦૦ |
| ટીગલ કાફી રોબસ્ટા | ... | ૪૦૦ | ૪૦૦ |
| સ્ટીમારન્ગ કાફી રોબસ્ટા | ... | ૪૦૦ | ૪૦૦ |
| પેસીરીઅન કાફી રોબસ્ટા | ... | ૧૨૦૦ | ૮૦૦ |
| | | ૭૧૦૦ | ૭૦૦૦ |

તા૦ ક૦—એક પીકલનું વજન ૧૩૬ અંગ્રેજી રતલ જેટલું ગણાશે

આ સંબંધી વિશેષ માહીતિ મેળવવાની ઇચ્છા જે સદસ્યોને હોય તેમણે મહેરબાનીની કરી ચેમ્બરની ઓફીસમાં આવી પુછવાથી મળશે.

---

# COMMERCIAL CASES.



## વેપારી કેસો.

## સ્મોલ કૉઝ કોર્ટ

### ઇન્ડીયન સ્પીસી બેંકના શેરોનો સોદો.

છોટાલાલ કાલીદાશ નામના વેપારીએ ખસો રૂપીઆ વસુલ કરવાનો દાવો મોહનલાલ હેમચંદ નામના શેર દલાલ સામે કીધો હતો. તેને લગતી તપાસ સ્મોલકોઝ કોર્ટમાં વડા જજ મી૦ એન૦ ડબલ્યુ૦ કેંપ અને પાંચમા જજ મી૦ સોરાબજી ફરામજી બીલીમોરીયા આગળ નીકળ્યો હતો.

વાદી તરફથી એવું જણાવવામાં આવ્યું હતું કે ઇન્ડીયન સ્પીસી બેંકના દસ શેર, દર રૂપીઆ ચોવીસને હીસાબે ખરીદવાને ગયા નવેમ્બર માસની તા૦ ૨૪ મીએ તેણે પ્રતીવાદીને રૂપીઆ ખસો આપ્યા હતા અને પ્રતીવાદી સાથે એવી કબુલાત કરવામાં આવી હતી કે, શેરો વાદીને નામે કંપનીના ચોપડામાં ચ્હડાવી આપવા તા૦ ૨૮ મી નવેમ્બરને દિને શેરો નામે ચ્હડાવાના ટ્રાન્સફર ઉપર વાદીએ સહી કરી આપી હતી, અને તે ટ્રાન્સફર બેંકમાં આપવામાં આવે તે આગમજ બેંકને ફડચામાં લઇ જવાનો હુકમ થયો હતો. આ ઉપરથી કબુલાત મુજબ વાદીને નામે શેરો ચ્હડેલા નહી હોવાથી તેણે આવેલી રૂપીયા ખસોની રકમ પ્રતીવાદી પાસેથી પાછી માગી હતી.

પ્રતીવાદીનો બચાવ એવો હતો કે તે પરવાનો ધરાવનાર દલાલ છે. તેણે વાદીએ જણાવ્યા મુજબની શરત કીધી ન હતી, અને કોઇબી દલાલ એવી જામીનગીરી આપી શકે નહી.

પ્રથમમાં આ મુકદ્દમો પાંચમા જજની હજુર નીકળ્યો હતો જેણે એવો ચુકાદો આપ્યો હતો કે શેરો વેચનાર દરેક જણનું કામ એટ- લુંજ છે જે તેણે ટ્રાન્સફર ઉપર સહી આપ- વાનું છે, અને શેરો નામે ચ્હડાવી આપવાનું કામ વેચનારનું નથી, અને વાદી જણાવે છે તેવી સરતની પુરવાર કરવાનું કામ તેનું છે, એટલું કહી વાદીનો દાવો કહાડી નાખ્યો હતો.

આ ચુકાદા સામે વાદીએ પુલ કોર્ટને અપીલ કીધી હતી, જેણે નીચલી કોર્ટનો ચુકાદો- બહાલ રાખ્યો હતો.

---

## HON'BLE MR. GILLAN'S INTERVIEW.

## ઑન. મી. ગીલાનની દેશી વેપારી ચેમ્બરની મુલાકાત.

હીંદી સરકારના વેપાર ખાતાના કામ- ચલાઉ સભાસદ ઑનરેબલ મી૦ ગીલાન સી૦ એસ૦ આઇ૦ હાલમાં મુંબઈ ખાતે પધારેલા હોવાથી ગઇ કાલે અત્રેની દેશી વેપારી ચેમ્બરની મુલાકાતે પધાર્યા હતા; જે વખતે તેને આવકાર આપવા માટે નીચલા ગ્રહસ્થો હાજર રહ્યા હતા;—મી૦ પરશોતમદાસ ઠાકોરદાસ ( પ્રમુખ ), ઑનરેબલ સર ફાજલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમ, ઑનરેબલ મી૦ મન- મોહનદાસ રામજી, સર વીઠ્ઠલદાસ દામોદર ઠાકરસી, ઑનરેબલ મી૦ લલ્લુભાઇ શામળદાસ, મી૦ દીનશા એદલજી વાચ્છા, મી૦ સોરાબજી એદલજી વાર્ડન, મી૦ ચત્રભુજ શીવજી, મી૦ દેવીદાસ માધવજી ઠાકરસી, મી૦ રેવા-

શંકર જગજીવન, મીં૦ મોતીલાલ કાનજી અને મી૦ જયનારાયણ હીંદુમલ દાણી.

**મી૦ પરશોતમદાસ ઠાકોરદાસનું ભાષણ**

ચેમ્બરના પ્રમુખ મી૦ પરશોતમદાસ ઠાકોરદાસે ઑનરેબલ મી૦ ગીલાનને સંબોધી જણાવ્યું કે આ ચેમ્બરની કમિટી સાથેની તમારી પહેલી મસલત વેળાએ તમોને મળવાની જે તક મળી છે તેને હું એક ખાસ માન મળેલું સમજું છું અને જ્યારે હું એમ કહું છું કે તમને અમારી વચમાં જોવાને અમો ઘણા ખુશી થઇએ છીએ ત્યારે હું આખી કમિટીની લાગણીઓ જાહેર કરૂં છું. તમારી અગાઉના હીંદી સરકારના વેપારી સભાસદ જ્યારે જ્યારે મુંબઇની મુલાકાતે પધારતા હતા ત્યારે તેણે વેપારી કોમને અગત્યની હોય એવી જુદી જુદી બાબતો વિષે મસલત ચલાવવાની ઘણી તક આ કમીટીને આપી હતી. હવે તો એ સર્વાનુમતે કબુલ રાખવામાં આવ્યું છે કે આ જાતની મુલાકાતો અને મસલતોના પરીણામે ઘણા સવાલોનો નિવેડો માત્ર થોડી મીનીટમાં થાય છે, જ્યારે તેજ બાબત વિષેનો પત્રવહેવાર મહીનાઓ સુધી લંબાય છે. હીંદી સરકારના વેપાર અને ઉદ્યોગને લગતા ખાતાનાં બંધારણમાં ફેરફાર કરવાની બાબત ઉપરના પત્રમાં હીંદી સરકારે પણ જણાવ્યું હતું કે ખાતાઓના વડા દેશમાં ફરવા નીકળે ત્યારે આ જાતની મસલતોની ગોઠવણ કરવી ઘણી યોગ્ય થઇ પડશે. મને ખાત્રી છે કે આવી મસલતો અને ચર્ચાવેળા એ તમારી જાણમાં લાવવામાં આવનારી દરેક બાબત તરફ તમો દીલસોજભરી જોશો એવી ધારણા આ કમીટી રાખી શકે.

હીંદી સરકારના વેપાર ખાતાના માજી બાહોશ ડીરેક્ટર જનરલ મી૦ નોઇલ પેટનના અચાનક નીપજેલા મરણ વિષે બોલવાની દુઃખભરી ફરજ મને પડે છે. મી૦ પેટન આ ચેમ્બરના એક ઉત્તમ મીત્ર હતા અને આ કમીટીને જે કાંઇ ખબર પુરી શકાય તેમ હતી તે તે પુરી પાડતા હતા, તેના ખાતા માટે આ કમીટી જે કાંઇ થોડું કરી શકી હશે તેની તેણે હંમેશ કદર કરી હતી અને તેના મરણથી હીંદી વેપારી કોમે વડી સરકારનો એક સઉથી દીલસોજ અમલદાર ગુમાવ્યો છે. હીંદના વેપારની મુખ્ય જણસોના સંબંધમાં કેટલીક નવી યોજનાઓ અને નવીન શોધોને છેક છેવટના તબકકા સુધી પહોંચાડી તેમને ફતેહમંદ બનાવવાના સંબંધમાં વખત કે શકિતનો ભોગ આપવામાં તે કદી પણ પછાત પડયા નહીં હતા. ઘઉં સાફ કરી ભરી રાખવાના કોઠારોને લગતો સવાલ તેણે ઉત્સાહથી ઉપાડી લઇ પોતાનો બનાવ્યો હતો અને હીંદમાં તેવા કોઠારોની જરૂર બતાવી આપી હતી. હીંદની રૂની પેદાશને લગતા આંકડા વધારે ખાત્રીભરેલી રીતે મેળવવા માટે રૂની ગાસડીઓ દાબનારાં કારખાનામાંથી આંકડાઓ મેળવી તે મારફતે પેદાશની ગણત્રી તૈયાર કરવાની એક ઘણી અગત્યની યોજના તેણે મન ઉપર લીધી હતી. અમો આશા રાખીએ છીએ કે તેના પછીનો ઓદ્ધેદાર પણ એ યોજનાઓ ઉપર ઘટતું ધ્યાન આપશે.

આગળ ચાલતાં મી૦ પરશોતમદાસે જણાવ્યું કે જકાત ભરવા માટે જુદા જુદા પ્રકારના માલની કીંમતની ટીપ નક્કી કરવા માટે જે વાર્ષિક સભાઓ ભરવામાં આવે છે તેમાં આ શેહેરની હીંદી વેપારી આલમના કોઇ પણ પ્રતીનીધીને આમંત્રણ કરવામાં આવતું નથી એ બીના તમારા ધ્યાન ઉપર લાવવા માટે હું દિલગીર છું. એ ટીપ તૈયાર કરનારી કમીટીમાં દેશી વેપારી આલમના પ્રતિનિધિની ઘણીજ જરૂર છે એમ બતાવવા માટે મારે ઘણું બોલવાની જરૂર નથી; કારણ કે આ ચેમ્બર તે કમીટીને અગત્યની ખબરો અને સાહબરો આપી શકશે. આ ચેમ્બર તરફના એક પ્રતીનીધીને તે કમીટીમાં આમંત્રણ કરવા સામે શું વાંધો છે તે વીષે મેં કશું સાંભળેલું નહીં હોવાથી એ મુદ્દા ઉપર હું વધારે બોલવાનું દુરસ્ત ધારતો નથી.

---

પંજાબની સરકારે સીમેંટ બનાવવાના ઉદ્યોગનો એક હાથ ઇજારો આપેલો હોયાથી તે બાબતમાં આ ઇલાકાની વેપારી આલમ વચ્ચે ફેલાયલી સખ્ત લાગણીથી તમો જાણીતા છો તે વિષે મને કાંઇ શક નથી. પંજાબની સરકારે તે ઇજારો આપ્યો તે અગાઉ મુંબઇમાં ઉભી કરવામાં આવેલી સીમેંટ કંપનીઓનાં હીતને તે ઇજારો કેટલો નુકસાન કરતા થઇ પડશે અને હીંદી સરકારે સ્વીકારેલા નીયમોથી તે કેટલો વેગળો જાય છે તે બતાવી આપનારી અરજીઓ અત્યાર અગાઉ હીંદી સરકારને તેમજ હીંદી પ્રધાનની કાઉન્સીલ ઉપર મોકલી આપવામાં આવી છે. આ કમિટી ખાત્રી ભરી રીતે આશા રાખે છે કે પંજાબની સરકારે કરેલા આ કગાલાને પોતાની સંમતી આપવાની ના પાડવામાં હીંદી સરકાર પછાત પડશે નહીં.

## સાડાસાત હજાર એકર જમીનનો યુરોપના રૂના વેપારીઓને અપાયલો પટો.

દેશપરદેશોની કાપડ સુતરનાં કારખાનાની એસોસીએશનનોની ફીડરેશનને રૂ ઉગાડવા માટે લોઅર બારી દોઆબ કેનાલના સંસ્થાનમાં સાડાસાત હજાર એકર જમીનનો વિસ્તાર પટો આપવામાં આવ્યો છે. તેના સંબંધમાં પણ આ ઇલાકામાં જુદીજ નજરથી જોવામાં આવે છે. પણ મારી કમીટી એવું મત ધરાવે છે કે જ્યાં સુધી પંજાબનો નામદાર સરકારનો હેતુ, ખેતીવાડીને લગતા એક બાહોશ અનુભવી દેખરેખ હેઠળ ચાલતી, અને વરાળ યંત્રથી ચાલતા જમીન સાફ કરનારા અને જમીન ખેડનારાં યંત્રો તથા બીજાં છેક છેલ્લી ઢબના ખેતીનાં ઓજારો વડે ખેતીનું કામ કરતી એક કંપની મારફતે છેક છેલ્લી ઢબની ખેતીના અખતરા કરી, તેના પરીણામો સ્થાનીક ખેડુતોને બતાવવાનો છે, ત્યાં સુધી એ પટા સામે કાંઇ પણ વાંધો હોઇ શકે નહી.

આ બાબતમાં લખતાં એક સ્થાનીક પત્ર લખે છે કે, " વિશાળ ખેતીવાડીની રૂઢી દાખલ કરવાનો વીચાર આ યોજનાના અંગે રાખવામાં આવ્યો છે અને આશા રાખવામાં આવે છે કે કંપની તરફથી જે દાખલો બેસાડવામાં અને બતાવવામાં આવશે તેનાં પરીણામે હીંદ મધેના બીજા જમીનદારો પણ એવી રૂઢીઓ કામે લગાડવા અને તેમ કરી એકર દીઠ થતી પેદાશ વધારવા જોડે રૂની જાત સુધારવા તેઓ લલચાશે. "

આ નેમ ઘણીજ ઇચ્છવાજોગ છે. એ ઇજારાને લગતાં કાગળીયાઓમાંથી પટાને લગતી શરતોની સત્તાવાર વીગત માટે આ કમીટી રાહ જુએ છે અને તે માટેની જરૂરી અરજ પંજાબની સરકારના ખેતીવાડી ખાતાને કરવામાં આવી છે.

આગળ ચાલતાં મી૦ પરશોતમદાસ ઠાકોરદાસે વધુ જણાવ્યું કે હીંદી સરકારના વેપારી ખબરો પુરી પાડનારા ખાતાના બંધારણમાં કેટલોક ફેરફાર કરવાની બાબતમાં સને ૧૯૧૨ ના વરસમાં હીંદી સરકારે સ્થાનીક સરકારોના અભીપ્રાયો મંગાવ્યા હતા. તે વખતે હીંદી સરકારની ખાહેશ એ ખાતાને ઘણું મોટું બનાવવાનો હતો. હીંદી સરકારની યોજનાઓ આ કમીટીને પસંદ પડી હતી અને પોતાની તે દરખાસ્તોના સંબંધમાં હીંદી સરકાર કેટલી આગળ વધી છે તે જો તમો કહી શકશો તો અમો ખુશી થઇશું.

## મથુરાથી અલીગઢ સુધીની રેલ્વે.

મથુરાથી અલીગઢ સુધીની રેલ્વે સડકનો ખુટતો ટુકડો પુરો પાડવાના સંબંધમાં થયલી ઢીલને લીધે અલીગઢ અને તેની આસપાસના મુલક સાથેના વેપારના સંબધમાં મુંબઇના વેપારીઓ અને ખાસ કરીને રૂના વેપારીઓ વચ્ચે ઘણી મજબુત લાગણીઓ ફેલાઇ રહી છે. આ સવાલ અત્યાર અગાઉ રેલ્વે બોર્ડ પાસે વિસ્તારથી મેલવામાં આવ્યો છે અને આગલા ટુકડાનું બાંધકામ શા કારણે અટકાવી રાખવામાં આવ્યું છે તે સમજવું મુશ્કેલ પડે છે. અલીગઢથી હાથરસ સુધીના માત્ર ઓગણીસ માઇલ જેટલા છેટા માટે જે નુર ઇસ્ટ ઇન્ડીઅન રેલ્વેને આપવું પડે છે તે અલીગઢથી કલકત્તા તરફનાં દોઢસો માઇલના છેટા માટે લેવામાં આવતા નુર જેટલું થવા જાય છે. ટુંકા છેટાના બહાના હેઠળ ઇસ્ટ ઇન્ડીયન રેલ્વે તરફથી લેવામાં આવતા તેવાં ભારી નુર ઉપરાંત હાથરસ ખાતે

નાના માપની સડક ઉપર માલ બદલાવવો પડતો હોવાથી અલીગઢ તરફથી મુબઈ આવતા માલ ઉપરનો ખરચ ઘણો વધી જાય છે અને તેને મુબઈ પહોચતો કરવામા ઘણી ઢીલ થાય છે આ નુકશાન અને ઢીલ મેહેલાઇથી દુર કરી શકાય તેમ છે અને તેમા કલકતાને કાઇ પણ ગેરઈન્સાફ થવાનો સભવ નથી, કારણકે અલીગઢથી કલકતા વચ્ચેનુ છેટુ અલીગઢથી મુબઇ વચ્ચેના છેટાં કરતા વધારે મોટુ છે સારો પાક ઉતાર્યો હોય એવા વરસની ખરી મોસમ વખતે કોઇપણ રેલ્વે જોઈએ તેટલા પુરતા ગાડા પુરા પાડી શકતી નથી એ ખરી વાત છે અને તેથી માલની લાવ લઇજામા અમુક ઢીલ થવા વગર તો રહેતીજ નથી મુબઇ માટેનો માલ ચડાવવા માટે અલીગઢ ખાતે ફાજલ પાડવામા આવતા ગાડાની સખ્યા હમેશ ઓછી હોય છે કારણકે કલકતા સુધીના લાબા છેટા માટે ચહડાવવાના પડી રહેલા માલને પહેલી પસદગી આપવામા આવે છે આ જાતની ઢીલ થવાથી મુબઈના રૂ અને બીયાના તે વેપારીઓને ઘણી વખત અણધારી મોટી નુકસાની ખમવી પડે છે, કારણકે તેઓ પોતાનો માલ વાયદા પર પ્હોચાડવા કે સ્ટીમર ઉપર ચહડાવવા માટે વખતસર મેળવી શક્તા નથી અલીગઢ મુબઈની વધારે નજીક છે અને તેથી જો મથુરાથી અલીગઢ સુધીનો આ ટુકડો બી૦ બી૦ એન્ડ સી૦ આઇ૦ રેલવે બાધે તો તેથી ઇસ્ટ ઇન્ડિયન રેલ્વેના હકક ઉપર કાઇપણ કાપ પડવાનો સભવ નથી રૂ, બીયા અને અનાજ હમેશ મુબઇ ખાતે ચડાવવામા આવે છે, કારણકે એ જણસો માટે હીદમા સઉથી મોટુ બજાર મુબઇનુ છે અને તે જણસોને બની શકે તેટલા સસ્તા ખરચે અને બનતી ઝડપે પ્હોચતી કરવા ના સાધનોમા કશાની મુશ્કેલીઓ નાખવામા આવે તે ઘણુજ વાધાભરેલુ લાગે છે

મારી સમજ એવી છે કે બી૦ બી૦ એન્ડ સી૦ આઇ૦ રેલ્વે અને હીદી પ્રધાન વચ્ચે થયલા લખતની શરતોમાની એક એવી છે કે મુબઇ અને કરાચી માટેના માલની લાવ લઇજા માટેના દર તેણે એવી રીતે ગોઠવવા જોઇએ કે જેથી બેમાના એક પણ બદરને ફરિયાદ કરવાની રહે નહી. મુબઇ અને કલકતાના સબધમા પણ તેવીજ વર્તણુક ચલાવવામા આવે એવી માગણી શું મુંબઇ કરી નહીં શકે ? હુ સમજુ છુ કે કરાચીથી સયુકત પ્રાતો સુધી એક પ્હોળા માપની સલગ સડક બાધવાની પરવાનગી આપવામા આવનાર છે અને તેમ થતા આ બન્ને બારાઓની એકમેક વચ્ચેની હરીફાઇ કરવાની શકિતની કસોટી થવાનો સભવ છે તે જોતા મથુરાથી અલીગઢ સુધીની સડક બાધવાની પરવાનગી આપી મુબઇને ઇન્સાફ આપવાનો વખત હવે આવી લાગ્યો છે બગાળની ચેમ્બર ઑફ કોમર્સ આ ટુકડા ઉપર પ્હોળા માપની રેલ્વે બાધવાની વીરૂદ્ધ નથી પણ તેની સુચના એવી છે કે તે સડક બાધવાની પરવાનગી ઇસ્ટ ઇન્ડીયન રેલ્વેને આપવામા આવવી જોઇએ આ એક કૃત્રીમ સુચના છે, કારણ કે તે ટુકડો ઈસ્ટ ઇંડીયન રેલ્વે બાધે તોપણ તેનો વહીવટ તો બી૦ બી૦ એન્ડ સી૦ આઇ૦ રેલ્વેનેજ સોપી દેવો પડશે કારણકે તે ટુકડો મુબઇ અને કરાચી સાથેના વહેવાર માટેજ ઉપયોગી છે અને તે બન્ને તરફનો વહેવાર બી૦ બી૦ એન્ડ સી૦ આઇ૦ રેલ્વેના કાબુ હેઠળ છે

### ઑડીટરોને લગતા કાનુનો

મી૦ પરશોતમદાસે તે પછી ઑડીટરોને લગતી બાબત હાથ ધરતા જણાવ્યુ કે ભાગીદારોની ભેગી થાપણથી ચાલતી કપનીઓના હીસાબ તપાસનારાઓની નિમણુકના સબધમા હીંદી સરકાર તરફથી આખા હીંદ માટે ઘડવામા આવતા કાનુનો માટે આ કમિટીએ હમેશ માગણી કર્યા કીધી છે પણ હીંદી કપનીઓને લગતા કાયદામા એવુ ઠરાવવામા આવ્યુ છે કે દરેક ઇલાકાને પ્રાતની સરકાર પોતેજ તેવા કાનુનો ઘડી કહાડે આના પરીણામમા જુદા જુદા ઇલાકા અને પ્રાતોમા જુદા જુદા કાયદા કાનુનો હસ્તીમા આવ્યા છે અને તેથી સારી રીતે પેટ બખાતરાને જન્મ મળ્યો છે આ ઇલાકાની સરકારે ઑડીટરો તરીકે કામ કરવાની લાયકાત ધરાવનારાઓ પસદ કરવા માટે એક કાઉન્સીલ નિમી છે અને તેની પસદગી થયેલા નામો ની જે પહેલી ટીપ તૈયાર થઇ છે તે બતાવે છે કે સ્થાનીક સરકારની કાનુનોમા ફેરફાર કરવાની

# કાપડ બજારની આગમાં કોણની તીજોરીઓ બળી ગઇ.

લખમીદાસ ખીમજીની કાપડ મારકેટમાં આગ થઇ તે વખતે નીચે જણાવેલી દુકાનોમાં ગોદરેજની સાત તીજોરીઓ હતી અને એકએકમાં મોતીના દાગીના ચલણી નોટો, ખતપત્રો વગેરે તદન સલામત રહ્યું હતું:—

૧ શેઠ વલભદાસ ડોસાની તીજોરીમાં રૂ. ૪૦૦૦૦ ના હીરા મોતીના દાગીના અને કાગળો હતાં.
૨ શેઠ ભીમજી દ્વારકાંદાસની તીજોરીમાં રૂ. ૨૦૦૦૦ ના મોતીના દાગીના અને ચલણી નોટો હતી.
૩ શેઠ મથુરાદાસ મોરારજીની તીજોરીમાં મોતીના દાગીના અને કાગળો હતા.
૪ શેઠ ચતુરભુજ કાલીદાસની તીજોરીમાં રૂ ૩૦૦૦ ની નોટ અને ચોપડા હતા.
૫ શેઠ વાડીલાલ લલ્લુચંદની તીજોરીમાં રૂ. ૫૦૦૦ ના દાગીના અને ઓચરીઓ હતા.
૬ શેઠ કેશવલાલ હાથીભાઇની તીજોરીમાં થોડીક ચલણી નોટો અને ચોપડા હતા.
૭ શેઠ વલભદાસ લખમીદાસની તીજોરીમાં રૂ ૮૫૦૦ની નોટો, વીમાની પોલીસીઓ અને ચોપડા હતા.

## આગ કાંઇ સઘળેજ ઠેકાણે સખત હતી નહી.

આગ પછી બીજે દહાડે જોવામાં આવ્યું હતું કે તાપ દરેક જગ્યાએ એટલો સખત થયો હતો નહી કે જેથી તીજોરીની પરીક્ષા થઇ શકે. ઉપર જણાવેલી ગોદરેજની સાત તીજોરીઓ માંહેલી ફક્ત ત્રણ સખત આગમાં સપડાઇ હતી જ્યારે બીજીઓને ઝાઝો તાપ લાગ્યો હતો નહી. આગ થોડીજ જગ્યાઓમાં સખત થઇ હતી અને ઘણેક ઠેકાણે તો કાપડ પણ બળ્યું હતું નહી.

## આગ થઈ રહેવા પછી બીજું એ જોવામાં આવ્યું

કે જ્યારે ગોદરેજની સઘળી તીજોરીઓ માંહેલો અવેજ સખત તેમજ નરમ આગમાં સલામત રહયો હતો ત્યારે બીજા દેશી અને વેલાયતી મેકરોની તીજોરીમાં જ્યાં આગ સખત હતી ત્યાં સઘળું બળી ગયું હતું યા બળવાની અણી ઉપર હતું અને હજારોની ચલણી નોટનો કોલસો થઇ ગયો હતો અને જ્યાં નરમ હતી ત્યાંજ બચી ગયું હતું.

આ વાતની ખાત્રી થવાથી કેટલાકોએ એ આગમાં પોતાની તીજોરી માંહેલી ચીજો બચી જવાની સરટીફીકેટો જો કે વેલાયતી અને બીજા ગામડી મેકરોને આપી છે તે છતાં તેઓએજ આગ પછી નવી તીજોરીઓ ગોદરેજની ખરીદી છે.

## ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીંગ કુંપની.

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ મુંબઇ.

જરૂર છે. આ બાબતમાં સ્થાનીક સરકારને લખવામાં આવ્યું છે અને તેના દીલસોજી-ભર્યા ઠરાવની રાહ જોવામાં આવે છે.

તે પછી કારવાર હુબલી રેલ્વેની યોજના, સ્મોલ કોઝ કોર્ટમાં હુકમનામા વગર વ્યાજના કરી આપવામાં આવે છે તે બાબત અને હીંદી વેપારી માર્ક રજીસ્ટર કરાવવાને લગતી બાબત ઉપર ચર્ચા ચલાવવામાં આવી હતી.

### ઑનરેબલ મી૦ ગીલાનનો જવાબ.

મી૦ પરશોતમદાસના ભાષણનો જવાબ વાળતાં ઑનરેબલ મી૦ ગીલાને જણાવ્યું કે મી૦ નેઇલ પેટનના મરણના સંબધમાં સરનશીને જે કાંઇ કહ્યું છે તે સાથે હું મળતો થાઉં છું. તે મરણથી હીંદી સરકારના વેપાર ખાતાને એક મોટી ખોટ ગઈ છે.

અલીગઢથી મથુરા સુધીની રેલ્વે સડક બાંધવાના સંબધમાં નામદાર વાઇસરૉય લૉર્ડ હાર્ડીંજે મુંબઇ ચેમ્બર ઑફ કોમર્સના માન-પત્રનો જવાબ વાળતાં જે કહ્યું હતું તે વિષે યાદ આપી હતી.

પંજાબની સરકારે સીમેન્ટના ઉદ્યોગના આપેલા ઇજારાના સંબધમાં તેણે જણાવ્યું કે આ બાબતમાં ઘણું કહેવાનું છે પણ હાલ તુરત આ બાબત ઉપર હીંદી સરકાર તરફથી વીચાર ચલાવવામાં આવતો હોવાથી તે બાબત ઉપર ચર્ચા ચલાવવાની સ્થિતિમાં હું નથી

જગાતને માટે માલની કિંમતની ટીપ નક્કી કરનારી કમીટીમા દેશી વેપારી ચેમ્બરનો એક પ્રતિનિધિ નિમવાની માંગણીના સંબંધમાં, તેણે જણાવ્યું કે એ બાબત હીંદી સરકારે અત્યાર અગાઉની ઉપાડી લીધી છે અને તે બાબતમાં પ્રાંતીક સરકારોના અભીપ્રાયો માગવા માં આવ્યા છે તે જોતા ચેમ્બરની સુચના તપાસવાની એક તક મળશે અને તે ઉપર સરકાર ઘટતું ધ્યાન આપશે.

ઑડીટરોને લગતા સવાલના સંબંધમાં મી૦ ગીલાને જણાવ્યું કે પ્રાંતીક સરકારોએ ઘડેલા કાનુનો કેવા નીવડયા છે તેના સંબંધમાં પ્રાંતીક સરકારોના અભીપ્રાયો પુછાવવામા આવ્યા છે અને હું આશા રાખું છું કે જુદે જુદે ઠેકાણેથી જે કાંઇ મુશ્કેલી હીંદી સરકારને તેમજ પ્રાંતીક સરકારોને બતાવી આપવામાં આવી છે તે દુર કરવામાં આવશે.

વેપારી ખબરો પુરી પાડનારા હીંદી સરકારના ખાતાના સંબંધમાં ઑનરેબલ મી૦ ગીલાને જણાવ્યું કે તેના બંધારણમાં ફેરફાર કરવાનો ઇરાદો હીંદી સરકાર ઘણો લાંબો વખત થયાં ધરાવે છે. એ ખાતાને જાથુકના પાયા ઉપર મુકવામાં આવતા સુધી તેના કામકાજના વિસ્તાર ઉપર અકુંશ મેલવામાં આવ્યો હતો તે દીલગીરી ઉપજાવનારૂં છે પણ તે બાબતમાં ફરીથી પ્રાંતીક સરકારોના, મત પ્રાંતીક બંધારણો અને તેમની સાથે કામ કરનારા વડી સરકારના ખાતાની બાબતમાં પુછાવવા પડશે.

છેવટમાં તેણે કહ્યું કે સરકારી અમલદારો અને વેપારી ચેમ્બરોએ સાથે મળીને કામ કરવાની જરૂર વિષે પ્રમુખે જે કહ્યું છે તે સાથે હું મળતો થાઉં છું અને આશા રાખું છું કે જ્યારે હું રેલ્વે બોર્ડમાં જઇશ ત્યારે રેલ્વે સત્તાવાળાએ અને વેપારી આલમ વચ્ચે વિચારોની આપ લે છુટથી કરવામાં આવશે.

ઑનરેબલ મી૦ ગીલાને લીધેલી તસ્દી માટે ઉપકાર માની કમીટી વીસર્જન થઇ હતી

---

## EXCERPTS FROM THE PROCEEDINGS OF THE COMMITTEE

## દેશી વેપારી ચેમ્બરની કમિટીનું કામકાજ.

ધી ઇન્ડીયન મર્ચન્ટ્સ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની એક મીટીંગ શનિવારને તા. ૧૩ મી જુન ૧૯૧૪ ને રોજ સાંજના ૨-૩૦ કલાકે (મું. ટા.) મળી હતી, જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

(૧) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ)
(૨) ઑન. સર ફાજલભાઇ કરીમભાઈ.
(૩) શેઠ જેઠાભાઇ વાલજી.
(૪) શેઠ પી. જે. બીલીમોરીયા.
(૫) શેઠ નરોત્તમ મોરારજી ગોકળદાસ.
(૬) શેઠ મોતીલાલ કાનજી.
(૭) શેઠ ચતુર્ભુજ શીવજી.
(૮) શેઠ ગોપાલજી વાલજી સુંદરજી.

(૯) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન.
(૧૦) શેઠ મોતીલાલ વલ્લભજી.
(૧૧) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી.

૧. ગઇ વખતની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે થોડા સુધારા સાથે પસાર કરવામાં આવી હતી.

૨. બી. બી. સી. આઇ. રેલ્વેને ઇન્ટરમીડીએટ કલાસ રાખવા બાબત લાહોરના દેશી વ્યાપાર મંડળે લખાણ કર્યું હતું તથા તે સુચનાને ટેકો આપવાને આ ચેમ્બરને વિનંતિ કરી હતી. તે બાબત ઉપર વિચાર કરતાં તે પ્રમાણે લખવાનો ઠરાવ થયો હતો.

૩. રેલ્વેમાં વેપારી પેઢીઓના પ્રતિનિધિઓને સગવડ આપવા બાબત લાહોરનાં દેશી વ્યાપાર મંડળે લખ્યું હતું તે બાબત ઉપર વિચાર ચલાવવા સંબંધી પગલાં લેવા જરૂર નથી તેવો ઠરાવ થયો.

૪. આગ્રાની આસપાસ દર વર્ષે કેટલાં ઢોરો કપાય છે તેના આંકડા એક દૈનિક પેપરમાં આવ્યા હતા તે ઉપર વિચાર ચલાવતાં તે સંબંધી પંજાબ ચેમ્બર ઓફ કોમર્સ, લાહોરના દેશી વ્યાપાર મંડળ તથા અપર ઇન્ડીયા ચેમ્બર ઓફ કોમર્સને લખી તેમનો મત મંગાવવાનો ઠરાવ થયો હતો.

૫. વેપારી કૉંગ્રેસની સબ કમિટીએ તૈયાર કરેલા ખરડા ઉપર વિચાર ચલાવતાં એમ ઠરાવ થયો હતો કે તેજ સબ કમિટીના ગૃહસ્થો તથા મુંબઇમાં જે વેપારી મંડળોએ કોંગ્રેસની યોજનાને ટેકો આપ્યો હોય તેમના એકેક પ્રતિનિધીની રીસેપશન કમિટી નીમવી તથા આ રીસેપશન કમિટીને પોતાની સંખ્યામાં વધારો કરવાની સત્તા આપવી. આ રીસેપશન કમિટીએ કૉંગ્રેસને માટે જોઇતા ખર્ચની સગવડ કરી કમિટીએ સ્વીકારેલી યોજના ઉપર કામ કરવું. કૉંગ્રેસના પ્રમુખની ચુંટણી ચેમ્બરની કમિટી કરશે તથા તેની આગળ કૉંગ્રેસમાં રજુ થનારા ઠરાવો તથા તે ઠરાવો ઉપર બોલનાર ગ્રહસ્થોનાં નામો રીસેપશન કમિટીએ રજુ કરવાં.

૬. ચેમ્બરની આર્થિક સ્થિતિ ઉપર વિચાર કરવાને નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમિટી નિમવામાં આવી હતીઃ—

(૧) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ)
(૨) ઓન. સર ફાજલભાઇ કરીમભાઇ.
(૩) ઓન. શેઠ મનમોહનદાસ રામજી.
(૪) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી.
(૫) શેઠ નારણજી હરીભાઇ.
(૬) શેઠ દીનશાહ એદલજી વાચ્છા.
(૭) શેઠ નરોતમ મોરારજી ગોકળદાસ.
(૮) શેઠ સોરાબજી એદલજી વૉર્ડન.
(૯) શેઠ મણિભાઇ ગોકળભાઇ.
(૧૦) શેઠ જગન્નાથજી.

આ સબ કમિટીએ પોતાનો રીપોર્ટ કમિટીની જુલાઇ માસની સભા આગળ રજુ કરવો એમ ઠર્યું હતું.

૭. ગુજરાતી રેલ્વે ગાઇડના પ્રકાશક તરફથી પત્ર આવ્યો હતો જેમાં તેણે કેટલીએક સગવડો રેલ્વે કું. તરફથી તેને મળે તે માટે બંદોબસ્ત કરવાનું લખ્યું હતું. તેના જવાબમાં તેને લખી જણાવવાનું ઠેરવવામાં આવ્યું હતું કે તેને આગલા કાગળમાં લખવામાં આવ્યું હતું તે કરતાં વધારે કમિટી કરી શકતી નથી.

૮. ખેતીવાડી સંબંધી એક પુસ્તક લખનારનો પત્ર આવ્યો હતો જેમાં તેણે ચેમ્બર તરફથી મદદ માંગી હતી. તેને ના લખવાનું ઠેરવવામાં આવ્યું હતું.

૯. મુંબઇ સરકાર તરફથી કાઢવામાં આવેલાં બ્લુ બુક કવૉર્ટરલી ઉપર વિચાર કરતાં તે બહુ ઉપયોગી છે તથા તે ચાલુ રાખવામાં આવશે એમ કમિટી આશા રાખે છે એમ લખી જણાવવાનું ઠેરવવામાં આવ્યું હતું.

૧૦. સ્મૉલ કૉઝીઝ કોર્ટમાં દાવો નોંધાય ત્યાર પછીના વખત માટે વ્યાજ આપવામાં નથી આવતું તે સવાલ ઉપર મુંબઇની હાઇકોર્ટને ચેમ્બરે લખ્યું હતું તેના જવાબ ઉપર વિચાર કરતાં એમ ઠેરવવામાં આવ્યું હતું કે તે બાબતની રૂઢિ રંગુન, કલકત્તા ને મદ્રાસની સ્મૉલ કૉઝીઝ કોર્ટમાં શું છે તે પુછાવી લેવું.

૧૧. મેશર્સ જુમાભાઇ લાલજીની કું.વાળા મી. હુસેન લાલજીએ મ્યુનિસિપલ કોરપોરેશનમાં તેમણે આપેલી દરખાસ્ત તરફ કમિ-

નથી. ૪૨,૫૩૦ કુવાઓ એક વર્ષમાં ૧,૨૭,૫૯૦ એકરને પાણી પુરૂં પાડી શકશે. જો એકર દીઠ રૂ. પાંચનું સરેરાસ ભાડું ગણીએ તો ૬,૩૭,૯૫૦ રૂપિયા થાય એટલે કે ૧,૪૮,૮૫,૫૦૦ રૂપિયા ઉપર ૪ટ્ટ ટકા ઉપજે. આટલા કુવા સાથે પણ જો ઇલાકામાં દુષ્કાળ પડે તો મદદ માટે માણસો આવે. ખરાં પણ તેઓની સંખ્યા બહુજ ઓછી થાય. મારા મત મુજબ આસરે એક લાખ માણસો ઓછાં આવે. આટલુંજ નહિ પણ ઉપર જણાવેલી થાપણમાંનો મોટો ભાગ કુવાવાળી જમિન વેચવાથી પણ પાછો મળી રહે આ પ્રમાણે પોતાનો મત આપતાં મી૦ થીબલ પોતાના ટેકામાં જણાવે છે કે ૧૮૭૬–૭૭ ના ભયંકર દુષ્કાળના વખતમાં પણ જ્યાં જ્યાં તે ફરતો ત્યાં ત્યાં જણાતું કે કુવાવાળાં ખેતરો દુષ્કાળની અસરમાંથી બચ્યાં હતાં અને લીલાં કુંજર હતાં.

---

બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના છેલ્લા રીપોર્ટ ઉપરથી જણાય છે કે ૧૯૦૬ (કે જે સાલમાં કંપનીનું નવેસરથી બંધારણ થયું હતું) થી ૧૯૧૧ સુધી શેરહોલ્ડરોને ફક્ત ૩ટ્ટ ટકા મળ્યા હતા. ૧૯૧૧ માં ૪ ટકા મળ્યા, ૧૯૧૨ માં ૪ટ્ટ ટકા અને હાલ એટલે ૧૯૧૩–૧૪ માં ૪ટ્ટ ટકા મળેલું છે. વર્ષ દર્મ્યાન કુલે બ્રોડગેજના ૯૪૫–૮૫ માઇલ ઉપર ૪૩૭ લાખ રૂપિયા ખર્ચવામાં આવેલા છે, જ્યારે મીટરગેજના ૧૮૧૫ માઇલ ઉપર ૯૪૯ લાખ રૂપિયા ખર્ચવામા આવેલા છે આ સઘળાને માટે એમ ટીકા કરવામાં આવે છે કે ખર્ચની બરોબર વિગત શેરહોલ્ડરોને આપવામાં આવતી નથી. ફક્ત એટલું જણાવવામાં આવેલું છે કે બ્રોડગેજ ઉપર ૧૮·૬૪ લાખ રૂપિયા રોલીંગ સ્ટૅાક (ગાડાંઓ) માટે ખર્ચવામાં આવેલ છે તથા મીટર ગેજ ઉપર તેજ કારણું માટે ૬·૨૨ લાખ રૂપિયા ખર્ચવામાં આવેલ છે.

દર પેસેન્જર માઇલ દીઠ સરેરાસ આવક બ્રોડગેજની ૭·૨૯ પાઇ તથા મીટરગેજની ૧·૯૯ પાઇ હતી. દર ગુડસ ટન માઇલ દીઠ બ્રોડગેજ ઉપર ૭·૦૫ પાઇ તથા મીટરગેજ ઉપર ૬·૬૪ પાઇ હતી.

૧૯૧૨–૧૩ ની સાલ માટે મુંબઇ ઇલાકાનો લેન્ડ રેવન્યુ એડમિનિસ્ટ્રેશન રીપોર્ટ બહાર પડેલો છે જેમાં કેટલાંએક જાણવાજોગ વિચારો આપેલા છે. હાલમાં મજુરોની સંખ્યાની ઓછપ માટે દેશમાં ઘણેખરે ફરિયાદ સંભળાય છે. તેને માટે સરકાર એમ ધારે છે કે ઉંચા પ્રકારનું સાંચાકામ દાખલ થવું જોઇએ કે જેથી મજુરોની હાડમારી પડે નહિ અને અમેરીકા વિગેરે સુધરેલા દેશોમાં તો આવી જાતનું સાંચાકામ જન સમુહમાં એટલું દાખલ થયેલુ છે કે ત્યાં (અહિંયાના માફકજ) જે ચાકરોની અછતને લીધે અગવડ ખમવી પડે છે તે ઘણે ભાગે દુર થઇ છે. તેમજ મજુરોની કામ કરવાની શક્તિ વધારે ખિલવી જોઇએ એમ સરકાર ધારે છે. મજુરો પોતાની સ્વતત્રતા શું છે તે સમજવા લાગ્યા છે પણ તેની સાથે વધારે કામ કરવાની પ્રવૃત્તિ દેખાડી નથી એમ સરકારનું માનવું છે. એમ ટીકા કરવામા આવેલી છે કે પહેલાંનાં કરતા અડધું કામ કરવાથી પહેલાનાં જેટલોજ ખોરાક મજુરો મેળવી શકે છે. મજુરીના દરમાં વધારો થયો છે એના તરફ આ ઇશારો લાગે છે. તો આપણે એમ જણાવી શકીએ કે આવી રીતે મજુરીના દરમાં વધારો થયો છે એ સાચી વાત છે પણ તેની સાથે ખાધા ખોરાકીના ભાવોમાં પણ પુષ્કળ વધારો થયો છે. બાકી કેળવણીના વધારા સાથે તથા તેમની સગવડ અને સુખ તરફ વધારે લક્ષ આપવા સાથે મજુરોની પોતાની શકિત વધારે ખીલશે એમાં કંઇ શક નથી. જેને Efficiency એટલે સારી રીતે કામ કરવાની શકિત કહે છે તે ખિલવવાને માટે સારો ખોરાક, સારી રહેવાની ગોઠવણ વિગેરેની ખાસ જરૂર છે તે ભુલી જવું જોઇતું નથી.

---

આપણે ઘણી વખત એમ સાંભળીયે છીયે કે દુષ્કાળને લીધે ઢોરો મરવાથી દેશની ખેતીવાડીને નુકશાન થાય છે. દરેક સવાલને બે બાજુ હોય છે તે પ્રમાણે આ સવાલની બીજી બાજુ ઉપર જણાવેલાજ રીપોર્ટમાં સરકારે બતાવેલી છે. ૧૯૧૧-૧૨ ની સાલમાં અહમદનગર જીલ્લામાં જે દુષ્કાળ પડયો હતો તેની અસરથી ઘણાં ઢોરો ત્યા નાશ પામ્યાં હતાં. સરકાર આ બાબતમાં જણાવે છે કે જ્યાં ઘાસચારો વિશેષ હોય છે અને ઘણાં ઢોરો દરેક ખેડુત પાસે રાખવાની રૂઢિ હોય છે ત્યાં કેટલીએક વાર આવી રીતે ઢોરો નાશ પામવાથી આર્થિક ફાયદો થાય છે કારણકે નકામા ઢોરો ચાલી જવાથી સારાં ઢોરો માટે વિશેષ ખોરાક રહેછે. આ પણ એક નવીન અને વિચારવા લાયક વાત છે.

---

ખડકીની અંદર સરકારી ડેરી છે કે જેના ઉપર હાલ ખેતીવાડીનાં પ્રોફેસરે રસાલો લખેલો છે. તેના અંદર લખવામા આવ્યું છે કે બ્રીડર્સ એસોસિએશનો એટલે કે ઢોર ઉછેરનારાની એસોસિએશનોની આ દેશમાં ઘણી જરૂર છે.

---

ગયા મહિનાની અંદર યુરોપ ઉપર લડાઇનું વાદળ ચડી આવેલું છે, જેની અંદર આપણી બ્રિટીશ સરકારને પણ ઉતરવું પડયું છે. તેમની લડાઇ જર્મની ને ઓસ્ટ્રિયા સાથે હોવાથી આ બે દેશ સાથેનો સઘળો વ્યાપાર હાલ બંધ પડેલો છે, જે માટેના જાહેરનામાં બહાર પાડવામાં આવેલાં છે. જર્મનીની બે સ્ટીમરો વાર્ટુર્મ અને રેહન ફેલ્સ મુંબઇના બારામાં માલ લઇને આવી હતી તેમને પકડવામાં આવી હતી. જે માલ આ સ્ટીમરો ઉપર હતો તે ઘણો ખરો દેશી વેપારીઓનો છે. આ માલ માટે ઘણાઓએ તો ડ્રાફ્ટ સ્વીકારી પૈસા પણ આપી દીધા છે એટલે એ સવાલ સાથે વેપારી કોમને ઘણો અંગત સંબંધ થઇ પડેલો છે. કરાંચી ચેમ્બરે તો નામદાર હિંદી સરકારને તાર કર્યો કે જો કોઇ આવી જર્મન કે ઓસ્ટ્રિયન સ્ટીમર પકડાય તો તેની અંદરનો માલ બીલ ઑફ લેડીંગ જે બતાવે તેવા વેપારીઓને ( જો તેઓ બ્રિટીશ પ્રજા હોય અથવા તો તટસ્થ પ્રજા હોય) આપવો.

આ સવાલ ઉપર નામદાર સરકારે એમ ઠરાવ કરેલો છે કે આ બન્ને સ્ટીમરોમાંનો માલ જે ધણીનો હોય ( જો તે બ્રિટીશ પ્રજા કે તટસ્થ પ્રજા હોય તો ) તેને બીલ ઓફ લેડીંગ સામે આપવો અને તેથી વેપારીઓને ઘણી રાહત મળેલી છે.

એક વળી બીજી સ્ટીમર લીશેનફેલસ મુંબઇના બારાંમાં આવી થોડો માલ ઉતારી ચાલી ગઇ આની અંદર પણ આપણા ઘણા વેપારીએનો માલ રહેલો છે અને તે બાબત પણ સંદેશાઓ ચાલે છે. પરિણામ શું આવે છે તે જોવાનું છે.

લડાઇને લીધે બધાં વેપારી બજારોમાં મંદી આવી ગયેલી છે. શેર બજાર તો જે દિવસથી લડાઇ શરૂ થઇ ત્યારથી તા. ૧૭ મી સુધી બંધ રાખવામાં આવ્યું હતું. ત્યાર પછી પાછું તા. ૨૭ મી સુધી બંધ રાખવાનો ઠરાવ થયો હતો. અને વળી પાછું આવતી તા. ૭ મી સુધો બંધ રાખવાનો ઠરાવ થયો છે. એમ ધારવામાં આવે છે કે જો એ પ્રમાણે ઠરાવ થયો ન હોત તો ઘણા શેરો તથા સારી સીકયુરીટીના ભાવો પણ ગગડી ગયા હોત, કારણ કે લોકોને સોનું તથા ચાંદી જોઇતાં હતાં અને કાગળિયાં કાઢી નાંખવાની ઉત્સુકતા જણાતી હતી. લંડનની અંદર પણ જે દિવસે લડાઇ જાગી ત્યારે આજ સ્થિતિ હતી. રીઓ-ટીન્ટો, યુનીયન પેસીફીક અને બ્રાઝીલીયન ટ્રેકશન જેવી સારી સીકયુરીટીઓ પણ એકદમ ઉતરી પડી. ઘણી સારી પેઢીઓએ પણ પોતાનું કામકાજ બંધ કરી દીધું અને કેટલાકોએ દેવાળું કાઢયું. બૅંક ઑફ ઇંગ્લાન્ડનો દર પણ ચાર ટકાથી એકદમ ૮ ટકા થયો અને તેથી પણ વધીને ૧૦ ટકા થયો; જોકે પછી આ દર પાછો ૬ ટકા ઉપર આવી લાગ્યો હતો. આપણા દેશની પ્રેસીડન્સી બેંકોના દર નીચે પ્રમાણે હતાઃ-

| | | ટકા |
|---|---|---|
| મુંબઇ બેંક | (૧૩ મી ઑગસ્ટ પછી) | ૫ |
| બંગાલ બેંક | ( ૬ ઠ્ઠી ઑગસ્ટ પછી ) | ૫ |
| મદ્રાસ બેંક | (૨૬ મી જુન પછી ) | ૪ |

દેશની નાણાં સંબંધી સ્થિતિ બહુ મજબુત લેખવામાં આવે છે. સરકારની ટ્રેઝરીઓમાં તથા પ્રેસીડંસી બેંકોમાં ગયાં ત્રણ વર્ષના જુલાઈમાં નીચે પ્રમાણે રોકડ નાણું હતું.

| | રૂપિયા. |
|---|---|
| જુલાઈ ૧૯૧૨ | ૨૪,૫૬૬૧,૦૦૦ |
| જુલાઈ ૧૯૧૩ | ૩૨,૨૦,૭૦,૦૦૦ |
| જુલાઈ ૧૯૧૪ | ૨૯,૯૫,૩૧,૦૦૦ |

નામદાર સરકારે તા ૩ જી ઑગસ્ટથી સોનું આપવું બંધ કર્યું ત્યારે તેઓની પાસે ઈંગ્લંડ અને હિંદુસ્તાન મળી બે કરોડને દશ લાખ પાઉંડ હતા. કરન્સી કમિશનની ભલામણ મુજબ ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વનો જે આ દેશમાં રૂપાંનો ભાગ હતો તે પેપર કરન્સીનાં રીઝર્વમાં લઈ જવામાં આવેલો છે અને ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વમાં તે પેટે એટલુંજ સોનું લઇ જવામાં આવેલું છે. એટલે આ રીઝર્વમાં હવે ફક્ત સોનું અને સોનાંની સીક્યુરીટીઓજ છે. ટીટીની હદ દર અઠવાડીયે દશ લાખ પાઉંડની ઠેરવવામાં આવેલી છે અને આ માંગણી પહોંચી વળવાને ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વ સધર છે. પેપર કરન્સી રીઝર્વમાં ઑગસ્ટની શરૂઆતમાં ૩૪ કરોડ રૂપિયા હતા જયારે ગયે વર્ષે તેજ વખતે ૨૦ કરોડ હતા. આની અંદર ગોલ્ડ સ્ટાન્ડર્ડમાંથી લેવામાં આવેલા ૬ કરોડ ઉમેરવામાં આવશે.

---

મુંબઇના આગેવાન વેપારીઓ અને શહેરીઓની સલાહ સાથે નામદાર સરકારે કેટલીએક ચીજોના ભાવ બહાર પાડયા હતા જે નીચે આપવામાં આવેલા છે.

### જથાબંધ ચોખાના ભાવની ટીપ.

નીચલી જુદી જુદી જાતના ચોખાઓ હોલસેલ યાને જથાબંધ ખરીદવા માટેના ભાવો નીચે મુજબ છેઃ-

| | ૬ મણની ગુણી દીઠ રૂપીઆ. |
|---|---|
| ખાસ મોટી મીલ (જંગલ)........ | ૮ા થી ૮ાા= |
| **બર્મા સ્પેસીયલ.** | |
| રંગુન સ્પેસીયલ, બસીન સ્પેસીયલ, અકયબ સ્પેસીયલ, મોલમીન સ્પેસીયલ, મોલમીન પુછાડ | ૮ાા= થી ૯= |
| **બર્મા નાના મીલના.** | |
| નાના માલના........, બસીન નાના મીલના, પોસ્ટ કાલી........, લારૂન (સાધારણ), બટકો ........ | ૯)= થી ૯ા= |
| **બર્મા બ્રુકનઃ-** | |
| લારૂન ઉંચી જાત, બસીન (કાની .., મીલ છાપ ... | ૯ા થી ૧૦)= |
| મીલ સુગંધી..... ...... | ૧૦ા થી ૧૦ાા= |
| માન્ડલે........, સીંગાપુરી ...... | ૧૧ થી ૧૨ |

### જથાબંધ અનાજના ભાવોની ટીપ.

જથાબંધ અનાજના ભાવો નીચે મુજબ નકકી કરવામાં આવ્યા છેઃ-

| | માપીને ૮ ફરાની ખાંડી દીઠ રૂપીઆ |
|---|---|
| **જુવાર—** | |
| શોલાપુરી................ | ૩૦ |
| સફેદ .................... | ૩૨ |
| **બાજરી—** | |
| ગોગારી .............. | ૫૦ |
| ખાનદેશ (સારી)....... | ૩૬ |
| ખાનદેશ (મધ્યમ)...... | ૩૨ |
| **ઘઉં—** | |
| ખંડવા (સરસ)............... | ૪૮ થી ૫૨ |
| ખંડવા (સાધારણ)......... | ૪૪ થી ૪૭ |
| પીસી ..................... | ૩૯ થી ૪૦ |
| **ચણા—** | |
| જંબુસરી .................... | ૪૪ |
| પીળા........................ | ૩૬ થી ૩૭ |
| લાલ...... .................. | ૩૪ થી ૩૫ |
| મઠ ..... .................. | ૩૯ થી ૪૦ |
| અડદ......................... | ૩૯ થી ૪૦ |
| જંવ (વજનથી)............ | ૩૬ |
| મગ ........................ | ૪૩ થી ૪૪ |

**છુટક અનાજ માટેના ભાવ.**

છુટક અનાજ માટે નીચે મુજબના ભાવ નક્કી થયા છે:--

રંગુન:—

હલકી જાત-૫ આને પાલી.

મોટી મીલ હલવા, ઉંચી જાત-જાત મુજબ ૬ા આના સુધી પાલીના.

જીરાસાલ ( પનવેલ ) ૭ આને પાલી પછી જાત મુજબ વધતા ભાવ ચહડતામા ચહડતો ૯ આને પાલી સુધીનો.

કલ્યાણી ( ભીમડી ) સરસ જાત ૧૦ આને પાલી.

પકા દાલુદખાની ૯ આને પાલી.

તુવેરની દાળ--

તેલ વગરની સૌથી હલકી જાત ૬ આને પાલી.

ઉંચી જાત તેલવાળી-જાત મુજબ ૯ આને સુધી પાલી.

ઘઉં (ખંડવા) પાા આને પાલી.

ઘઉં ( ખંડવા ) ૬ા થી ૭ આને પાલી.

બાજરી ( ખાનદેશ કરાંચી અને પંજાબ ) ૫ આને પાલી.

બાજરી ( ગોગારી અને ઈટાવા ) ૭ આને પાલી.

ચણા ( લાલ ) ૪ાા આને પાલી.

---



---

ઉંચી પોલીસ કરેલા ટેબલ ટોય ખરીદ કરવા કયાં જશો ?

# COMMERCIAL SUBJECTS.
# વેપારી વિષયો.

## COMMERCIAL SITUATION IN JAPAN IN 1913.
## સને ૧૯૧૩ માં જાપાનની વ્હેપારની સ્થિતિ.

યોકોહામા ખાતેના કમર્શીયલ એલચી મી. ક્રોના રીપોર્ટ પરથી માલમ પડે છે કે કેવળ આંકડા પરથી દેશના વેપારને લગતી સ્થિતિનું ધોરણ બાંધવું એ ભય ભરેલું છે. અને ગત વર્ષની જાપાનના વ્હેપારની સ્થિતિ ઊપલા વાક્યના દ્રષ્ટાંત રૂપ છે.

આંકડા પરથી માલમ પડે છે કે આયાતની કિંમતમાં ૧૧,૨૭૪,૦૧૮ પૌંડનો એટલે ૧૭ ટકાનો તથા નિકાશની કિંમતમાં ૧૦,૭૯૭, ૫૮૩ એટલે ૨૦ ટકાનો વધારો થયો હતો એટલે ૧૮ ટકાનો એકંદર ફાયદો થયલો અંકાયો હતો. સન ૧૯૧૧ ના વર્ષ પછી આ ૧૯૧૨ માં ૨૦ ટકાનો લાભ જોઇ, ઉપલી હકીકતથી અવશ્ય એમજ લાગે કે વેપારની સ્થિતિ ઘણીજ સારી છે પણ દિર્ઘદ્રષ્ટીથી જોતાં સામાન્ય વેપારી વર્ગ અને ખાસ કરીને પરદેશી માલની આયાત્ કરનારી પેઢીઓના મનમાં સન. ૧૯૧૩ નું વર્ષ તેઓના અનુભવમાં કનિષ્ટમાં કનિષ્ટ જણાવ્યું. સને ૧૯૧૨ નું વર્ષ ખાસકરીને એટલું બધું સારૂં હતું નહિં પણ તે વર્ષની આખેરીએ એવી આશા રાખવામાં આવી હતી કે શહેનશાહ મેઇજીના મૃત્યુની ગમગીનીમાંથી પ્રજા મુકત થયાબાદ વેપાર રોજગારમાં સુધારો તથા કંઇક અંશે નવિન જીવન આવેલું જણાશે પણ વર્ષની શરૂઆતમાં રાજ્યદ્વારી ખટપટો ઉભી થઇ, પ્રધાન મંડળ બદલાયું અને નવા પ્રધાન મંડળે જાહેર બાંધકામ મુલતવી રાખ્યાં આથી સરસામાન તથા મજુરીની માંગણી કમી થઇ ગઇ. સરકારી ઑફીસોમાંથી નોકરીઆત વર્ગનો ઘટાડો કરી નાંખવાથી ઘણા લોકો નોકરીવગરના થઇ ગયા. અને આથી એશઆરામ અને મોજ શોખની વસ્તુઓ, મુખ્યત્વે કરીને પરદેશી કપડાંની ખપત કમી થઇ ગઇ. આ કારણો ઉપરાંત ચીનનું ફરી પરિવર્તન, મેકસીકોમાંનો બળવો અને ઉત્તર જાપાનનો દુષ્કાળ આવાં બીજાં કારણોને લઇને પ્રજાની ખરીદ કરવાની શકિતમાં ઘટાડો થયો. વિશેષમાં આગલા વર્ષો કરતાં નવી યોજના ઉભી કરવામાં ૧૯૧૨ ના કરતાં ત્રીસ ટકા જેટલો ઘટાડો દેખાયો.

આ મંદીથી નવી માંગણીમાં ન્યુનતા થવા લાગી. જોકે વર્ષની શરૂઆતમાં મંગાવેલા માલો તો આવ્યા પણ તે ઘણેજ સસ્તે ભાવે કાઢી નાંખવા પડયા. આયાતના કરતાં નિકાશનો વિભાગ વધારે સારો દેખાય છે. કાચા રેશમનો વેપાર આટલો આબાદી કોઇ વખત હતો નહીં; અને જો એક વેપારીએ બજારને ચાલુ મંદ કર્યા કર્યું નહિં હતે તો એકંદર કિંમત ઘણીજ વધારે થતે. આ સિવાયના બીજા માલના નિકાશમાં પણ ઘણો સુધારો હતો સિવાય કે કોલસાની મોંઘવારીને લીધે કોલસાની ખાણના માલેકોને ફાયદો થયો તો પણ કારખાનાવાળાઓને જોઇએ તેટલો ફાયદો થયો નહિં. ચીન સાથેનો વેપાર સુધર્યો, ચોખાની કિંમત ઘટી પડી અને દરિયાઇ લશ્કરને લગતી ખટપટથી વેપારી મંડળોને ભારે નુકસાન પહોંચ્યું તથા વિશ્વાસમાં ઘણે અંશે ઘટાડો થયો.

બાબતોમાં દેશ પરદેશી પાયાપર કામ કરવાની ઇચ્છા ભવિષ્યમાં જરૂરજ ફળદ્રુપ થશે.

વ્યવહારીક નજરથી યા કાલ્પનિક નજરથી જોઇએ તો કૉન્ગ્રેસ એ પ્રજાઓમાં સુલેહ તથા મિત્તિ અથવા તો વેપારી સંબંધ વધારનારા સાધન તરીકે એક ગંભીર વ્યવસાયમાંજ કાર્ય તરીકે હવે એને કબુલજ કરવું પડે છે અને એને સર્વ વેપાર ઉદ્યોગી સંસ્થાઓએ મંજુર કરી છે." બ્રીટીશ સરકારે સને ૧૯૧૦ માં, યુનાઇટેડ સ્ટેટસ સરકારે ૧૯૧૨ માં તથા ફ્રેન્ચ સરકારે ૧૯૧૪ માં જે સાહ્ય આપ્યો છે તેજ પુરતી સાબીતી છે કે રાજ્યદ્વારી અધીકારીઓ પણ કૉંગ્રેસની જરૂરીઆત તથા સંભાવ્યતા, જેમ પેરીસની બેઠકમાંના ૨૦૦૦ ડેલીગેટો સમજ્યા છે તેમ, પુરતી રીતે સમજ્યા છે. આધિકારિક લીસ્ટ બહાર પાડવામાં આવ્યું છે તે પરથી જણાય છે કે ૩૧ પ્રજાઓ અને ૬૪૨ સંસ્થાઓના પ્રતિનિધિઓ હાજર હતા. એવી આશા રાખવામાં આવે છે કે નવા નિયમો અનુસાર કૉન્ગ્રેસની સ્થાઇ કમિટીના હાથમાં પુરતા નાણાં આપવામાં આવશે કે જેથી કૉન્ગ્રેસના ઠરાવોને વ્યવહારીક અમલમાં મુકી શકે તથા એક ક્રિયાકારક સત્તા તરીકે તેની નિપુણતા તથા કાર્યસિદ્ધીત્વ વધારવાં.

ફ્રેન્ચ સત્તાધીકારીઓએ આ અવસરને એક સ્મરણ યોગ્ય અને ધારેલી મુરાદ માટે લાયક અને તેના અસંખ્ય. પ્રહુણાઓમાં. આભારની અને કદરની લાગણીઓ ઉત્પન્ન કરનારો ગણી શકાય એવો બનાવવા ખરા ઉત્સાહથી સહકાર્ય કર્યું છે. તેના પરિણામે દેશ પરદેશી વ્યવહારનાં તવારીખમાં કદી નહીં જણાયેલો એવો ફળદાયક આનંદ મળ્યો હતો.

કૉન્ગ્રેસમાં ચર્ચાયલા વિષયોમાં મુખ્ય નિચે મુજબના હતા.

૧. જુદા જુદા દેશોના રહેવાશીઓ વચ્ચેની તકરારની પતાવટ માટે લવાદીને લગતા કાયદામાં ઐકયતા:—

આ સંબંધી મી૦ એમ પોઈઝીએ કેટલીક મુખ્ય બાબત પર ધ્યાન ખેંચી દરખાસ્ત મુકી હતી કે વેપારી ચેમ્બરો અને વેપાર ઉદ્યોગી મંડળોએ પરસ્પરના લાગતા વળગતા મંડળો સાથ એકત્ર થઇ દેશપરદેશી લવાદોનો એક સમુહ નિમવો

( ખ ) કૉન્ગ્રેસની સ્થાઇ કમિટીએ, દરેક ચેમ્બર તથા વેપારી મંડળોના પ્રતિનિધિઓનું, જુદા જુદા દેશની પ્રજા વચ્ચેના ઝઘડા પતાવવા માટે, દરેક પ્રતિનિધિ દેશના ધર્મશાસ્ત્રીઓની મદદથી, એક કાયદાનો ખરડો ઘડી કાઢવા માટે, દરેક ચેમ્બર તથા વેપારી મંડળોના પ્રતિનિધિઓનું એક દેશ પરદેશી ઉદ્યોગીક કૉન્ફરન્સ ભરવું. .

( ગ ) તથા સ્થાઇ કમિટીએ આ ખરડો ફ્રેન્ચ રીપબ્લીક સરકાર સમક્ષ રજુ કરવો એવી મતલબથી કે તેઓ જુદા જુદા દેશની પ્રજા વચ્ચે ઝગડો પતાવવા માટે ઉપલા કૉન્ફરન્સે ઘડેલા કાયદાના ખરડાના ધોરણે દેશ પરદેશી સભા ( convention ) સ્થાપવા માટે દેશ પરદેશી સનંદી કોન્ફરન્સ ભરવા બીજા દેશોને આમંત્રણ કરે.

( ૨ ) ચેક માટેના કાયદાની એકત્રતા:—

એ સવાલમાં નીચે મુજબનો ઠરાવ કરવામાં આવ્યો હતો કે જે જે રાજ્યોમાં ચેકનો વપરાશ સામાન્ય નહિ હોય તેવા રાજ્યોને તે માટે આગ્રહ કરવો અને તે રાજ્યોએ નીચે મુજબના પગલાં કબુલ રાખવાં.

( ક ) ચેકનો વપરાસ કાયદેસર ગણાય એમ કરવું તથા સરકાર અને મ્યુનીસીપલ તથા બીજી જાહેર સંસ્થાઓએ દરેક જાતના ભરણા માટે ચેકના વપરાશને ઉત્તેજન આપવું.

( ખ ) બની શકે ત્યાં કલીઅરીંગ હાઉસીસ સ્થાપવાં

( ગ ) સ્ટામ્પ ડયુટીમાંથી ચેકને મુકત કરવા.

( ૩ ) નાણાંની ભીડ દુર કરવા સોનાની અનામતી:—નાણાં સંબંધી ભીડ દુર કરવા સોનાની અનામતી સંબંધમાં મી. એફ. ફ્રેઇથફૂલબેગે એક રીપોર્ટ વાંચ્યો હતો જેમાં તેમણે

## વીલાન અને મીલ્સની

# લૂમોની મહાન ફત્તેહ.



દરેક પ્રકારનું કાપડ વણવાના ખાત્રીલાયક સાંચાઓ.





હિંદી બરનાં ધોતીયાં વણવાનાં મુખ્ય મથક તરીકે ગણાતાં ઈંગ્લંડનાં ગ્રેટ હારઉડ પરગણામાં ઉપલી અમારી બનાવટની લુમો ૯૨ ટકા જેટલા મોટા પ્રમાણમાં ચાલુ છે—એજ બીના આ લુમોની ઉત્તમ પ્રકારની બનાવટનો પુરતો પુરાવો છે.

હિંદુસ્થાનની મીલો માટે ડોબી સાથની મજબુત પેટર્નની ડ્રોપ-બોકસ લીકો લુમો, અમો ખાસ બનાવીએ છીએ.

એ ઉપગંત અમારાં કારખાનામાં દરેક કીસમનું કાપડ બનાવવાના સાંચાઓ તથા જે. એન્ડ આર. શેરોકની પેટન્ટ લુમો, ડોબીઓ, અને તેના પરચુરણ ભાગો પણ બનાવવામાં આવે છે, જે અત્રે અમારે ત્યાંથી મળી શકશે.




હિંદુસ્થાન માટેના સોલ એજન્ટસઃ—

# જવેરી એન્ડ કંપની,

દરેક જાતના સાંચાઓના વેપારી,

૪૯, એપોલો સ્ટ્રીટ-કોટ, મુંબઈ.

એવી સુચના કરી હતી કે કૉન્ગ્રેસ એવો ઠરાવ પસાર કરે કે ભવિષ્યમાં કોઇ પણ વખત નાણાંની ભીડ અટકાવવા યા ઓછી કરવા માટે મુખ્ય નાણાંદાર સ્થળોમાં ખાસ સોના રૂપાની અનામતી, મુખ્યત્વે કરીને સોનાના સીક્કા તથા લગડીઓ રાખવી. આ સવાલ પર ઘણોજ વિવાદ ચાલ્યા બાદ એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે કોન્ગ્રેસની બીજી બેઠક માટે આ સવાલ તે બેઠકના કાર્યક્રમની નોંધપોથીમાં લખી મુલતવી રાખવો અને દરમ્યાનના વખતમાં આ સવાલ પર કૉન્ગ્રેસના સભાસદોએ પુખ્ત વિચાર કરવો.

૪ ( Customs Statistics ) વ્યાપારને લગતા આંકડાઓના સંબંધમાં ઐક્યતાઃ—આ સંબંધમાં પ્રમુખે જાહેર કીધું કે બેલજીયન સરકાર તરફથી બોલાવવામાં આવેલી દેશ પરદેશી કૉન્ફરન્સ જે સન ૧૯૧૦ ના સપ્ટેમ્બર માસમાં પહેલ વહેલી મળી હતી અને પારિભાષિક શબ્દોનો એક સામાન્ય શબ્દકોષ ૨૨ રાજ્યો તરફથી મંજુર થયલો જાહેર કર્યો હતો. તે કૉન્ફરન્સે પોતાનું કાર્ય સને ૧૯૧૩ ના નવેમ્બર માસમાં પુર્ણ કર્યું હતું. ઇન્ટરનેશનલ કસ્ટમ્સ સ્ટેટીસ્ટીકસ બુરો યાને દેશ પરદેશ વ્યાપારી આંકડાને લગતી બુરો કે જે સને ૧૯૧૪ ના જુલાઇ માસની તા. ૧ લી થી સ્થાઇ બેઅશે તેની સાથે ઘણાં રાજ્યોએ સંબંધ ચાલુ રાખ્યો છે.

કેટલાંક રાજ્યો જેવાં કે યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાએ હજુ પોતાનો આ બુરો સાથનો સંબંધ જાહેર કર્યો નથી, જો કે સને ૧૯૧૨ માં બોસ્ટન ખાતે પ્રતિનિધિ થયેલાં અમેરીકાના વેપારી ચેમ્બરોએ આ સંબંધમાં દેશ-પરદેશી ઐક્યતા અને મિત્રાચારીના સુત્રને મજબુત ટેકો આપ્યો છે.

(૫) પેની પોસ્ટેજ (એક આનાની સ્ટેમ્પમાં ઐક્યતા ) આ સંબંધમાં ડેલીગેટોને યાદ દેવડાવવામાં આવ્યું હતું કે સને ૧૯૧૪ ના સપ્ટેંબર મહિનામાં ટપાલ ખાતાનું કન્વેન્શન ભરવાના વિચારના સંબંધમાં મળેલી કેટલીક સુચનાઓ બોસ્ટન ખાતેની સને ૧૯૧૨ ની પાચમી બેઠકે માન્ય કરી હતી, તથા એમ જાહેર કરવામાં આવ્યું હતું કે આ જુદા જુદા ઠરાવો લાગતા વળગતાઓની ધ્યાનમાં લાવવા સ્થાઇ બુરોએ યોગ્ય પગલાં લીધાં હતાં.

આ સિવાય બીજા ઘણા ઉપયોગી સવાલો ચર્ચાઇ ઠરાવો પસાર થયા હતા.

કૉન્ગ્રેસ ભરાતી હતી તે અઠવાડીઆમાં ડેલીગેટોને બહુજ મોટા પાયાપર ગમ્મતો આપી તેમનો આદર સત્કાર કર્યો હતો.

---

## BEGINNINGS OF THE CO-OPERATIVE MOVEMENT IN AGRICULTURE IN EGYPT.

## ઇજીપ્ટમાં ( કોઓપરેટીવ ) સહકારિણી હિલચાલની શરૂઆત.

ઇજીપ્તમાં સહકારિણી હિલચાલની સાથે ઓમરલફતીબેનું નામ ગાઢ સંબંધમાં જોડાયલું છે. ઇજીપ્તમાં સહકાર્ય ઉત્પન્ન કરનારજ એ ગૃહસ્થ છે એમ કહીએ તો ચાલે. સને ૧૯૦૮ માં પ્રીન્સ હુસેને ખેડીવના ખેતીવાડી મંડળ તરફનું કાર્ય કરવાએક પંચ નિમી હતી જેમાં લફતીબે એક સભાસદ હતો. અને બે વર્ષ બાદ તેમણે કેરો ખાતે નાના વેપારીઓ માટે પહેલ વહેલું ઇજીપ્શીયન સહકારણી મંડળ ઉભું કીધું.

ઇજીપ્શીયન ખેતીવાડીમાં સહકારણી હિલચાલ હજુ અપરિપકવ સ્થિતિમાં છે. એના

વિસ્તાર તથા વિકાશ અર્થે સરકાર તરફથી જરૂરીઆત અનુમોદન ટુંક વખતમાં મળવાની ધારણા રખાય છે તે હજુ મળ્યું નથી. લકીબેહસ્તે કેરો ખાતે જે નાનું મંડળ ઉભું કરવામાં આવ્યું હતું તે "પરિમિત જોખમદારી (લીમીટેડ લાયબીલીટી) વાળું છે તથા ખેદીવ તરફથી સત્તાધિશ થયેલું છે" એવું રૂપ તેને ધારણ કરવું પડયું હતું. સહકાર્યપણાનો મુદ્દો જળવાઇ રહે તેટલા માટે તેના નિયમોમાં નીચે મુજબની બે સરતો દાખલ કરવાની તેને સત્તા મળી હતી.

(૧) તેના શેરો તે ખાસ પોતાનાજ છે અને વ્યવસ્થાપકોના બોર્ડની રજાથીજ કોઇ બીજાને નામે ચઢાવી શકાય.

(૨) ફક્ત તેના સભાસદોનેજ પૈસા ધીરી શકાય. સિવાય કે સભાસદોને જોઇતા નાણાં ઉપરાંતની સિલક હોય તોજ બીજાને ધીરાય.

આ સભાની થાપણ બધી ભરાઇ ગયેલી ૧,૭૫,૦૦૦ ફ્રેન્ક જેટલી છે. પ્રત્યેક શેર ૧૦૦. ફ્રેન્કનો રાખ્યો છે. મંડળ સ્થાપવાને પ્રાથમિક ખર્ચ ૧૫૦૦ ફ્રેન્ક થયો હતો. સને ૧૯૧૧ માં ૭½ ટકાને વ્યાજે ૫,૨૫,૦૦૦ ફ્રેન્ક જેટલી રકમની ધીરધાર થઈ હતી. ૨૫૦ થી ૧૦૦૦ ફ્રેન્ક જેટલાં નાણાંની રકમ પ્રથક પ્રથક ૯ માસ માટે ધીરવામાં આવતી તથા તે ફરીવાર ભાગ્યેજ રીન્યુ કરવામાં આવતી અને જો તેમ કરવું પડતું તો એવી શરત કરવામાં આવતી કે કુલ લીધેલા નાણાના ½ ભાગના હફતામાં તે રકમ પાછી દેવી. મંડળમાં ૨૫૦ સભાસદો છે. જામીનની સહીથીજ નાણાં ધીરવામાં આવે છે.

સામાન્ય કોઓપરેટીવ સોસાઇટી માટે અને ખાસ કરીને ખેતીવાડીને લગતા સરકારી મંડળને લીમીટેડ લાયબીલીટીનું રૂપ યોગ્ય હોતું નથી પણ ઇજીપ્ત દેશના દવાની કાયદામાં જ્યાં સુધી ફેરફાર થાય નહીં ત્યાં સુધી એ રસમ જરૂરીઆતજ છે. આ સંબંધમાં ઓમરલતીફે કરેલી સુચનાઓ કબુલ કરવામાં આવી હતી નહીં તો પણ તેણે પોતાનો વિચાર તદન છોડી દીધો નહીંજ અને કેટલીક ખેતીવાડી મુલકી સભાના રસમનાં મંડળો સ્થાપ્યાં. છેલ્લા ત્રણ વર્ષમાં એણે ઉભી કરેલી હિલચાલ ધીરેથી પણ દ્રઢતાથી આગળને આગળ વધતી જાય છે. બધાં મડળો તમામ થોડે ઘણે અંશે પણ બધાં આબાદ નીવડયાં છે અને કેટલાકને એવી સ્થાનિક પ્રતિષ્ઠા મળી છે કે જે ભવિષ્યમાં એ યોજના ઘણીજ આબાદી નીવડવાનાં લક્ષણ સુચવે છે. ઇજીપ્તમાંના હાલના કેટલાક એવાં મંડળોની ટુંક નોધ અત્રે લઇએ છીએ.

૧) શુબ્રા–એલ–નમલેહ–આ મંડળનું મુખ્ય કાર્ય બીઆં, ખાતર તથા કોલસો ખરીદવાનું છે. તથા એજ માલ ૩ ટકાને નફે પોતાના સભાસદોને વેચવાનું તથા જો ઉધાર આપવો પડે તો સાત ટકાનું વ્યાજ લઈ આપવાનું તથા સભાસદોને વ્યાજે નાણાં ધીરવાનું છે.

૨) કોમેલનુર નામના બીજા મંડળનું કાર્ય પણ ઉપલા મંડળના જેવુંજ છે.

૩) નહીયાનું મંડળ

આ ૧૯૧૦ માં સ્થપાયું હતું. અને સભાસદોની સંખ્યા જોતાં એ સૌથી વધારામાં વધારે ઉપયોગી મંડળ છે. ૧૯૧૨ ની આખેરીએ એમાં ૩૦૭ સભાસદો હતા જોકે તે પ્રમાણમાં કામ ઘણુંજ ઓછું કરે છે. બીજા મંડળો કરતાં એની કાર્ય વ્યવસ્થામાં કઇક ખાસ ફેરફાર છે તે એ કે શુબ્રા મંડળમાં સાત ટકાનું વ્યાજ લેવામાં આવે છે તેને બદલે આમાં નવ ટકાનું વ્યાજ લેવામાં આવે છે. અને બીજા મંડળોમાં ગીરવી માલ ઉપર નાણાં ધીરવામાં આવે છે તેને બદલે આમાં માત્ર જામીનની સહી ઉપરજ નાણા ધીરવામાં આવે છે. વ્યાજ નવ ટકાનું વધારે ગણાય તો પણ અત્યાર સુધી ૩૦ ટકા જેટલું વ્યાજ આપતા તેના પ્રમાણમાં ઘણુંજ ઓછું ગણાય.

ઇજીપ્તના ખેતીવાડીના મંડળોનું કામકાજ ચોખ્ખી રીતે સમજવા માટે મી. એમ. માઇકેલના પુસ્તકમાંથી નીચે મુજબનું ટેબલ અત્રે ટાંકયું છે.

ઇજીપ્તમાં અત્યારે હસ્તી ધરાવતાં ખેતીવાડી મંડળનુ કામકાજ બનાવનારા આંકડા.

| ખેતીવાડીના મંડળોનાં નામ. | સભાસદોની સંખ્યા | શેર થાપણ જાનેવારી ૧ લી ૧૯૧૩ | ૧૯૧૨ માં કામકાજ. | | | |
|---|---|---|---|---|---|---|
| | | | કુલ કરેલું કામ | નાણાની લેવડદેવડ | રીઝર્વ ફંડ | ચોખ્ખો નફો |
| ૧ શુબ્રાએલન મલાહ | ૨૪૧ | ૫૨૭ | ૪,૩૯૭ | ૧,૦૦૦ | ૭૬ | ૧૩૩ |
| ૨ કોમ-એલ નુર | ૩૦૭ | ૧૮૫૭ | ૬,૭૭૧ | ૨,૦૦૦ | ૩૮૩ | ૬૭૭ |
| ૩ નરીયા | ૩૦૭ | ૭૮૪ | ૨,૮૦૦ | ૨,૦૦૦ | ૯૮ | ૧૮૫ |
| ૪ ઓલીલા | ૨૦૨ | ૨૮૬ | ૧,૫૩૫ | ૭૫૯ | ૪૭ | ૧૧૫ |
| ૫ સેનટીમે | ૧૦૬ | ૨૦૨ | ૫,૯૮૧ | ૫૦૦ | ૫૮ | ૧૦૧ |
| ૬ નેચીલ | ૧૧૭ | ૯૨૦ | ૨,૮૭૫ | ૧,૭૫૦ | ૬૭ | ૧૯૮ |
| ૭ મહેલેંટ ડીઆઇ | ૧૪૨ | ૩૨૨ | ... | ૧,૦૦૫ | ૧૭ | ૫૯ |
| ૮ નચ્મા મુલ | ૧૨૪ | ૧૮૬ | ૯૩૩ | ૮૦૦ | ૨૦ | ૬૦ |
| કુલ | ૧,૫૪૬ | ૫,૦૮૪ | ૨૫,૩૫૨ | ૯,૮૧૪ | ૭૧૪ | ૧,૫૨૮ |

આંકડા ઇજીપ્શીયન પૌંડમાં આપેલા છે. એક ઇજીપ્શીયન પૌંડ ૨૫·૬૨ ફ્રેન્ક જેટલો સમજવો. ( ફ્રેંક=૧૦ પેન્સ )

મી. એમ. માઇકેલ પોતાના પુસ્તકમાં આ મંડળોનાં રીઝર્વ ફંડ તરફ આપણું લક્ષ ખેંચતાં લખે છે કે ખેતીવાડીનાં મંડળો પોતાની થાપણુની કુલ રકમમાંની ૧૭ ટકા જેટલી રકમ રીઝર્વ ફંડ ખાતે જમે કરી શકયાં છે જોકે તેમાંનાં કેટલાંકને શરૂ થયાને એક વર્ષથી વધુ વખત થયો નથી યુરોપીયન મંડળોને આ ઇર્ષ્યા કરવા જેવું છે.

યુરોપમાંના ઘણા દેશોમાં સહકાર્ય મંડળો પોતાની પરસ્પર તથા ખાનગી વેપારી સાથેની સરીઅરીને લીધે નહીયાની માફક ·૧૦ થી ૨૦ ટકાને લાભે બીયાં વેચી શકતાં નથી તેમજ ૯ ટકાના વ્યાજે નાણાં ધીરી શકતાં નથી.

યુરોપનાં ખેતીવાડીના મંડળોની સામાન્ય સ્થિતિ અને આજુ બાજુના સંજોગો આ પ્રમાણેના છે.

જો ખેતીવાડીના સહકાર્ય માટેનો પ્રયાસ ઉપર જણાવેલાં મંડળો ઉભાં કરી અટકયો હતે તો તેમાં ખાસ આનંદ જેવું કંઇ હતું નહીં. પણ એ હિલચાલ વિશેષ પ્રભાવની નિશાની આપે છે અને હમે અત્રે આ નવિન ઉત્સાહના રૂપનું ટુંક અવલોકન કરીએ છીએ.

**ખેતીવાડી સહકાર્યતાનું નવિન વલણ.**

સને ૧૯૦૮ માં પ્રીન્સ હુસેને કરેલા પ્રયત્નથી ખેતીવાડીની સભા તથા કમીશને ધારેલી મુરાદ પુરી બર નહીં આવી એટલે કે આવાં મંડળો માટે ખાસ કાયદાઓ પસાર થયા નહિં તોપણ ઉપર જણાવી ગયા તેવાં આથમિક નાની નાની સભાઓને જન્મ

આપ્યો કે જે ભવિષ્યમાં એ હિલચાલને પરિપક્વ થવામાં મધ્યબિંદુ તરીકેની ગરજ સારશે.

હાલની સભા તરફથી જે અત્યંત સારા મહેસુલી તથા સામાજીક ફાયદાઓ થયા તેથી ઉશ્કેરાઇ પ્રીન્સ હુસેને પોતાની ધારણા પુર્ણ રીતે બજાવવા માટે વિશેષ પ્રવૃત્તિ કરી આગળ વધવા ૧૯૧૨ માં વિચાર કીધો અને ફ્રેન્ચ ખેતીવાડી ખાતાના એક અધિકારી, તથા ખેતીવાડીના સહ ઉદ્યોગના વિષયમાં ખાસ નિપુણ, મી. રીબેટને ખેદીવના ખેતીવાડી મંડળ તરફથી, ઇજીપ્તમાં ભાષણો આપવા તથા ખેતીવાડીની સભાના બંધારણાર્થે એક પુર્ણ યોજના ઘડી કાઢવા, આમંત્રણ આપ્યું.

મી૦ રીબેટે ઘડેલી યોજના હજુ સુધી ઇજીપ્શીયન સરકારે મંજુર કરી નથી તો પણ એટલું તો ખાતરીથી કહી શકીએ છીએ કે ખેતીવાડીનાં સહકાર્યને જે રૂપમાં સરકાર મંજુર કરશે તે રૂપ મી. રીબેટે ઘડેલી યોજનાના સામાન્ય ધોરણથી બહુ જુદું પડશે નહિંજ.

આ ફકરામાં હમે ઇજીપ્શીયન ખેડુતની આધુનિક સ્થિતિ, ઇજીપ્શીયન ખેતીવાડીમાં સહકાર્યની હિલચાલ વધારવા માટે જુદી જુદી કોશિષો, તથા અત્યાર લગણમાં આવેલા પરિણામો તથા ભવિષ્ય માટેની સુચનાઓનું ટુંકમાં વિવેચન કર્યું છે.

જો આવા બારીક વિષયપર ચોખ્ખો સરળ ન્યાય આપી શકાય તો એમ કહી શકીએ કે ખેતીવાડી કોઓપરેશન (સહકાર્ય) ની સંવૃદ્ધી અર્થે ઇજીપ્તની ભુમી ઘણીજ યોગ્ય છે. ખસુસ કરીને જ્યારે આવી રીતની એકત્રતાની આવી વિશાળ હીલચાલથી ત્યાંના ખેડુત વર્ગને કેટલો ફાયદો થાય તેનો વિચાર કરીયે તો ઇજીપ્તની ભુમી તે માટે ઘણીજ ફળદ્રુપ દેખાય છે; એમ છતાં પણ કેટલાકોની એવી માન્યતા છે અને કદાચ તેમની ધારણા ખરી હોય કે સહકાર્યતાનો ઉદ્દેશ સારી અને સહિસલામત રીતે લાગુ પાડવાને ઇજીપ્તના "ફેલા"યાને ખેડુતની સામાજીક ખિલવણી થઇ નથી. ઇજીપ્શીયન સરકાર જે ખેડુતને સારી સેવીંગ્સ બેંકો, જપ્ત નહિં કરી શકાય એવો ઘરવાસ તથા સુધારણા માટે પુષ્કળ જમીન પુરી પાડે છે તથાપી ખેડુતને એકત્ર થઇ તાત્કાલીક અધિકારી મંડળ ઉભું કરવા ઉત્તેજન આપવા અત્યારે યોગ્ય ધારતું નથી તેની ધારણા પણ એવીજ છે. ખચીત દરેક નવી શોધ ખાસકરીને બહુ ઉથલ પાથલ કરી નાંખનારી હોય તો તેને માટે, તે પ્રયત્ન નિષ્ફળ જવાનું જોખમ તો પહેલુંજ ધ્યાનમાં રાખીને, બહુજ લાંબા વખતનો પ્રયાસ હોવો જોઇએ, એમ છતાં પણ આપણે આટલું તો કબુલજ કરીએ છીએ કે ઇજીપ્તમાં ખસુસ કરીને પ્રીન્સ હુસેન તથા ખેતીવાડીની ખેડીવલ સભાના પ્રયાસથી પોતાની ધારણા બર લાવવા માટે તૈયાર થાય છે. જેથી તે દિવસ હવે વધુ દુર નથી કે જ્યારે રીબેટની સુચના તરીકે હવે ગોઠવાયલા પણ મુળ લફતીબેના વિચારો સફળ નિવડશેજ.

---

## COMMERCE IN THE COUNCIL.

## મુંબઇ કાઉન્સીલ અને વેપાર.

ધી. ઓન. મી. મનમોહનદાસ રામજીએ ધારાસભાની બેઠકમાં વ્યાપારને લગતા પુછેલા સવાલો તથા તેના નામદાર સરકાર તરફથી મળેલા જવાબો.

**( સવાલ ) ૧**

ઓફીસીઅલ એસાઇનીના હવાલામાંની મીલકતોમાંથી છેલ્લા પાંચ વર્ષમાં મળેલી કુલ રકમ તથા તે પર મળેલા તેમના કમીશનનાં આંકડાં નામદાર સરકાર કહેવા મહેરબાની કરશે.

આ સવાલ સને ૧૯૧૪ ની ૧૩ મી માર્ચને દિને મળેલી સભામાં પુછવામાં આવ્યો હતો.

**જવાબ**

૧ લી ફેબ્રુઆરી સને ૧૯૦૯ થી સને ૧૯૧૪ ની ૩૧ મી જાનેવારી સુધીમાં મુંબઇના ઓફીસીયલ એસાઇનીના હવાલામાંની જુદી જુદી મીલકતોમાંથી મળેલી કુલ રકમ.

---

| અર્ધ વાર્ષીક | | | રકમ |
|---|---|---|---|
| | | | રૂ. આ. પૈ. |
| ૧ લી ફેબ્રુઆરી ૧૯૦૯ થી ૩૧ મી જુલાઇ ૧૯૦૯ | ... | ... | ૩,૦૧,૭૬૨—૫—૪ |
| ૧ લી ઑગષ્ટ ૧૯૦૯ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૦ | ... | ... | ૨,૪૧,૧૨૪—૮—૨ |
| ૧ લી ફેબ્રુઆરી ૧૯૧૦ થી ૩૧ મી જુલાઇ ૧૯૧૦ | ... | ... | ૩,૯૦,૫૦૦-૧૧—૦ |
| ૧ લી ઑગષ્ટ ૧૯૧૦ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૧ | .. | .. | ૨,૩૦,૪૦૭—૬—૯ |
| ૧ લી ફેબ્રુઆરી ૧૯૧૧ થી ૩૧ મી જુલાઇ ૧૯૧૧ | .. | ... | ૫,૩૪,૭૬૨—૬-૧૦ |
| ૧ લી ઑગષ્ટ ૧૯૧૧ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૨ | ... | ... | ૫,૨૦,૨૬૦-૧૨—૮ |
| ૧ લી ફેબ્રુઆરી. ૧૯૧૨ થી ૩૧ મી જુલાઇ ૧૯૧૨ | .... | ... | ૧,૩૫,૧૫૧—૧—૬ |
| ૧ લી ઑગષ્ટ ૧૯૧૨ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૩ | ... | .. | ૩૬,૫૪૨—૭—૬ |
| ૧ લી ફેબ્રુઆરી ૧૯૧૩ થી ૩૧ મી જુલાઇ ૧૯૧૩ | .. | ... | ૧,૭૩,૬૮૪—૮—૩ |
| ૧ લી ઑગષ્ટ ૧૯૧૩ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૪ | ... | .. | ૬,૩૦,૬૦૯-૧૫—૭ |

તા૦ ૧ લી ફેબ્રુઆરી ૧૯૦૯ થી ૧ લી જાનેવારી ૧૯૧૪ સુધી મુંબઇના ઓફીસીયલ એસાઇનીને મળેલું કમીશન તથા ફી.

| અર્ધ વાર્ષીક. | કમીશન. | ફી. | ગીરવી ખાતાનું કમીશન. | એકંદર કુલ. |
|---|---|---|---|---|
| | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ. | રૂ. આ. પૈ. |
| તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૦૯ થી ૩૧ મી જુલાઇ ૧૯૦૯ | ૨૪,૭૧૮—૦—૮ | ૧,૫૩૩—૭—૦ | ૧૨૬—૧૨—૦ | ૨૬,૩૭૮—૩—૮ |
| તા. ૧ લી ઑગષ્ટ ૧૯૦૯ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૦ | ૬,૫૦૦—૦—૦ | ૧,૭૩૨—૦—૦ | ૧૦—૮—૦ | ૮,૨૪૩—૪—૦ |
| તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૧૦ થી ૩૧ મી જુલાઇ ૧૯૧૦ | ૧૦,૧૨૬-૧૪—૦ | ૧,૭૩૦-૧૨—૦ | ૬૦૫—૦—૦ | ૧૨,૪૬૨-૧૦—૦ |
| તા. ૧ લી ઑગષ્ટ ૧૯૧૦ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૧ | ૨૦,૭૭૧—૭—૪ | ૧,૫૦૦—૧૫-૦ | ............ | ૨૨,૨૭૨—૬—૪ |
| તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૧૧ થી ૩૧ મી જુલાઇ ૧૯૧૧ | ૨૨,૩૫૪—૯—૮ | ૧,૨૧૭—૮—૦ | ............ | ૨૩,૫૭૨—૧—૮ |
| તા. ૧ લી ઑગષ્ટ ૧૯૧૧ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૨ | ૩૦,૦૦૧-૧૩—૯ | ૧,૮૮૪—૧—૦ | ............ | ૩૧,૮૮૫-૧૪—૯ |
| તા ૧ લી ફેબ્રુઆરી ૧૯૧૨ થી ૩૧ મી જુલાઇ ૧૯૧૨ | ૨૩,૮૭૩-૧૧—૫ | ૧,૮૭૪—૭—૦ | ૪,૨૮૪—૦—૦ | ૩૦,૦૩૨—૨—૫ |
| તા. ૧ લી ઑગષ્ટ ૧૯૧૨ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૩ | ૯,૭૦૫—૧૩—૩ | ૨,૧૨૦—૭—૩ | ............ | ૧૧,૮૨૬—૪—૬ |
| તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૧૩ થી ૩૧ મા જુલાઇ ૧૯૧૩ | ૩૮,૩૩૬-૧૦—૯ | ૧,૪૮૭—૧—૬ | ............ | ૩૯,૮૨૩-૧૨—૩ |
| તા. ૧ લી ઑગષ્ટ ૧૯૧૩ થી ૩૧ મી જાનેવારી ૧૯૧૪ | ૯,૦૦૦—૦—૦ | ૧,૭૦૪—૮—૦ | ૧૪૪—૦—૦ | ૧૦,૮૪૮—૮—૦ |
| કુલ. | ૧,૯૫,૪૮૯-૦-૧૦ | ૧૬,૭૮૫-૧૪-૯ | ૫,૧૭૦-૪—૦ | ૨,૧૭,૩૪૫-૩-૭ |

કુલ. ૩૧,૯૪,૮૦૬—૩—૭

સવાલ ૨ જો

ઑડીટરના સર્ટીફીકેટના સંબંધમાં નીચેના આંકડા રજુ કરવા નામદાર સરકાર મહેરબાની કરશે.

ઑડીટરોના સર્ટીફીકેટના આંકડા.

૧. હિંદી કંપનીના કાયદાના સંબંધમાં નામદાર મુંબઈ સરકારે જે નિયમો બહાર પાડયા હતા તે નિયમોને અનુસરીને જે જે ગૃહસ્થોએ ઑડીટર સર્ટીફીકેટ માટે અરજી કીધી હોય તેની સંખ્યા તથા તે સાથે નીચે મુજબના વર્ગની જુદી જુદી સંખ્યા.

(અ) જેઓને દશથી વધારે વર્ષનો અનુભવ હોય.

(ક) જેઓને સાતથી વધારે વર્ષનો અનુભવ હોય.

(ખ) જેઓને પાંચથી વધારે વર્ષનો અનુભવ હોય.

(ગ) જેઓને ત્રણથી વધારે વર્ષનો અનુભવ હોય.

(ઘ) સેન્ટ્રલ એસોસીએશન ઓફ એકાઉન્ટન્ટસના જેઓ સભાસદો હોય.

(ચ) કૉરપોરેશન ઓફ એકાઉન્ટન્ટસના જેઓ સભાસદો હોય.

(છ) લન્ડન અસોસીએશન ઑફ એકાઉન્ટન્ટસના જેઓ સભાસદો હોય.

(જ) સર્ટીફાઈડ પબ્લીક એકાઉન્ટન્ટસની સંસ્થાના જેઓ સભાસદ હોય.

(ઝ) જેઓ મુંબઈની બહાર રહેતા હોય.

અને (૨) ઉપલી (અ) થી (ઝ) લગીના વર્ગોમાં જેઓને નીચેના વર્ગના સર્ટીફીકેટ આપવામાં આવ્યાં હોય તેવા ગૃહસ્થોની સંખ્યા.

(૧) પરમેનન્ટ અનરીસ્ટ્રીકટેડ

(૨) પ્રોવીઝનલ અનરીસ્ટ્રીકટેડ.

(૩) પરમેનન્ટ રીસ્ટ્રીકટેડ.

(૪) પ્રોવીઝનલ રીસ્ટ્રીકટેડ.

| | અરજદારોની સંખ્યા | સર્ટીફીકેટ આપ્યાં. | સર્ટીફીકેટની જાત. |
|---|---|---|---|
| અરજદારોની કુલ સંખ્યા. | ૧૩૬ | ૩૨ | ટેમ્પરરી રીસ્ટ્રીકટેડ |
| | | ૩ | ,, અનરીસ્ટ્રીકટેડ. |
| (અ) | ૪૧ | ૨૬ | ,, રીસ્ટ્રીકટેડ |
| | | ૩ | ,, અનરીસ્ટ્રીકટેડ. |
| (ક) | ૧૬ | ૦ | ,, રીસ્ટ્રીકટેડ |
| (ખ) | ૧૮ | ૨ | ,, ,, |
| (ગ) | ૧૪ | ... | ... ... |
| (ઘ) | ૧૫ | ૯ | ,, ,, |
| (ચ) | ૩૦ | ૯ | ટેમ્પરરી રીસ્ટ્રીકટેડ |
| | | ૨ | ,, અનરીસ્ટ્રીકટેડ. |
| (છ) | ૧૯ | ૩ | ,, રીસ્ટ્રીકટેડ. |
| (જ) | ૧ | ૧ | ,, અનરીસ્ટ્રીકટેડ. |
| (ઝ) | ૪૬ | ૧ | ,, રીસ્ટ્રીકટેડ. |
| | | ૧ | ,, અનરીસ્ટ્રીકટે |

સવાલ ૩ જો.

ઑડીટરોના સર્ટી- ફીકેટના નિયમો.

બીજી રીતે યોગ્ય દેખાતા ગ્રહસ્થો દાખલ થઇ શકે એવી રીતે નિયમો ને બનાવવા નામદાર સરકાર ધારે છે કે કેમ ?

જવાબ.

એ સંબંધી વિચાર ચાલે છે.

સવાલ ૪ થો.

ચાર્ટર્ડ અને ઇન્કોરપોરેટેડ મંડળના સભાસદો જેઓ આ ઇલાકામાં ધંધો ચલાવતા હોય તેઓના નામની નોંધ બનાવવા તથા ઑડીટરના ધંધાને લગતા, ખાસકરીને ગેરવર્તણુક માટે નામ બાતલ કરવાના સંબધના, નિયમો તેઓને લાગુ પાડવા નામદાર સરકાર ધારે છે કે કેમ ?

જવાબ.

સરકાર ઉપર જણાવેલા મંડળના સભાસદો જેઓ આ ઇલાકામાં ધંધો ચલાવતા હોય તેઓના નામની નોંધ બનાવવા માંગતા નથી પણ જો કોઇ સભાસદ પોતાના ધંધામાં ગેરવર્તણુકથી ગુન્હેગાર થાય તો તે બાબત, યોગ્ય તપાસ કર્યા પછી અને એનો ગુન્હો સાબીત થયા પછી તેને સુધારવા માટેની શીક્ષાના પગલાં લેવા, જે સંસ્થામાં તે હોય તેની કાઉન્સીલને જાહેર કરવામાં આવશે.

સવાલ. ૫

ઑડીટરોને સર્ટી ફીકેટ આપવાના બીજા પ્રાંતોમાં કાયદા તથા તેમની ફી.

ઇન્ડીઅન કંપની કાયદા પ્રમાણેના, ઑડીટરોને સર્ટીફીકેટો આપવા માટેના, બીજા પ્રાંતીક સરકારો તરફથી ઘડવામાં આવેલા કાયદાઓ તથા દરેકે તેને માટે જે ફીનું ધોરણ બાંધ્યું હોય તો તે ધારા સભાની ખબર માટે ટેબલપર મુકવામાં સરકાર મેહરબાની કરશે ?

જવાબ.

બંગાળ, મદ્રાસ, આગ્રા, આઉધના જોડીયા પ્રાંતો, પંજાબ, બીહાર અને ઓરીસા તથા બર્મા સરકારના નિયમોની કૉપી કાન્સીલ ટેબલપર મુકવા આવી છે.

સવાલ ૬ ઠો.

કાપડ પરની જકાત

આ ઇલાકામાં બનતાં કાપડ પરની વાર્ષીક જકાતની આવક શરૂઆતથી અત્યાર સુધીની જાહેર લાવવા નામદાર સરકાર મહેરબાની કરશે ?

જવાબ.

આ ઇલાકામાં બનતાં કાપડ તથા મોજાં પરના કરના મહેસુલ ના આંકડા ૧૮૯૪–૯૫ થી ૧૮૯૮–૯૯ સુધીનું ઇન્ડીયન કોટન ડ્યુટીઝના રીપોર્ટમાં આપેલા છે અને ૧૮૯૯–૧૯૦૦ થી બાકીના મુંબઇ ઇલાકાના દરીઆઇ વ્યાપાર તથા જકાતના રીપોર્ટમાં આપવામાં આવ્યા છે. આ રીપોર્ટની કોપી ૪ થી ૧૦ આના સુધીમા વેચાતી મળી શકે છે અને૧૯૧ ૧ થી દેશી વેપારી ચેમ્બરને ઉપલો રીપોર્ટ દર સાલ મોકલવામાં આવે છે

સવાલ ૭ મો.

૭. કારવાર, કુમ્પટા અને મારમા ગોઆની આયાત તથા જકાતના આંકડા.

કારવાર, કુમ્પટા અને મારમા ગોઆની આયાત તથા જકાતના આંકડા.

સન ૧૮૭૫ થી ૧૮૮૫ સુધીના તથા ૧૯૦૩ થી ૧૯૧૩ સુધીના દશદશ વર્ષના આ આંકડાં આપવા નામદાર સરકાર મહેરબાની કરશે ?

જવાબ.

આ સંબંધી ખબર મગાવવામાં આવશે.

સવાલ ૮ મો.

કારવાર બંદર

(અ) કારવાર બંદર આયાત તથા નિકાસ ના સીધા વ્યાપાર માટે યોગ્ય અને સગવડ ભરેલું બંદર છે કે કેમ અને જો નહિં હોય તો તેને તેવું બનાવવા તાત્કાલીક કેટલો ખર્ચ જરૂરનો છે ?

જવાબ.

હાલના વખતમાં કારવાર આયાત તથા નિકાસના વ્યાપાર માટે સગવડ ભરેલું બંદર નથી અને તેને તેવું બનાવવા માટેનો ખર્ચનો અડસટ્ટો હજુ તૈયાર કરવામાં આવ્યો નથી.

(બ) કારવાર રેલ્વે કમિટી તરફથી કારવાર બંદરના સંબંધમાં જે સુધારા સુચવવામાં આવ્યા છે તે નામદાર સરકારે અમલમાં મુકયા છે કે કેમ તે કહેવા નામદાર સરકાર મહેરબાની કરશે?

જવાબ.

કારવાર રેલ્વે જો નક્કી થાય તો બંદરમાં કંઇક નાની નાની સુધારણા કરવા માટે કમિટીએ સુચવ્યું હતું પણ રેલ્વેની યોજના ભંગ થઇ અને તેથી કમિટીની સુચનાઓ બર લાવવામાં આવી નહિ.

(ક) કારવાર રેલ્વે લાઇનને સરવે કરવામાં આવી છે કે કેમ અને જો તેમ હોય તો તે બાંધવાને જમીન ખરીદ કીધી છે કે કેમ અને જો કીધી હોય તો તે જમીન લીલામથી વેચવામાં આવી છે કે બાંધી મુદ્દતે પટે આપી છે?

જવાબ.

સને ૧૮૬૯-૭૦ માં કારવારથી હુબલી અને ગડગ સુધીની રેલ્વે લાઇન માટે વિગતવાર સરવે કરવામાં આવી હતી પણ એ લાઇન બાંધવાને જમીન મેળવવામાં આવી હતી કે કેમ તથા માનવંતા સભાસદે વર્ણન કર્યું તે મુજબ વેચવામાં આવી હતી કે કેમ તે સવાલનો જવાબ બહુ મહેનતથી તપાસ કર્યા સિવાય દઇ શકાય નહિ કે જે મહેનત યોગ્ય ધારવામાં આવતી નથી.

(ખ) કારવાર રેલ્વેનો સવાલ પુનઃ સચેત કરવાની જરૂરીયાત વિષે નામદાર સરકારે વિચાર કર્યો છે?

હા. તોપણ કારવાર રેલ્વેની બાંધણી હાલ તરત અશકય છે એમ સરકાર ધારે છે.

સવાલ.

૯. દેશાવરની સરકારી ઇસ્પીટાલોમાં ઑનરરી ડાકટરો તથા સરજનો નિમવાની જરૂરીયાત નામદાર સરકારે વિચારી છે?

જવાબ.

હા

---

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

## INTERVIEW OF THE COMMITEE WITH THE FINANCE MINISTER.

## નામદાર હિંદી સરકારના ખજાનચી સાથે કમિટીની મુલાકાત.

દેશી વેપારી ચેમ્બર અને બુરોની એક ખાસ સભા સોમવાર તા૦ ૨૦ મી જુલાઇ ૧૯૧૪ ને રોજે હિંદિ ખજાનચી સર વિલીયમ મેયરની મુલાકાત લેવા બપોરના ૧ ( મું. ટા. ) વાગે મળી હતી જે વખતે નીચેના ગ્રહસ્થો હાજર હતા.

(૧) શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ (ચેરમન)
(૨) ઑન. સર ફાઝલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમ ( વાઇસ ચેરમન )
(૩) ઓન. મી. મનમોહનદાસ રામજી
શેઠ દીનશાહ એદલજી વાચ્છા
સર શાપુરજી. બી. ભરૂચા
શેઠ નરોતમ મોરારજી ગોકળદાસ
શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી.
શેઠ સોરાબજી એદલજી વોર્ડન
શેઠ ચતુર્ભુજ શીવજી
શેઠ મોતીલાલ વલ્લભજી
શેઠ મોતીલાલ કાનજી
શેઠ પી. જે. બીલીમોરીઆ
શેઠ રેવાશંકર જગજીવન
શેઠ રતનશી મુળજી
શેઠ મુળજી હરીદાસ
શેઠ જેઠાભાઇ વાલજી

પ્રમુખનું ભાષણ.

શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસે સર વિલીયમ મેયરને આવકાર આપતાં નીચે મુજબનું ભાષણ કર્યું હતું.

"હું આપને આ ચેમ્બરની કમિટી તરફથી અંતઃકરણપુર્વક આવકાર આપવાની રજા લઉંછું હિંદી સરકારના નાણા ખાતાના ખજાનચીની હમને આ પહેલી મુલાકાત હોવાથી ઘણો આનંદ થાય છે. વેપાર અને નાણાં ખાતાંનો એક બીજા સાથે ગાઢ સંબંધ હોવાથી વેપારી આલમ નાણાંખાતાંના વડા સાથે વધુ પરીચયમાં આવવાની દરેક તકને આવકાર દાયક ગણે છે. અને એમ માને છે કે જો કે અરસપરસ મળવાથી કદી કેટલાક અગત્યના સવાલોનો ફડચો નહિં આવે તોપણ તેથી ઘણી ગેરસમજુતીઓ દુર થવાનો સંભવ છે. નાણાંખાતાં તથા ચલણના સંબંધી મળેલા બાદશાહી કમીશનના રીપોર્ટ સંબંધીજ હાલમાં હમે વેપારીઓના મનમાં વિચારો છે આપણી હાલની ચલણનિતિ, સને ૧૮૯૩ માં ચાંદીના સીકકા પાડવાની ટંકશાળો બંધ થવાથી ઉદ્ભવી; અને તે નિતિ ( રસમ ) ને ન્યાયશાસ્ત્ર સિદ્ધ પરિણામે લાવનારી નવી રસમ ઉભી કરવાનીજ ખટપટ.

સ્યારની ચાલુ છે. વિનિમયને મુકરર કરવાનું, સોનાના ચલણમાં અનામતી ઉત્પન્ન કરવાનું નવા રૂપીઆ પાડવાનું (સને ૧૯૦૬ તથા ૧૯૦૭ માં ૪૦ કરોડ જેટલા રૂપીઆ પાડવામાં આવ્યા હતા) આ સઘળાનું મુળ તથા જરૂરીયાત, તે પહેલાં પગલાંને લીધે હતી. સને ૧૮૯૨ ના ગંભીર પગલાં પછી જે ચલણની રસમ ચાલી તે સને ૧૮૯૮ ની ફાઉલર કામટીની ભલામણો પર રચાયેલી હતી અને સને ૧૯૦૭-૮ માં એ રસમને નાણાં સંબંધી કટોકટીના તોફાન સામે પહેલી બાથ ભીડવી પડી. એમ કહેવુંજ પડે છે કે પોતાની પુર્ણ અવધિ સુદી તેને લંબાવવું પડ્યું હતું. પરિણામે તે સફળ નિવડી અને તે સાથે નામદાર સરકારને તથા પ્રજાને કેટલીક ઉમદા બાબતો શીખવી. તે વખતે માલુમ પડ્યું કે સોનાના ચલણની અનામતી વિનિમયને બહુજ સુસીબતથી ટકાવી શકે. ઉપરાંત તે માટે સોનાના ચલણના છુટ વ્યવહારનો જબરજસ્ત આધાર પણ જોઇએ. આવી રીતે સોનાના ચલણને દેશપર જબરજસ્તીથી મુકવાના સંબંધમાં મ્હારી કમિટી તદ્દન વિરૂદ્ધ છે. અને તેઓ લાયોનલ એબ્રાહામના વિચારને મળતા છે કે "દુરની આર્થીક સ્થિતિનો વિશેષ વિચાર નહિં કરતાં હિંદના લોકોની ઇચ્છા તથા સગવડ મુજબજ ચલણનિતી હદે પોતેજ ગોઠવવી." આ સ્થિતિએ હિંદી સરકાર માંગણી થાય તે વખતે સોનું પુરૂં પાડવાની જોખમદારી શા માટે લે છે તેનું કારણ હમે સમજી શકતા નથી. પણ તેની સાથે હમે એમ પણ આગ્રહ કરીયે છીએ કે આ સંબંધમાં તેઓની પદ્ધતિ એવી રીતની હોવી જોઇએ કે બની શકે તેટલું વિનિમયનું ધોરણ પુર્ણ અને સ્હેલું થાય, એટલે કે એકને બદલે બીજું સ્હેલાઇથી વિનિમય થઇ શકે અને જે જે લોકોને સોનું જોઇયે તેઓને સોનું મળવા માટે સંપુર્ણ સરળતા અને સુગમતા થાય. આટલા માટેજ કાગળના ચલણની અનામતીનું સોનું હિંદમાં રાખવું જોઇએ. 'જો, કમીશન જેમ કહે છે તેમ લોકોને ગમે તેવું ચલણ મળવું જોઇયે તો જેઓને સોનું જોઇયે છે તેઓને તે મળવામાં કોઇ પણ જાતની હરકત ન પડવા દો. એમ લાગે છે કે પ્રજાને સોનું આપવાના સંબંધમાં કોઇક વખત અમુક હદ રાખવામાં આવે છે. આ સંબંધમાં મદ્રાસની ઇન્ડીયન બેંકના મી. પંઢયાએ જે સાક્ષી આપી છે તે તરફ મારી કમિટી આપનું ધ્યાન ખેંચે છે. તેઓ બતલાવે છે કે એકાઉન્ટન્ટ જનરલોએ સોનાની ના પાડી છે અથવા કૃપણ અને બખીલ પ્રમાણમાં વ્હેંચી આપ્યું છે. અત્યારે જો આવી હદ હોય તો તે કાઢી નાંખવી જોઇયે. અને સોનાના વિનિયમની સગવડ કરી આપવા બધી મહેસુલી તથા ત્રીજોરી ઓફીસોને હુકમ કરવો જોઇયે. ટુંકમાં ફક્ત કાયદેસર ફરજીયાત પાડવા સિવાય જેટલું સોનાના ચલણ સ્થાપવાની સગવડ કરવા, બની શકે તેટલું નામદાર સરકારે કરવું જોઇએ.

કમીશને એમ કહ્યું કે હિંદુસ્તાનની પોતાની અંદરની જરૂરીયાત માટે રૂપીઆ તથા નોટનું ચલણ ઘણુંજ સગવડ ભરેલું છે તેની વિરૂદ્ધ મ્હારી કમિટી પોતાના જાતી અનુભવ પરથી કહે છે કે અંદરના ભાગોમાં અને ખાસકરીને ખેતી અને પાકના મુલકોમાં રૂપીઆ અને મ્હોરનું ચલણ સગવડ ભરેલું છે; નહિં કે રૂપીઆ અને નોટો; કારણ કે જીલ્લાઓમાંના અજાણ લોકો નોટપર તો અણગમોજ દેખાડે છે અને રૂપાના ચલણ કરતાં પણ સોનાનું ચલણ વધારે પસંદ કરે છે. જેઓ એવા જીલ્લાઓ સાથે સંબંધમાં આવે છે તેઓનો આ સ્વાનુભવી અભીપ્રાય છે.

## સોનાની ટંકશાળ.

સોનાની ટંકશાળ સુચવવામાં આવી છે તે સંબંધમાં. મારી કમિટી આ સ્થિતિએ તેને જરૂરીયાત ધારતી નથી. સોનાની ટંકશાળ કરવા માટેના હિમાયતીઓમાં પણ તે સંબંધીના વિચારમાં ગંભીર તફાવતો છે. તેમાંના કેટલાક

મ્હોરો અને અડધી મ્હોરો પાડવા હિમાયત કરે છે, જ્યારે બીજાઓ ઓછી કિંમતના સીકકાઓ જેવાકે રૂ–૧૦ તથા રૂ. ૫ ની કિંમતના સીકકાઓ પાડવા આગ્રહ કરે છે. વળી કેટલાકો કહે છે કે જે માંગણી થાય છે તે માત્ર ઑસ્ટ્રેલીઆની માફક હિંદની પોતાની ટંકશાળ કરવાની સ્પૃહા તથા એવી એવી બીજી લાગણીઓને લીધેજ. મનોભાવને તેની કદર કરી માન આપવું જોઇએ પણ આ મનોભાવ સાર્વજનીક છે કે કેમ તેનો હમને શક છે. એની જરૂરીયાત સંબંધમાં કહેવું પડે છે કે ઈજીપ્ટ, ઑસ્ટ્રેલીઆ તથા ઈંગ્લંડથી આવતી મ્હોરો લંડનથી આવતી સોનાની લગડીઓ કરતાં વધારે સસ્તી પડે અને જે લગડીઓ સીકકા પાડવા માટે આવે તે હિંદી સોનાની ખાણોમાંથી આવે યા સંઘરેલા જથ્થામાંથી સોનું લાવવામાં આવે તે. હવે જો આ પ્રમાણે સોનાની ટંકશાળને માટે પુરતું કામ નહિં મળતું હોય તો સોનાની ટંકશાળ માટેની ફક્ત મનોભાવના તૃપ્ત કરવાનું કશું પ્રયોજન નથી.

### સરકારી બૅંક.

રાજ્યદ્વારી કમીશનના રીપોર્ટના પરિણામે ઉભાં થયેલા સવાલોમાં વધારેમાં વધારે ગુંચવડ ભરેલો સવાલ સરકારી બેન્કનો છે. આ સુચના કંઈ નવી નથી કારણ સને ૧૯૦૧–૦૨માં તે ચર્ચાયલી હતી. તે વખતનો સંજોગ એવો હતો કે જો ઇલાકાની બેંકો જોડાઇ જવાની પહેલ કરે અને પોતાની થાપણમાં સંગીન વધારો કરે તો સરકાર તેમને ચલણી નોટોનો વહિવટ સોંપી દેવા અને જાહેર પુરાંતનો મોટો ભાગ વાપરવા દેવા ગંભીર વિચાર કરે; પણ એ યોજનાથી ઈલાકાની બેંકોને વધુ શો ફાયદો થાય એ અચોક્કસ હોવાથી એ યોજના ભાંગી પડી. મી. ફ્રીન્સે નવી ઉભી કરેલી યોજના જુની યોજનાથી સ્હેજ જુદી પડે છે. સરકારી બેંકની સુચના અને મુખ્યત્વેકરીને મી. ફ્રીન્સની યોજના પ્રમાણેની સુચના મ્હારી કમિટી માન્ય કરતી નથી. હાલની ઈલાકેદાર બેંકથી વધારે સગવડ મળે કે કેમ એનો હમને ઘણો શક છે. પાશ્ચિમાત્ય મુલકોમાંના કેટલાકોમાં મુંડી એકત્ર કરવાનું વલણ છે જેવી રીતે ઉદ્યોગ એકત્ર કરવાનું વલણ ટ્રસ્ટની રૂઢીમાં છે. હિંદની હાલની સ્થિતિ અને સંજોગમાં અને હાલના વિસ્તારનું પ્રમાણ જોતાં મુંડીની એકત્રતાએ હિંદના વેપાર ઉદ્યોગની ખિલવણીમાં મદદગાર થાય કે કેમ તે શકભરેલું છે. પરિણામ એ આવે કે ઇલાકેદાર શહેરોને તૃપ્ત કરવામાં ન્હાનાં દેશાવરો ખાલી થઇ જાય અને નાના વેપારીઓ તથા ખેતીકારોને નાણાંની તંગીને લીધે ખમવું પડે, જ્યારે ખાસ કરીને ઈલાકેદાર શહેરોમાં વેપાર ઉદ્યોગને પુરતું સાધન મળે.

હિંદી પ્રધાન પાસેથી કાઉન્સીલ બીલ વેચવાનો તથા તેની વ્યવસ્થાનો, સોનાના અનામત ફંડનો, તથા કાગળના ચલણના અનામત ફંડનો બોજો લઇ લેવાના સંબંધમાં ઘણું કહી શકાય પણ તેમાં કેટલાક ગેરફાયદા મ્હારી કમિટીના મનને લાગતા હોવાથી તે દરખાસ્તને હાલ ટેકો આપવાનું મ્હારી કમિટી પસંદ કરતી નથી. તેમ છતાં પણ કમીશનની સુચના મુજબ સરકાર જો એક નાની વાકેફદાર ચાલાક કમિટીદ્વારા એ સવાલની બારીકીથી તપાસ કરે તો કમિટીને કંઇ વાંધો નથી. તેઓ આશા રાખે છે કે જો આવી કમિટી સ્થાપવામાં આવે તો બિન અધિકારી વેપારી વર્ગના લોકોના વિચાર બહુ સારી રીતે નિરૂપણ થશે.

વધારાની રોકડ પુરાંતની જગ્યા તથા તેની વ્યવસ્થાનો સવાલ ગત કેટલાંક વર્ષો થયાં ઘણો ચર્ચાયો છે. મ્હારી કમિટીનો મજબુત અભિપ્રાય એ છે કે નામદાર હિંદી સરકારની વધારાની આવકનો ઉપયોગ હિંદનો કારોબાર સુધારવા માટે કરવો જોઇએ, તથા તે વધારાનું ફંડ હિંદ ખાતે રહેવું જોઇએ. અને સ્ટેટ સેક્રેટરી તરફથી ખર્ચના અડસટ્ટાની જરૂરીયાત રકમ સિવાય વિશેષ ઉપાડ થવો જોઇએ નહિં.

આ નિયમ સારો છે અને મ્હારી કમિટી એમ આશા રાખે છે કે એ નિયમનો ભંગ કદી કરવામાં આવશે નહિ. કમીશન કહે છે તે પ્રમાણે લંડન અનામતીને પાછી ફરીથી ભરવાને જે વખતે જરૂર હતી નહિં તે વખતે ઇંડીઆ ઑફીસે નીચે ભાવે હુંડીઓ વેચી એવા મજકુર નિયમના ભંગથીજ આટલી બધી પ્રતિકુળ ટીકા ઉદ્ભવી.'

## સાધારણ બેંકોના હક.

કમીશનની એ મુજબની સુચના કે હિંદી સરકારે હિંદમાંના રોકડ પુરાતમાંથી ઇલાકેદાર બેંકોને તેમની સાથે કેટલીક શરતો કરી જામીનગીરી પર નાણાં ધીરવાં, એ સુચનાને કમિટી આવકારદાયક ગણે છે. અને છેલ્લા બેંકના બારીક સમય વખતેના આપ સાહિબનું દુરઅંદેશી અને માયાળુ કૃત્ય કમિટીને યાદ આવે છે કે જે વખતે, તે કટોકટીનો સમય વટાવી નાંખવા વેપાર રોજગારની મદદાર્થે ઇલાકેદાર બેંકને નાણાં સોંપ્યાં હતા. મ્હારી કમિટી સ્હેજ વિશેષ આગળ વધવા માંગે છે અને સુચવે છે કે ફક્ત ઇલાકેદાર બેંકોને નહિં પણ બીજી મંજુર કીધેલી સાધારણ બેંકોને પણ સારી જામીનગીરીપર નાણાં ધીરવાં. જો સારી જામીનગીરી આપવામાં આવે તો સાધારણ બેંકોના હક શા માટે નહિં ગણકારાતા હશે તેનું કંઇ કારણ દેખાતું નથી. મ્હારી કમિટીને એમ લાગે છે કે હિંદુસ્તાનના વેપાર રોજગારના વિસ્તાર વધારવા તથા ખિલવવા તથા ખેતીવાડીને મદદ કરી આગળ વધારવાનું કામ એટલું તો વિશાળ છે કે ઇલાકેદાર બેંકો પોતાની થોડીક શાખાઓ સાથે તેને પુગી શકે એમ નથી.

સોનાના અનામત ફંડના સંબંધમાં ચોકકસ હદ ઠેરવી શકાય એમ મારી કમિટીને લાગતું નથી. એક વખત ૨ કરોડ પૌંડની હદ વાજબી ગણવામાં આવી હતી. ત્યાર બાદ ૧૯૦૭–૮ ના કટોકટીના વખત પછી ૨॥ કરોડ જેટલી કરવામાં આવી હતી. અને હવે કમીશન ધારે છે કે આ હદ પણ પુરતી નથી. મ્હારી કમિટી તે મતને પુરેપુરી મળતી છે કે અનામતી વધારવામાં કંઇક હદ મુકવા બાબતની જવાબદારી માટે આપણું જ્ઞાન બહુજ ઓછું છે અને વિશેષ અનુભવ મળે ત્યાં સુધી તે સ્વતઃ વધે તેટલું વધવા દેવું જોઇએ. અને આ બાબતપર કમિશનની સુચનાઓ માન્ય કરતાં કમિટી એ વિચારની છે કે અનામતી સોનું હિંદમાંજ રાખવું જોઇએ.

## રેલ્વે પાછળ ખર્ચ.

રેલ્વે પાછળ હંમેશ વધતો જતો ખર્ચ જોઇ મ્હારી કમિટી ઘણી બેચેન થાય છે; જો કે હિંદી વેપાર ઉદ્યોગની ખિલવણીમાં જે મુખ્ય ભાગ તેઓ ભજવે છે તથા ભજવ્યો છે, તેની ઓછીકદર મ્હારી કમિટી કરતી નથી; અન જેવી રીતે આગળ એક દિવસે ઓન. મી ગીલાનની સમક્ષ એવો આગ્રહ કર્યો હતો કે જે જે રેલ્વે લાઇન બાંધવાની અગત્યની જરૂર હોય જેવી કે અલીગઢ મથુરાના જોડાણ માટેની એવી એવી લાઇનો બાંધવા ખર્ચ કરવો જોઇએ. આ પ્રમાણેનો આગ્રહ જે મો૦ ગીલાન સમક્ષ કર્યો હતો તેવો આગ્રહ હંમેશ કરવા કમિટી તૈયારજ તેઓને પુરતી રીતે માલમ છે કે જરૂરી રેલ્વેની સગવડો સાથે મળે નહિં તો હિં વ્યાપાર ઉદ્યોગની ખિલવણીમાં ગંભીર આવશે. તો પણ તેઓ વાર્ષીક ૧ કરોડ ૨૦ પૌંડ સુધીનું ખર્ચનુ જે ધોરણ વધી તથા હજુ પણ કોઇક બાજુ તરફ વધારવ જે આગ્રહ કરવામાં આવે છે તેની સામે કમિટી નમ્રતાથી પણ મજબુત વાંધો રજા લે છે. બીજાં કેટલાક ઉપયોગી ખાતા ભુખે મારવાના જોખમે આ ખાતાંનો સંતોષાનો નહિં હોય તે જોવાને ખાસ દરકાર લેવી જોઇએ. નહેરના બાંધકામમાં સરકાર જે હોંષ દેખાડે છે તથા નહેરના બાંધકામ અર્થે વાર્ષીક જે રકમો આપવામાં આવે છે તેની મ્હારી કમિટી કદર બુજે છે. પણ આ સત્ય વાત તેઓથી કહ્યા વિના રહેવાતું નથી કે રેલ્વે પાછળ જે

આવકાર માટે આપનો આભાર માનું છું. તમારામાંના કેટલાક સાથે અંગત વાત કરવાનો લાભ આગળ ઘણી વખત મને મળ્યો છે. પણ તમારી કમિટી સાથની ખજાનચીની આ પહેલી મુલાકાત છે તેથી તે તકથી મને ઘણી ખુશી ઉપજે છે અને આ તક આવી રીતની બીજી ઘણી મુલાકાતોની શરૂઆત જેવી નીવડશે એવી તમારી આશામાં હું ભાગીદાર છું. છેલ્લી પાંચ કરોડની લોનમાં તથા સેવીંગ્સ બેંકમાં નાણાંની થાપણમાં વધારો મેળવવાની ફતેહ મળી છે તે માટેની તમારી મુબારકબાદી માટે તમારો આભાર માનું છું.

જેમ તમે જાણોછો તેમ સરકારની રાજનીતિ આ દેશમાંથી વધારે નાણાં ખેંચી રેલ્વે અને નહેરના વિસ્તારાર્થે મોટો ખર્ચ કરવાની છે. અને હું આશા રાખું છું કે આ દિશામાં હમને મળેલી ફતેહ હજુ વધારે આગળ વધવા માટે શકતી આપશે.

## ચલણ સંબંધી સવાલ.

હિંદિ નાણાં અને ચલણ સંબંધી બાદશાહી કમીશનના રીપોર્ટ પર તમારી ટીકા મેં ઘણા ઉલટથી સાંભળી છે. પણ આ સંબધી બે કારણોને લીધે હું વિશેષ કહીશ નહિં. પહેલું એ કે સ્થાનીક સરકારો તરફથી, તથા અંગ્રેજ અને દેશી વેપારો ચેમ્બરો તરફથી, તથા ઇલાકેદાર બંકો તરફથી, કમીશનની કેટલીક જરૂરી સુચના સંબંધી, અભિપ્રાયો મંગાવ્યા છે. તેથી હિંદિ સરકાર સમક્ષ મારા વિચાર રજુ કરવા તમને પુરી તક મળશે. અને મારે કહેવાની જરૂર નથી કે તેનાપર પુરતું ધ્યાન અપાશે.

બીજું કારણ એ કે તમે કબુલ કરશો કે જે બાબતો વકરારી છે અને મેં કહ્યા પ્રમાણે જેનાપર કાળજીપુર્વક વિચાર કરવાની જરૂર છે તેનાપર, જ્યાં સુધી જે જે અભીપ્રાયો અને ટીકાઓ સરકારે માંગી છે તે તેમને મળે નહિં ત્યાં સુધી કશો નિશ્ચીત અભિપ્રાય હું આપી શકું નહિં તો પણ આ નિતીનો ભંગ કર્યા સિવાય બે ત્રણ મુદ્દાઓ પર હું કંઇક બોલી શકું એમ છે.

પહેલું એ કે સરકારે, લોકો જે જાતનું ચલણ માંગે તે આપવાની ધારણા રાખવી જોઇએ, એ મુજબની કમીશનની ભલામણને પુર્ણરીતે મળતો છું. તે થી જોકે લોકોને સોનું લેવા માટે હમારી તરફથી કોઈ જાતનું દબાણ કરવામાં આવશે નહિં, તો પણ જેઓને સરકાર પાસેનું સોનું જોઇતું હશે તેને તે મેળવવાની સંપુર્ણ તક આપવામાં આવશે. તમે પોતેજ કબુલ કરશો કે હાલના સંજોગમાં, રૂપીઆ અને નોટના બદલામાં સોનું આપવા માટે કાયદાની રૂએ હમારાથી બંધનમાં, હાલના સંજોગ પ્રમાણે, આવી શકાય એમ નથી. દાખલા તરીકે હુંડીના કટાકટીના સમયમાં સરકાર દરેક અરજદારોને અમુક પ્રમાણમાંજ સોનું આપે એવી રીતનું ધોરણ બાંધીને સોનું નકામું ઘટી જતું અટકાવવું એ વાજબી ગણાય, પણ સાધારણ વખતમાં મેં કહ્યું તે પ્રમાણે હમારી એવી ઇચ્છા છે કે જે સોનું માગે તેને તે મળવાને પુરતી સગવડો મળવી જોઇએ. તમે આગળના કેટલાક દાખલાઓનો ઇશારો કરો છો જેમાં એવી દલીલ કરવામાં આવી છે કે આ સંબંધી ઘણી અડચણો પડી છે. ઠીક. હાલને માટે તથા ભવિષ્યને માટે હું એટલુજ કહી શકું છું કે જો એવી મુસીબત ફરીનડે તો ચલણ ખાતાના મુસ્તાકી (કન્ટ્રોલર) નાં સમક્ષ એ બાબત રજુ કરવી કે જે સરકારી સોનું પુરૂ પાડવામાં મુશ્કેલી નહિં ઉભી કરવી એવી રીતની હમારી ખાહેશ થી વાકેફ છે.

## ઈલાકેદાર બેંકની શાખાઓ.

ઈલાકેદાર બેંકોની ભરતી કરવા દેશાવરોને અણઘટતી રીતે ખાલી નહીં કરી નાખવાની જરૂરીયાત વિષે પણ તમે ઇશારો કરો છો. આ બાબતમાં હું તમારી સાથે પુર્ણરીતે મળતો છું

અને આ બાબતમાં પણ ચલણુ ખાતાના મુસ્તફા, દેશાવરની બેંકોને ઉત્તેજન આપવાની મારી ખાહેશથી, વાકેફ છે. હું અત્રે જણાવી શકે મદ્રાસ બેંકને, દેશાવરમાં નવા મથકો ખાતે શાખાઓ ઊઘાડવાની સુચના હમે કરી છે અને તેને ઉત્તેજન આપવા માટે, સરકારી નાણાં થોડાંક ત્યાં રાખી શું, એવી ખાતરી આપવા હમે તૈયાર છે એ તેજ મુજબ બીજી ઈલાકેદાર બેંકો તરફથી પોતાની શાખાઓના વિસ્તાર કરવાની અરજીઓપર એટલીજ લાગણીથી ધ્યાન આપવા હું એટલોજ તત્પર રહીશ.

તમે વધુ એવી સુચના કરોછો કે સરકારી ફાજલ પુરાંતમાંથી એકલી ઇલાકેદાર બેંકોને નાણાં ધીરવા નહિં; આ બાબતમાં મારે તમારાથી જુદા પડવું પડશે. ઇલાકેદાર બેંકો કંઇક ખાસ સ્થિતિમાં છે. તેઓને સરકાર સાથ લાંબા વખતનો સંબંધ છે સરકારી નાણાંનાં તેઓ ગ્રાહક છે અને બજેટ વેળાના મ્હારા ભાષણમાં મેં જણાવ્યું હતું તેમ તેઓ બેંકરોની બેંકના સરખી છે. એ લોકોને નાણાં ધીરીયે છેએ ત્યાં સુધી હમને બીક નથી પણ જો હમે એ નિયમથી દુર ખસીને બીજાં ખાતાંઓને નાણાં ધીરવા માંડીએ તો જાણે હમે સધ્ધર જમીનપરથી ખસીને પોચી જમીન તરફ જતા હોઇએ તેમ છે. ખચીત કેટલીક મોટી બેંકો છે કે જેઓને હમે બેફીકર નાણાં ધીરી શકીએ પણ બીજી એવી પણ છે કે જે આ વર્ગમાં આવી શકતી નથી. આ વાત ધ્યાનમાં લેવી જોઇએ કે જ્યારે સરકાર બેંકને નાણા ધીરે છે, ત્યારે જેવી તેની મુદ્દત પુરી થાય કે તરત પાછાં ભરીદે એવી રીતની તેઓની ઇચ્છા છે. નાણાંને બદલે જો સરકારી લોનોનો જથ્થો તેઓની પાસે હોય તો તેથી ઘણીજ અઘવડ થઇ પડે કારણ તેના નાણાં પ્રથમ ઉભાં કરવાં પડે અને તેનાં નાણાં ઉભાં કરતાં બજારને ધોકો લાગે. તો સરકાર તો એમ કહે કે હમે "અ" ને નાણાં ધીરીશું ને "બ"ને નહિં તો અદેખાઇ કરવા જેવી સ્થિતિ ઉભી થવા પામે. વળી ઇલાકેદાર બેંક જેટલી આ બાબતપર સરકાર લાયકાત ધરાવતી નથી. ઇલાકેદાર બેંકોનો તો આ બાબત નક્કી કરવાનો ધંધોજ છે. પરીણામે મેં જણાવ્યું તેમ સરકાર કફોડી સ્થિતિમાં આવી પડે અને જેની અરજીઓનો સ્વિકાર નહિં કરવામાં આવે તેઓમાં અસંતોષ ઉભા થવામાં આવે ઉછીની આપી શકે તે પુરી થવા આવે તેથી જો એકાદ અરજીના મંજુર કરવામાં આવે તો તેથી બેંક સંબંધી સવાલની સ્થિતિપર માઠી અસર થાય; તેટલા માટે હું એવો વિચાર ધરાવું છું કે સરકારી નાણા ધીરવાનો સવાલ ઉભો થાય ત્યારે હમારો યોગ્ય માર્ગ ઇલાકેદાર બેંકો છે.

રેલ્વેના કાર્યક્રમમાં વધારો કરવા વિરૂદ્ધ તમે મને ચેતવણી આપો છો કે જે અત્યાર લગણમાં વિસ્તીર્ણ પામેલો જણાવો છો તેમ છતાં મ્હારે તમને દેખાડવું જોઇએ કે આ બાબતમાં પુર્ણ અનુરોધી દેખાતા નથી. એટલે કે તમે તમારા કહેવાને અનુસરતા વિચાર ધરાવતા નથી. કેમ કે રેલ્વે વધારવાની જરૂર તમે સ્વીકારો છો અને ચોકસ સડકની તાકીદની જરૂર તમે દેખાડી છે. ઠીક, હાલના સંજોગ પ્રમાણે રેલ્વે કાર્યક્રમમાં ઘટાડો કરી એવી વધુ ખીલવણી થયેલી તમે મેળવી શકશો નહિં.

### નહેરના બાંધકામ માટે નાણાં.

એમ છતાં પણ હું આટલી બાબતમાં તમારી સાથે સંપૂર્ણ રીતે એકમત છું કે રેલ્વેના જેટલાંજ બીજાં ઉપયોગી કાર્યોને ભોગે રેલ્વેમાં નાણાં રોકવાં નહિં. પણ હું ધારૂં છું કે નહેરોના સંબંધમાં આમ બન્યું છે એમ ધારવામાં તમે કંઇક ખોટી ભ્રમણામાં છો. બજેટની તકરાર વેળા આ વર્ષે મેં ખુલાસો કર્યો હતો તેમ હાલનું કાર્યક્રમ ઘડવામાં નહેરપર પહેલું મેં ધ્યાન આપ્યું હતું અને નહેરોનાં બાંધકામના અનુભવીઓએ ફાયદાકારક જેટલું જણાવ્યું તેટલું તે માટે આપવામાં આવ્યું છે. મોટો નહેરકામની યોજના જલદીથી પાર પાડવામાં અત્રે મોટી મુશ્કેલી મજુરોની તંગી છે. તમે એવી સુચના કરો છો કે યુરોપીઅન કૉન્ટ્રેકટર કામે લગાડ્યાથી આ મુશ્કેલી દુર થઇ શકશે. ઠીક

વવાનું ઠેરાવવામાં આવ્યું હતું. સ્ક્રુટિનિયર તરીકે શેઠ મોતીલાલ કાનજીને નિમવામાં આવ્યા હતા તથા બેલટ બોક્સને ખુલી રાખવાના દિવસો તા. ૨૪ મી જુલાઈથી તા. ૩૦ મી જુલાઈ સુધી ઠેરાવવામાં આવ્યા હતા.

શેઠ ચુનીલાલ ત્રિ. મહેતા.
શેઠ રતનશી ધરમશી મોરારજી.
મેસર્સ હીરજી ખેતશી એન્ડ કુંપની.
(રૂના વેપારી.)

૧૦. એન્ટીટયુબરક્યુલોસીસ લીગનો નાણાની મદદ માટે કાગળ આવ્યો હતો. તે બાબે ના પાડવાનો ઠરાવ થયો હતો.

૧૧. ચેમ્બરના આસિ. સેક્રેટરી મી. વચ્છરાજાનીએ છ મહિનાની વગર પગારે રજા માંગી હતી જે તેમને આપવામાં આવી હતી.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની એક ખાસ સભા ગુરૂવાર તા. ૨૩ મી જુલાઇ ૧૯૧૪ ને રોજ બપોરે ૧-૩૦ કલાકે (મું. ટા.) મળી હતી, જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

(૧) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ)
(૨) ઑન. સર ફાજલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમ
(૩) સર શાપુરજી બી. ભરૂચા
(૪) શેઠ દીનશાહ એદલજી વાચ્છા
(૫) શેઠ ચતુર્ભુજ શીવજી
(૬) શેઠ રેવાશંકર જગજીવન
(૭) શેઠ મુળજી હરિદાસ
(૮) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી
(૯) શેઠ પી. જે. બીલીમોરીયા
(૧૦) શેઠ મોતીલાલ વલ્લભજી
(૧૧) શેઠ જેઠાભાઇ વાલજી

આ ચેમ્બર તથા ધી બૉમ્બે નેટીવ પીસ ગુડ્સ એસોસિએશન તરફથી મુંબઈની લેજીસ્લેટીવ કાઉન્સીલમાં એક પ્રતિનિધિની જે ચુંટણી થાય છે તે બાબે નામદાર સરકારને પત્ર આવ્યો હતો. તે ઉપર વિચાર કરતાં તે બાબત વિચાર કરવાને તથા ડ્રાફટ તૈયાર કરવાને નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ-કમિટી નીમવામાં આવી હતી.

(૧) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ)
(૨) ઑન. શેઠ મનમોહનદાસ રામજી
(૩) સર શાપુરજી બી. ભરૂચા
(૪) ઑન. શેઠ લલ્લુભાઇ શામળદાસ
(૫) શેઠ દીનશાહ એદલજી વાચ્છા
(૬) શેઠ દેવીદાસ માધવજી ઠાકરસી
(૭) શેઠ મોતીલાલ વલ્લભજી

ઑન. મી. લલ્લુભાઇ સામળદાસને નામદાર સરકારે સી. આઇ. ઈનો ખેતાબ બક્ષ્યો તે માટે કમિટીએ ખુશાલી દર્શાવી તેની નોંધ લીધી હતી.

બાદ સભા બરખાસ્ત થઇ હતી

---

## REVIEWS.

## સાભાર સ્વિકાર.

**ગુજરાતી ગઝલિસ્તાન**:-સંગ્રહકર્તા "સાગર" માર્ગદર્શક ટીકા અને "સુફ્ફીવાદ" ના વિવરણ સાથે ૨૪૫ ગુજરાતી ગઝલોનો સંગ્રહ. મુલ્ય સવા રૂપીયો (પાકું પુઠું-ગ્લેઝડ)-બાર આના (૨૬). ગુજરાતીમાં કવિતાના અનેક સંગ્રહ પ્રગટ થયા છે પરન્તુ ઇશ્કની મસ્તીજ બતાવનારો એકલી ગઝલોના સંગ્રહનું તો આ પહેલુંજ પુસ્તક છે. સંગ્રહકર્તા 'સાગર' નું નામ ગુજરાતી પ્રજાથી અજાણ્યું નથી. તેમના હાથે લખાયલું સુફ્ફીવાદનું વિવરણ એ પ્રદેશના અભ્યાસીઓને મનન કરવા જેવું છે અને ગઝલો મણિલાલ, લાલશંકર, દેશાશરી, સાગર, કલાપિ વિગેરે જાણીતા લેખકોની કૃતિ હોઇ વાંચનારને જરૂર પ્રિયકર થઇ પડે તેવી છે.

---

| | | | |
|---|---|---|---|
| ડા. કાળીદાસ મોતીલાલ ... ... | ૩૨ એ | Dr. Kalidas Motiram ... ... | 32 A. |
| વાઇ. એલ. ભંડારકર ... ... | ૩૨ એ | Y. L. Bhandarker ... ... | 32 A. |
| રાજા એન્ડ કુંપની ... ... ... | ૩૩ એ | Raja & Co. ... ... | 33 A. |
| ડા. ગૌતમરાવ કેશવ ... ... | ૩૪ એ | Dr. Gautamrao Keshav ... | 34 A. |
| વીઠલ પરશોતમ એન્ડ સન્સ ... ... | ૩૫ એ | Vithal Purshotam & Sons ... | 35 A. |
| ગોવિંદજી દામોદરની કુાં૦ ... ... | ૩૬ એ | Govindji Damodar & Co. ... | 36 A' |
| ફરામજી તથા રૂસ્તમજી નવરોજજી ફોટોગ્રાફર... | ૩૬ એ | Faramji & Rustumji Photographers | 36 A. |
| ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર ... ... | ૩૭ એ | Gopalji Kalyanji Delvadaker ... | 37 A. |
| છગનલાલ રૂઘનાથદાસ એન્ડ કુંપની ... | ૩૮ એ | Chhaganlal Rughnathdas & Co. | 38 A. |
| ધી ઇન્ડીયન મર્કન્ટાઇલ ઇન્સ્યુરન્સ કું. ... | ૩૯ બી | The Indian Mercantile Insurance Co. | 39 B. |
| રંગુન સમાચાર પ્રેસ ... ... | ૪૦ બી | Rangoon Samachar Press ... | 40 B. |
| સી. સી દેસાઇની કુાં૦ ... ... | ૪૦ બી | C. C. Desai & Co ... ... | 40 B. |
| મણીશંકર ગોવિંદજી ... ... | ૪૧ બી | Manishanker Govindji . | 41 B. |
| વૈદ્ય ગોપીનાથ કૃષ્ણાજી ક્ષત્રીય... ... | ૪૨ બી | Vaidya Gopinath Krishnaji ... | 42 B. |
| રાજવૈદ્ય નારણજી કેશવજી ... ... | ૪૨ બી | Raj Vaidya Naranji Keshavji | 42 B. |
| ડી. સી. ઉમરીગરની કુાં૦. ... ... | ૪૩ બી | D. C. Umarigar & Co. ... | 43 B. |
| રાજજોશી અંબાદતજી મહાદેવજી ... | ૪૪ બી | Raj Joshi Ambadatji Mahadevji. | 44 B. |
| સાર્વજનીક પુસ્તકાલય ... ... | ૪૫ બી | Sarvajanic Poostakalaya ... | 45 B. |
| ડૉ. ડી. રાઇટર એન્ડ કુાં. ... ... | ૪૫ બી | Dr. D. Writer & Co. ... | 45 B. |
| જી. કે પવાર બ્રધર્સ ... ... | ૪૫ બી | G. K. Pavar Brothers ... | 45 B. |
| બારોટની બ્યુરો ... ... ... | ૪૬ બી | Barat's Bureau ... ... | 46 B. |
| રેમિંગટન ટાઇપરાઇટર કુાં૦ ... ... | ૪૭ બી | Remington Typewriter Co. ... | 47 B. |
| ભીખા કલ્યાણજીની કુાં ... ... | ૪૮ બી | Bhica Cullianji & Co.... .. | 48 B. |
| ઓ. ડી. કેમીકલ કુાં. ... ... | ૪૯ બી | O. D. Chemical Co. ... ... | 49 B. |
| એન. પાવેલ અને કું.... ... ... | ૫૦ બી | N. Powell & Co. ... ... | 50 B. |
| મોરેશ્વર મુકુંદ મોગરે ... ... | ૫૧ બી | Moreshavar Mookand Mogare... | 51 B. |
| ડાક્ટર બાટલીવાલા ... ... | ૫૨ બી | Dr Batliwala ... ... | 52 B. |
| કર્ણીકનું એગ્યુ મિક્શ્ચર | ૫૨ બી | Karnik's Ague Mixture ... | 52 B. |
| મહેતા પુરશોતમ મુળજી | ૫૨ બી | Mehta Purshotam Mulji ... | 52 B. |
| છગનલાલ લલ્લુભાઇ શાહ ફેશીનાબાવાળા | ૫૨ બી | Chhaganlal Lallubhai Shah ... | 52 B. |
| ડાક્ટર કેશવલાલ મોતીલાલ ... ... | ૫૩ બી | Dr. Keshavlal Motilal ... ... | 53 B. |
| મંગલદાસ મનસુખલાલની કુાં૦ ... | ૫૪ બી | Mangaldas Mansukhlal & Co. ... | 54 B. |
| નોકર એજન્સી ... ... ... | ૫૪ બી | Servants Supplying Agency ... | 54 B. |
| ગોદરેજ બ્રધર્સ ... ... ... | ૫૫ બી | Godrej Brothers .... ... | 55 B. |
| માવજી લક્ષ્મીદાસની કુાં૦ ... ... | ૫૫ બી | Mavji Luxmidass & Co. ... | 55 B. |
| ડા. ડી. એચ. ભટ ... ... | ૫૬ બી | Dr. D. H. Bhatt ... ... | 56 B. |
| ઓમીચાર ફાઉન્ડીંગ અને એનજીનીયરીંગ વર્કસ કુાં. | ૫૭ બી | O. F. & Eng. Works Co. ... | 57 B. |
| મેનેજર સાયન્સ અને ઇન્ડસ્ટ્રી ... | ૫૮ બી | The Manager Science & Industry. | 58 B. |
| હાતમભાઇ ગુલામહુસેન એન્ડ બ્રધર્સ ... | ૫૯ બી | Hatambhai Gulamhusein & Bros. | 59 B. |
| ધી સ્ટાન્ડર્ડ ઇલેકટ્રીક કંપની ... ... | ૬૦ બી | The Standard Electric & Co ... | 60 B. |
| | | & Co. ... ... | 150 |

| | | | |
|---|---|---|---|
| ડા કાળીદાસ મોતીલાલ . | ૩૨ એ | Dr. Kalidas Motiram ... ... | 32 A |
| વાઇ. એલ ભંડારકર | ૩૨ એ | Y L Bhandarker .. ... | 32 A |
| રાજા એન્ડ કુંપની | ૩૩ એ | Raja & Co. ... ... | 33 A |
| ડા. ગૌતમરાવ કેશવ | ૩૪ એ | Dr Gautamrao Keshav . | 34 A. |
| વીઠલ પરશોતમ એન્ડ સન્સ .. | ૩૫ એ | Vithal Purshotam & Sons ... | 35 A |
| ગોવિંદજી દામોદરની કું૦ .. | ૩૬ એ | Govindji Damodar & Co. ... | 36 A |
| ફરામજી તથા રૂસ્તમજી નવરોજજી ફોટોગ્રાફર | ૩૬ એ | Faramji & Rustumji Photographers | 36 A |
| ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર .. | ૩૭ એ | Gopalji Kalyanji Delvadaker . | 37 A |
| છગનલાલ રઘનાથદાસ એન્ડ કંપની | ૩૮ એ | Chhaganlal Rughnathdas & Co | 38 A |
| ધી ઈન્ડીયન મર્કન્ટાઈલ ઇન્સુરન્સ કું. . | ૩૯ બી | The Indian Mercantile Insurance Co | 39 B. |
| રંગુન સમાચાર પ્રેસ | ૪૦ બી | Rangoon Samachar Press .. | 40 B |
| સી સી દેસાઇની કું૦ ... | ૪૦ બી | C C Desai & Co . .. | 40 B |
| મણીશંકર ગોવિંદજી | ૪૧ બી | Manishanker Govindji . | 41 B |
| વૈદ્ય ગોપીનાથ કૃપાજી ક્ષત્રીય .. | ૪૨ બી | Vaidya Gopinath Kirpaji . | 42 B |
| રાજવૈદ્ય નારણજી કેશવજી | ૪૨ બી | Raj Vaidya Naranji Keshavji | 42 B |
| ડી સી ઉમરીગરની કું૦ | ૪૩ બી | D. C. Umarigar & Co ... | 43 B |
| રાજજોશી અંબાદત્તજી મહાદેવજી | ૪૪ બી | Raj Joshi Ambadatji Mahadevji. | 44 B |
| સાર્વજનીક પુસ્તકાલય | ૪૫ બી | Sarvajanic Poostakalaya . | 45 B |
| ડૉ. ડી રાઇટર એન્ડ કો | ૪૫ બી | Dr. D. Writer & Co. .. | 45 B |
| જી. કે પવાર બ્રધર્સ ... | ૪૫ બી | G. K Pavar Brothers .. | 45 B |
| બેરેટની બ્યુરો | ૪૬ બી | Barat's Bureau ... .. | 46 B |
| રેમિંગટન ટાઈપરાઇટર કું૦ | ૪૭ બી | Remington Typewriter Co. ... | 47 B |
| ભીખા કલ્યાણજીની કું . | ૪૮ બી | Bhica Cullianji & Co ... .. | 48 B |
| ઓ ડી કેમીકલ કું | ૪૯ બી | O D Chemical Co .. . | 49 B. |
| એન પોવેલ એન્ડ કું .. . | ૫૦ બી | N Powell & Co .. | 50 B |
| મોરેશ્વર મુકુંદ મોગરે | ૫૧ બી | Moreshwar Mookand Mograe . | 51 B |
| ડાક્ટર બાટલીવાલા .. | ૫૨ બી | Dr Batliwala ... .. | 52 B |
| કર્ણીકનું એગ્યુ મિક્ષ્ચર ... | ૫૨ બી | Karnik's Ague Mixture | 52 B |
| મહેતા પુરષોતમ મુળજી | ૫૨ બી | Mehta Purshotam Mulji | 52 B |
| છગનલાલ લલ્લુભાઇ શાહ ઠેગીનામાવાળા | ૫૨ બી | Chhaganlal Lallubhai Shah | 52 B |
| ડાક્ટર કેશવલાલ મોતીલાલ | ૫૩ બી | | |
| મગનલાલ અનસુખલાલની કું૦ | | | |

| | | | |
|---|---|---|---|
| ડૉ. કાળીદાસ મોતીરામ | ૩૨ એ | Dr Kalidas Motiram | 32 A |
| વાઇ એન ભંડારકર | ૩૨ એ | N L Bhandarkar | 32 A |
| રાજા એન્ડ કુંપની | ૩૩ એ | Raja & Co | 33 A |
| ડૉ. ગૌતમરાવ કેશવ | ૩૪ એ | Dr Gautamrao Keshav | 34 A. |
| વીઠલ પરશોતમ એન્ડ સન્સ | ૩૫ એ | Vithal Purshotam & Sons | 35 A |
| ગોવિંદજી દામોદરની કું૦ | ૩૬ એ | Govindji Damodar & Co | 36 A |
| ફરામજી તથા રૂસ્તમજી નવરોજજી ફોટોગ્રાફર | ૩૬ એ | Faramji & Rustumji Photographers | 36 A |
| ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર | ૩૭ એ | Gopalji Kalyanji Delvadaker | 37 A |
| છગનલાલ રઘુનાથદાસ એન્ડ કંપની | ૩૮ એ | Chhaganlal Raghunathdas & Co | 38 A |
| ધી ઇન્ડીયન મર્કન્ટાઈલ ઇન્સુરન્સ કં. | ૩૯ બી | The Indian Mercantile Insurance Co | 39 B |
| રંગુન સમાચાર પ્રેસ | ૪૦ બી | Rangoon Samachar Press | 40 B |
| સી સી દેસાઇની કં૦ | ૪૦ બી | C C Desai & Co | 40 B |
| મણીશંકર ગોવિંદજી | ૪૧ બી | Manishanker Govindji | 41 B |
| વૈદ્ય ગોપીનાથ કૃષ્ણજી ક્ષત્રીય | ૪૨ બી | Vaidya Gopinath Krishnaji | 42 B |
| રાજવૈદ્ય નારણજી કેશવજી | ૪૨ બી | Raj Vaidya Naranji Keshavji | 42 B |
| ડી સી ઉમરીગરની કં૦ | ૪૩ બી | D C Umargar & Co | 43 B |
| રાજજોશી અંબાદતજી મહાદેવજી | ૪૪ બી | Raj Joshi Ambadatji Mahadevji | 44 B |
| સાર્વજનીક પુસ્તકાલય | ૪૫ બી | Sarvajanic Poostakalaya | 45 B |
| ડૉ ડી રાઇટર એન્ડ કો | ૪૫ બી | Dr D Writer & Co | 45 B |
| જી કે પવાર બ્રધર્સ | ૪૫ બી | G K Pawar Brothers | 45 B |
| બેરટની બ્યુરો | ૪૬ બી | Barat's Bureau | 46 B |
| રેમિંગટન ટાઈપરાઇટર કો | ૪૭ બી | Remington Typewriter Co | 47 B |
| ભીખા કલ્યાણજીની કં | ૪૮ બી | Bhica Kalianji & Co | 48 B |
| ઓ ડી કેમીકલ કં | ૪૯ બી | O D Chemical Co | 49 B |
| એન પાવેલ અને કું | ૫૦ બી | N Powell & Co | 50 B |
| મોરેશ્વર મુકુંદ મોગરે | ૫૧ બી | Moreshwar Mookund Mogare | 51 B |
| ડાકટર બાટલીવાલા | ૫૨ બી | Dr Batliwala | 52 B |
| કર્ણીકનું એગ્યુ મિક્શ્ચર | ૫૨ બી | Karnik's Ague Mixture | 52 B |
| મહેતા પુરશોતમ મુળજી | ૫૨ બી | Mehta Purshotam Mulji | 52 B |
| છગનલાલ લલ્લુભાઇ શાહ દેશીનામાવાળા | ૫૨ બી | Chhaganlal Lallubhai Shah | 52 B |
| ડાકટર કેશવલાલ મોતીલાલ | ૫૩ બી | Dr Keshavlal Motilal | 53 B. |
| મંગળદાસ મનસુખલાલની કં૦ | ૫૪ બી | Mangaldas Mansukhlal & Co | 54 B |
| નોકર એજન્સી | ૫૪ બી | Servants Supplying Agency | 54 B |
| ગોદરેજ બ્રધર્સ | ૫૫ બી | Godrej Brothers | 55 B |
| માવજી લક્ષ્મીદાસની કં૦ | ૫૫ બી | Mavji Laxmidass & Co | 55 B |
| ડા. ડી એચ ભટ | ૫૬ બી | Dr D H Bhatt | 56 B |
| ઓરીએન્ટલ ફાઉન્ડ્રી અને એનજીનીયરીંગ વર્ક્સ કં | ૫૭ બી | O F & Eng Works Co | 57 B |
| મેનેજર સાયન્સ અને ઇન્ડસ્ટ્રી | ૫૮ બી | The Manager Science & Industry | 58 B |
| હાતમભાઇ ગુલામહુસેન એન્ડ બ્રધર્સ | ૫૯ બી | Hatambhai Gulamhusein & Bros | 59 B. |
| સ્ટાન્ડર્ડ ઈલેક્ટ્રીક કંપની | ૬૦ બી | The Standard Electric & Co | 60 B |
| | ૧૫૦ | Jones & Co | 150 |

# ઇ. એસ. માલાની કુંપની.

ગાડી ઘોડા અને મોટરને લગતા સર્વે માલના છુટક તથા જથાબંધ વેચનાર



હમારે ત્યાં ઘોડાના હારનેસો, વેલાયતી, અમેરીકન અને ગાંમઠી હમેશાં તૈયાર મળે છે તેમજ બનાવી આપીએ છીએ.

ગાડીના રબર ટાયર ઘોડાની નાલછાપના ઘણીજ ઉંચી કવૉલીટીના મળે છે જે રબર આખા હીંદુસ્તાન, બરમા, સીલોન વગેરે ઠેકાણે ઘણાજ વખણાએલા છે.

હમો ઉંચામાં ઉંચી એકજ કવૉલીટીના રબર ટાયર સ્ટૉકમાં રાખીએ છીએ.

હમોએ હમારા માલની ઉંચી બનાવટ માટે જયાં જયાં પ્રદરશનમાં માલ મુકયો છે ત્યાં સોના તથા ચાંદીના ચાંદો ઇનામમાં મળ્યા છે એજ હમારા માલની ઉંચી કવૉલીટીની ખાત્રી બતાવે છે.

હમોએ હમારા માનવંતા મુંબઇના ઘરાકોની સવળતા માટે ન્યુ કવીન્સ રોડ, ચોપટીના જુના ફાટક પાસે મીલની બાજુમાં શાખા ખોલ્લી છે. ત્યાં સર્વે માલ ખુલ્લો મુકયો છે. ભાવો ઘણાજ કમની રાખ્યા છે માટે એક વખત મુલાકાત લઇ ખાત્રી કરશો.

જો માલ મોંઘો પડે અથવા પસંદ નહી પડે તો તરત પાછો લેવામાં આવશે અથવા બદલી આપવામાં આવશે.

હારનેસને લગતું રીપેર કામ પણ તરત કીફાયત ભાવે મન પસંદ કરી આપવામાં આવે છે.

હમારૂં નમુનાનું ભાવો સાથનું કેટલૉગ મંગાવે મોકલી આપવામાં આવશે.

## ઈ. એસ. માલાની કંપની.

હેડ ઓફીસ ભીંડી બજાર,

સાખા—ન્યુ કવીન્સ રોડ, ચોપાટીના ફાટક સામે મીલની બાજુમાં.

મુંબઇ.

## " ક્લિડાયન્સ "




ટૉનીક સોલ્યુશનઃ—એના પદાર્થો " ગ્લિસરો ફૉ-સફેટ " સહેલાઈથી લોહીમાં મળી જાયછે, અને તેથીજ જ્ઞાનતંતુની નબળાઇ તેમજ બીજા રોગો દુર કરવામાં ઘણી સારી છે રૂ. ૨—૦—૦

દંત મંજનઃ—ફીનોલ જેવી નુકશાનકારક દવાઓથી નીરાળો અને ફાયદાકારક જલદ પ્રાણવાયુ (ઑકિસજન) ઉત્પન્ન થવાથી મોનાં સઘળાં જંતુઓ નાશ પામેછે અને દાંત ઉજળા થાયછે. રૂ ૦—૬—૦

ધી આયોનિક ફાર્મસી,

દામોદર બીલ્ડીંગ; પ્રીન્સેસ સ્ટ્રીટ;—મુંબઈ.

---

(પ્રોફેસર ગજ્જરની)

# ટેકનોકેમીકલ લૅબોરેટરી.

જુદી જુદી જાતના ઉદ્યોગોમાં વપરાતી કાચી વસ્તુઓનું તથા વેપારની ચીજોનું પૃથક્કરણ કરવાનું કામ આ લૅબોરેટરી માથે લે છે; જેવાં કે પાણીઓ, તેલો, બળતણો, ખનીજો, રસાયણિક પદાર્થો વિગેરે.

મીલોમાં અને બીજા ધંધાઓમાં વપરાતા જુદા જુદા પદાર્થોની તથા સાધારણ રીતે વેપારના પદાર્થોની જાતો નક્કી કરવાની અગત્યતા ઉપર ખાસ ભાર મુકવો નકામો છે, તે પણ વળી હાલના જમાનામાં તો ખાસ કે જ્યારે હદ વિનાનું અને હીકમતી ભેળશેળ જે ચાલી રહ્યું છે તે નક્કી આંખને છેતરે એવી ઘણી વકી છે.

આ લૅબોરેટરી વળી જુદા જુદા વેપારને લગતી તથા ઉદ્યોગને લગતી શાખાઓને માટે અભિપ્રાય તથા સલાહ આપે છે; અને તપાસ કરો એમ માગણી કરે છે.

કૅટલોગો તથા વધારે વીગતોને માટે નીચેને શિરનામે અરજ કરવી.

મ. જે. ગજ્જર, ટેકનોકેમીકલ લૅબોરેટરી

અબદુલ્લા ધનુભાઇ મેન્શન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

તક ૭ મું અકટોબર ૧૯૧૪. VOL. VII. OCT. 1914. No'4 અંક ૪ થો.

અનુક્રમણિકા.


| વિષય | પાનું |
| --- | --- |
| અધિપતિની નોંધ ... ... ... | ૧૪૬ |
| વેપારી વિષયો ... ... ... | ૧૫૧ |
| (અ) મુબઇનાં જોઇન્ટ સ્ટોક સાહસો ... | ૧૫૧ |
| (બ) આખી દુનીયાનો ખાંડનો પાક .. | ૧૫૩ |
| (ક) મજુરોને નફામા ભાગ ... ... | ૧૫૪ |
| (ડ) પરદેશો તથા બ્રિટીશ સંસ્થાઓનો વ્યાપાર ... ... ... | ૧૫૭ |
| (ઇ) ઇગ્લંડ તથા વેલ્સની ખેતીવાડીને લગતું પત્રક ... ... ... ... | ૧૫૮ |
| (ફ) હિંદના ઉદ્યોગ હુન્નરને ખિલવવાની તક | ૧૫૯ |
| (ગ) બ્રિટીશ વ્યાપારની ખિલવણી ... | ૧૬૦ |
| લડાઈની ખબરો તથા જાહેરનામા ... | ૧૬૧ |
| ચેમ્બરનો વિભાગ ... ... ... | ૧૬૮ |
| વેપારી કાયદો ... .. ... | ૧૭૨ |
| આભાર સ્વીકાર .. ... . | ૧૭૪ |
| વેપારી ખબરો .. ... .. | ૧૭૬ |
| વેપારી બાતમીઓ અને આંકડાઓ | ૧૭૮ |


INDEX.


| Subjects. | Page. |
| --- | --- |
| I. Editor's Study ... ... | 146 |
| II. Commercial Subjects ... | 151 |
| (a) Joint Stock Enterprise in Bombay. ... ... ... | 151 |
| (b) The World's Sugar Crops | 153 |
| (c) Profit Sharing. A Key to Efficiency in Business ... | 154 |
| (d) Trade of Foreign Countries, and British Possessions ... | 157 |
| (e) Agricultural Returns of England and Wales ... | 158 |
| (f) Opportunity for Indian Industry Expansion ... | 159 |
| (g) Development of British Trade ... ... ... | 160 |
| III. War Notes and Notifications | 161 |
| IV. Chamber's Section... ... | 168 |
| V. Commercial Law ... ... | 172 |
| VI. Reviews ... ... ... | 174 |
| VII. Commercial Notes ... ... | 176 |
| VIII. Commercial Intelligence and Statistics ... ... ... | 178 |

# EDITOR'S STUDY.

# અધિપતિની નોંધ.

આ દેશને નેહરો કેટલી ઉપયોગી છે તે બાબત હવે કોઈ અજાણ્યું નથી. સર ગાઈ ફ્લીટવુડ વીલસને કહ્યું તેમણે હિંદુસ્થાનનું બજેટ તે ફક્ત વરસાદનો સટ્ટો છે તો નેહરોની જરૂરિયાત ઘણીજ છે, એમા કંઇ શક નથી. આ દેશની અંદર બહુજ જુના વખતથી નેહરો, કુવાઓ, તળાવો, વિગેરે ખેતીવાડી માટે મદદમાં લાવવામા આવ્યાં હતાં. જ્યારે બ્રિટીશ સલ્તનત અત્રે સ્થપાઇ ત્યારે બ્રિટીશ અમલદારો જુની નેહરો વિગેરે જોઇ બહુ અજાયબ થયા પણ જ્યારે તેઓએ જોયું કે આ દેશની આબાદાની ખેતી ઉપર હતી અને ખેતીનો આધાર નેહરો ઉપર હતો ત્યારે તેઓએ તે બાબત પોતાનું લક્ષ દોડાવ્યું. એ બાબતમાં પહેલી શરૂઆત ૧૮૧૫ મા કરવામાં આવી કે જ્યારે ત્યારના ગવરનર જનરલ લૉર્ડ હેસ્ટીંગ્સે પંજાબના પશ્ચિમ તરફની જમના કેનાલ ઉપર કામ શરૂ કરવાની ઇસ્ટ ઇન્ડીયા કંપની પાસે રજા માંગી. જમના નદી ઉપર પેહલવ્હેલા ચૌદસેંના એકામાં ફીરોઝ તઘલકે નેહર બંધાવી હતી. થોડા એક વખત પછી તે બગડી ગઇ અને બસેં વર્ષ પછી અકબરે તથા શાહજહાને પાછી તેને બરાબર ચાલુ કરી. પણ ખરી શરૂઆત મદ્રાસ ઇલાકામાં સર ઑરથર કૉટને કરી. ૧૮૩૬ માં તથા ૧૮૪૪ માં તેણે કાવેરી ને ગોદાવરી નદીઓનાં પાણી ખેતીના ઉપયોગ માટે લાવવાની ફત્તેહમંદ કોશેશ કરી, તથા ૧૮૫૨ માં કૃષ્ણા નદીમાંથી નેહરો કાઢી. ૧૮૩૭-૩૮ ના ભયંકર દુષ્કાળમાં જમના નદીની નેહરનું ઉપયોગીપણું જણાવ્યું અને તેથી તે માટે વધારે ખર્ચ કરવાનું સરકારને યોગ્ય જણાયું ૧૮૪૮ માં સર પ્રોબી કોટલીએ ગંગા નદીની નેહરનું કામ શરૂ કર્યું, અને ૧૮૫૦ માં કર્નલ ડાયકે પ્રખ્યાત બરીડોઆબ કેનાલ શરૂ કરી.

---

આ બધી શરૂઆતની ફત્તેહથી નેહરો બાંધવા તરફ કેટલાએકનું લક્ષ ઘણુંજ દોરાયું અને તે માટે પણ શેર મૅનીઆ જેવો મૅનીયા થયો. પણ ત્યારપછી કેટલીએક લડાઈઓ વિગેરેને પરિણામે તે જુસ્સો શાંત થઈ ગયો અને છેક ૧૮૮૨ ની સાલમાં સરકારે નેહરો તરફ પાછું લક્ષ આપ્યું. પંજાબની અંદર કામ શરૂ કરવામાં આવ્યું અને ચીનાબ, સતલજ ને રાબીનદીઓ ઉપર પ્રયોગો કરવામાં આવ્યા. પેહલું કામ નિષ્ફળ નિવડ્યું, બીજાને સાધારણ ફત્તેહ મળી અને ત્રીજાને બહુ સારી ફત્તેહ મળી. ૧૮૮૯ ની સાલમાં ચીનાબની મોટી યોજના હાથ ધરવામાં આવી. ચીનાબ અને રાબી નદીની વચ્ચેનો મુલક જે આશરે ૪૦,૦૦૦ ચોરસ માઇલ વિસ્તારમાં છે તે ઉજડ અરણ્ય જેવો હતો તે અત્યારે હિંદુસ્તાનની મોટી દાણાની વખાર જેવો થયેલો છે. આ નહેરની પાછળ ત્રણ કરોડ રૂપિયાનો ખર્ચ કરવામાં આવ્યો હતો અને હાલ તેનાથી સાડી બાવીસ લાખ એકરને દર વર્ષે પાણી પુરૂં પડે છે તથા તેમાંથી ૩૪ ટકા જેટલી ઉપજ આવે છે. જે પાક તેના વડે થાય છે તેની કિંમત નવ કરોડ રૂપિયા જેટલી થવા જાય છે. ચીનાબ અને જેલમ નદીની વચ્ચેના પ્રદેશ માટે પાછ એવીજ યોજના હાથ ધરવામાં

---

આવી અને જે ટ્રીપલ કેનાલની યોજના કહેવામાં આવે છે તે શરૂ કરવામાં આવી. આ યોજનાથી બીજા વીસ લાખ એકરને પાણી પુરૂં પાડવામાં આવ્યું અને તેનો કુલ ખર્ચ સાડાદશ કરોડ રૂપિયાનો થયો. સતલજ અને બીયાસ નદીને માટે હાલ વિચાર કરવામાં આવે છે.

એકલા પંજાબમાંજ નેહરોની યોજના હાથ ધરવામાં આવી નથી પણ નાર્થવેસ્ટ ફ્રન્ટિયર ઉપર પણ લોવર સ્વાટ કેનલ ને અપર સ્વાટ કેનલ કરવામાં આવેલી છે. જોડીયા પ્રાંતમાં પણ બેટવાં, કેન, ધાસનને ખગર ખાતે પાણીના મોટા કુંડોની યોજના કરવામાં આવેલી છે. બંગાલની અંદર ત્રિવેણીની યોજના પ્રખ્યાત છે. સિંધની અંદર એક મોટી નેહરનું બાંધકામ ચાલુ છે. દક્ષિણની અંદર નીરાકેનલ વિગેરે કરવામાં આવેલ છે. મદ્રાસની અંદર ક્રીશના ને કાવેરીને માટે મોટી પાલ (ડેમ) કરવામા આવનાર છે. જે જ્યારે બંધાશે ત્યારે ઇજીપ્તની પ્રખ્યાત આસુઅન ડેમ કરતાં પણ મોટી થશ. નેહેરો માટેના નીચેના આંકડા ઉપયોગી છે.

| | કુલે થયેલો ખર્ચ પાઉંડ | ચોખ્ખી આવક (વાર્ષીક) પાઉંડ | આવકના ટકા | નેહરોથી પાણી લેતી જમીનનો વિસ્તાર. એકર |
|---|---|---|---|---|
| ૧૮૮૦-૮૧ સુધી | ૨,૦૯,૯૨,૧૩૪ | ૧૨,૪૭,૫૪૪ | ૫·૯૬ | ૫૧,૨૪,૧૦૨ |
| ૧૯૧૨-૧૩ સુધી | ૪,૩૪,૪૨,૨૫૨ | ૩૦,૯૩,૯૬૬ | ૭·૧૨ | ૨,૩૧,૨૦,૦૦૦ |

---

એમ કહેવામાં આવે છે કે હાલ ચાલતી લડાઇથી આ દેશના ઉદ્યોગોને ઘણો ફાયદો થશે. દર માસે અમો જે માસિકમાં આયાત ને નિકાશના આંકડા આપીએ છીએ તે ઉપરથી એ તો જણાશે કે જે દેશો સાથે હાલ લડાઇ ચાલે છે તે દેશો એટલે કે જર્મનીને ઑસ્ટ્રીયા સાથે આપણો વેપાર બહુ મોટા પાયા ઉપર હતો. આ સઘળો વેપાર અટકી જવાથી સ્વાભાવિક રીતે આ દેશના વેપારને ઘણો લાભ થઇ શકે. પણ તેમ થવાને માટે બીજા કેટલાએક સંજોગો પણ હાજર હોવા જોઇએ. નાણાં સંબંધી સ્થિતિ હાલ જે પ્રમાણે છે તે નવા ઉદ્યોગોની ખીલવણી માટે કદાચ બહુ બંધબેસતી ન કહી શકાય. લંડનનું સ્ટૉક એકસ્ચેન્જ તથા ન્યુયોર્કનું સ્ટૉક એક્સ્ચેન્જ પણ બંધ છે તે પ્રમાણે અહિંયાનું સ્થાનક શેર બજાર પણ બંધ છે. ગયેવર્ષે થયેલા બૅંકોના કમનસિબ બનાવોથી વેપારી આંટને ઘણું નુકસાન થયું છે અને દેશના અંદરના વેપારને ધોકો પહોંચેલો છે. હાલની લડાઇથી તેથી પણ વધારે અસર થઇ છે અને તે જ્યાં સુધી સુધરે નહિ ત્યાં સુધી વેપાર રોજગાર સારી સ્થિતિમાં આવે એ અસંભવિત લાગે છે. નવા ઉદ્યોગો શરૂ કરવા માટે વેપારી આંટની બહુ જરૂર છે તેમજ જે પૈસો લોકોના ખજાનામાં જવા લાગ્યો છે તે પાછો બહાર નિકળવો જોઇએ. હાલ જે ઉદ્યોગો ચાલે છે જેમાં મુખ્યત્વે કરીને કાપડના માલનો ઉદ્યોગ છે તેને ખીલવવાનો આ વખત છે. પણ તેમાં પણ સ્ટૉક વિશેષ છે અને દેશાવરની લેવાલી નહિ જેવી છે. જે પ્રમાણે વિલાયતી કાપડના સ્ટૉક બહુ છે અને જોકે આયાત ઓછી થઇ ગઇ છે તોપણ બજાર ઉંચું ચડતું નથી તેજ પ્રમાણે દેશી કાપડના માલના સબંધમાં પણ છે.

---

મુળ ખાંડનો ઉદ્યોગ લઇએ કે જેની તરફ નામદાર સરકાર તેમજ આ દેશના વેપારીઓનું લક્ષ વારંવાર ખેંચવામાં આવેલું છે. તે મુખ્યત્વે કરીને ઑસ્ટ્રીયા હંગરીમાંથી આવે છે કે જેની સાથે હાલ બ્રિટીશ સામ્રાજ્યને લડાઇ છે. છેલ્લાં પાંચ વર્ષમાં તેની આયાતના આંકડા નીચે પ્રમાણે હતાઃ—

| | જથ્થો (હંડ્રવેટ.) | કિંમત (પાઉંડ). |
|---|---|---|
| ૧૯૦૮-૦૯ | ૧૮,૯૧,૭૩૭ | ૧૨,૭૯,૪૯૫ |
| ૧૯૦૯-૧૦ | ૭,૭૭,૬૦૮ | ૫,૫૮,૧૮૪ |
| ૧૯૧૦-૧૧ | ૭,૧૩,૧૧૯ | ૪,૮૩,૩૦૮ |

ધી ઓરએ ટાઇમ્સ માટે ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

| | | |
|---|---|---|
| ૧૯૧૧-૧૨ | ૨,૩૬,૧૩૪ | ૧,૬૧,૧૦૩ |
| ૧૯૧૨-૧૩ | ૧૦,૫૧,૭૭૯ | ૭,૧૧,૪૫૮ |

જર્મનીમાંથી પણ ૧૯૦૯-૧૦ માં ૭૪,૭૪૫ હંડ્રવેટ ખાંડ આવી હતી. ૧૯૧૦-૧૧ તથા ૧૯૧૧-૧૨ મા તેની આયાત ઓછી થઇ પણ પાછી ૧૯૧૨-૧૩ માં ૭૭,૦૦૯ હંડ્રવેટ ખાંડ આવી હતી. આ ઉદ્યોગ આ દેશમાં ખીલવી શકાય એમ છે પણ હજુ તેના તરફ બરાબર ધ્યાન દોરાયેલું નથી.

---

). સુતરાઉ કાપડ નીચે પ્રમાણેની કિમતનું જર્મની ને ઑસ્ટ્રિયા હંગરીમાંથી આયાત થયું હતું.

(પાઉંડ)

| | ૧૯૦૮-૦૯ | ૧૯૦૯-૧૦ | ૧૯૧૦-૧૧ | ૧૯૧૧-૧૨ | ૧૯૧૨-૧૩ |
|---|---|---|---|---|---|
| જર્મની | ૧,૧૭,૯૭૦ | ૯૮,૪૧૪ | ૧,૩૪,૫૫૭ | ૧,૨૨,૮૮૨ | ૧,૬૦,૧૫૮ |
| ઑસ્ટ્રીયા હંગરી | ૫૭,૭૫૦ | ૫૭,૪૭૦ | ૭૪,૭૩૦ | ૭૪,૫૬૮ | ૮૪,૯૬૨ |
| ગરમ કાપડ નીચે પ્રમાણે આયાત થયું હતું. | | | | | |
| જર્મની | ૨,૮૫,૦૯૩ | ૧,૬૫,૦૦૩ | ૨,૮૩,૮૭૬ | ૩,૫૧,૪૦૮ | ૨,૬૧,૪૭૭ |
| ઑસ્ટ્રિયા હંગરી | ૨૦,૪૭૬ | ૧૨,૨૩૦ | ૨૧,૧૨૧ | ૨૦,૨૮૫ | ૨૩,૨૫૨ |

---

હાલ અમેરીકન કોન્સલે કેમીકલ્સ, તથા દવા દારૂ વિગેરેના અમેરીકન વેપારીઓનાં નામો અમો ઉપર મોકલાવી આપેલાં છે તથા તે બાબત આપણા વેપારીઓમા પણ ઘણી પુછપરછ થાય છે.

કેમીકલ્સમાં જર્મનીની આયાત વિશેષ છે પણ ઓસ્ટ્રીયા હંગરીની નહિ જેવી છે.

(પાઉંડ)

| ૧૯૦૮-૦૯ | ૧૯૦૯-૧૦ | ૧૯૧૦-૧૧ | ૧૯૧૧-૧૨ | ૧૯૧૩-૧૩ |
|---|---|---|---|---|
| ૪૮,૬૦૨ | ૫૬,૯૭૦ | ૬૧,૦૫૯ | ૬૬,૭૭૨ | ૮૫,૧૩૭ |

દવાદારૂમા પણ જર્મની વર્ષે દહાડે ૪૦,૦૦૦ પાઉંડના કિમતનાં મોકલાવે છે.

સૌથી વધારે આયાત તો રંગ વિગેરેની જર્મનીમાંથી છે જે લગભગ ૬ લાખ પાઉંડ જેટલી વાર્ષિક થતા જાય છે. ગ્રેટબ્રિટનમાથી ફકત ૪૦ હજાર પાઉંડની આયાત થઇ હતી.

કાચના સામાનમા પણ જર્મનીમાંથી આયાત ગ્રેટબ્રિટન કરતાં વધારે હતી. અને ઑસ્ટ્રિયા હંગરીની તો સૌથી વિશેષ હતી, જે નીચેના કોઠા ઉપરથી જણાશે.

(પાઉંડ)

| | ૧૯૦૮-૦૯ | ૧૯૦૯-૧૦ | ૧૯૧૦-૧૧ | ૧૯૧૧-૧૨ | ૧૯૧૨-૧૩ |
|---|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૧,૨૮,૩૧૯ | ૧,૩૪,૧૬૪ | ૧,૩૪,૪૩૮ | ૧,૪૩,૧૦૦ | ૧,૫૫,૬૮૬ |
| જર્મની | ૧,૪૭,૦૫૨ | ૧,૪૦,૨૬૩ | ૧,૬૫,૩૦૧ | ૧,૨૧,૨૫૨ | ૧,૭૨,૧૧૬ |
| ઑસ્ટ્રિયાહંગરી | ૩,૦૨,૭૧૮ | ૩,૫૩,૮૭૫ | ૪.૩૪,૧૬૧ | ૪,૬૮,૪૦૭ | ૪,૬૦,૪૮૨ |

---

આ તો ફકત મુખ્ય મુખ્ય ચીજો છે, બાકી પરચુરણ બીજી ઘણી છે જેની આયાત હવે જર્મની ને ઓસ્ટ્રિયાથી અટકી જશે અને જે બનાવવાને આ દેશમાં વિશાળ ક્ષેત્ર છે. આ દેશના કુલે આયાત વેપારમાં જુદા જુદા દેશોનો નિચે પ્રમાણે ભાગ હતોઃ—

| | ૧૯૦૪-૦૫ | ૧૯૧૩-૧૪ |
|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૬૫·૨ | ૬૪·૧ |
| જર્મની | ૩·૯ | ૬·૯ |
| જાવા | ૨ | ૫·૮ |
| જાપાન | ૧·૨ | ૨·૬ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૧·૫ | ૨·૬ |
| ઑસ્ટ્રિયા હંગરી | ૪·૧ | ૨·૩ |
| બેલ્જીયમ | ૩·૬ | ૨·૩ |
| સ્ટ્રેટસેટલમેન્ટ | ૩·૧ | ૧·૯ |
| ફ્રાન્સ | ૧·૮ | ૧·૫ |
| મોરીશિયસ | ૨ | ૧·૪ |
| ઇટાલી | ૧·૩ | ૧·૨ |
| ચીન | ·૭ | ·૯ |

નિકાશ વેપારમાં સર્વેનો નીચે પ્રમાણે ભાગ હતો.

| | ૧૯૦૪-૦૫ | ૧૯૧૩-૧૪ |
|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૨૭·૭ | ૨૩·૭ |
| જર્મની | ૯·૨ | ૧૦·૩ |
| જાપાન | ૬·૩ | ૯·૨ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૬·૩ | ૮·૯ |
| ફ્રાન્સ | ૬·૧ | ૭·૧ |
| બેલ્જીયમ | ૫·૪ | ૪·૯ |
| ઑસ્ટ્રીયા હંગરી | ૩ | ૩·૯ |
| સીલોન | ૩·૩ | ૩·૭ |
| ઇટાલી | ૨·૮ | ૩·૨ |
| હૉંગકૉંગ | ૭·૫ | ૩·૨ |
| સ્ટ્રેટ સેટલમેન્ટ | ૪·૧ | ૨·૮ |
| ચીન | ૫·૨ | ૨·૩ |

નામદાર સરકાર તરફથી દર વર્ષે 'રીવ્યુ ઑફ ધી ટ્રેડ ઑફ ઇન્ડીયા' નામનું ઉપયોગી પુસ્તક બહાર પડે છે જેનાં સોનાંની આયાત માટે એક જાણવા જોગ કોઠો આપવામાં આવ્યો છે સોનાંની આયાતને ચલણની રાજ્યનીતિ સાથે ઘણો ગાઢ સંબંધ છે અને તેના આંકડા ઉપર તેથી ખાસ ધ્યાન પહોંચાડવા લાયક છે.

## હિંદમાં સોનાની ખપત.

લાખ રૂપીઆ

| | ૧૮૭૩—૭૪ | નીચેના સાલોનાં આગલાં પાચ વર્ષોનું સરાસરી. ૧૮૭૮—૭૯ | ૧૮૮૩—૮૪ | ૧૮૮૮—૮૯ | ૧૮૯૩—૯૪ | ૧૮૯૮—૯૯ | ૧૯૦૩—૦૪ | ૧૯૦૪—૦૫ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧) દેશના ભંડોળમાં વાર્ષિક ચોખ્ખો વધારો. | ૧૫૦ | ૯૦ | ૪૮૦ | ૩૬૦ | ૩૦૦ | ૪૨૦ | ૯૦૦ | ૧,૩૫૦ |
| ૨) ભંડોળના વધારાઓનું અનુક્રમિક વધતું જતું કુલ. | ૧૫૦ | ૬૦૦ | ૧,૮૩૦ | ૪,૨૦૦ | ૬,૦૦૦ | ૬,૯૯૦ | ૧૦,૮૬૦ | ૧૪,૨૫૦ |
| ૩) ટંકશાળોમાં, સરકારી ત્રીજોરીમાં તથા કરન્સી અને ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વમાં રાખેલું. | ...... | ...... | ..... | ... | ...... | ૬૦ | ૧,૨૬૦ | ૧,૬૫૦ |
| ૪) ત્રીજી કલમમાં પડનો વાર્ષિક તફાવત. | .. .. | ...... | .... | .. .. | ...... | ૬૦ | ૨૭૦ | ...... |
| ૫) અનુક્રમિક વધતી જતી ચોખ્ખી ખપત. | ૧૫૦ | ૬૦૦ | ૧,૮૩૦ | ૪,૨૦૦ | ૬,૦૦૦ | ૬,૯૩૦ | ૯,૬૦૦ | ૧૨,૬૦૦ |
| ૬) જણાવેલા માલની ખપત. | ૧૫૦ | ૯૦ | ૪૮૦ | ૩૬૦ | ૩૦૦ | ૩૬૦ | ૬૩૦ | ૧,૩૫૦ |

લાખ રૂપીઆ.

| ૧૯૦૫—૦૬ | ૧૯૦૬—૦૭ | ૧૯૦૭—૦૮ | ૧૯૦૮—૦૯ | ૧૯૦૯—૧૦ | ૧૯૧૦—૧૧ | ૧૯૧૧—૧૨ | ૧૯૧૨—૧૩ | ૧૯૧૩—૧૪ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૫૦ | ૧,૮૦૦ | ૧,૯૫૦ | ૭૫૦ | ૨,૪૦૦ | ૨,૭૦૦ | ૪,૦૫૦ | ૩,૭૫૦ | ૨,૭૦૦ |
| ૧૪,૭૦૦ | ૧૬,૫૦૦ | ૧૮,૪૫૦ | ૧૯,૨૦૦ | ૨૧,૬૦૦ | ૨૪,૩૦૦ | ૨૮,૩૫૦ | ૩૨,૧૦૦ | ૩૪,૮૦૦ |
| ૬૦૦ | ૬૦૦ | ૪૫૦ | ...... | ૯૦૦ | ૯૦૦ | ૨,૪૦૦ | ૩,૦૦૦ | ૨,૨૫૦ |
| -૧,૦૫૦ | ...... | -૧૫૦ | -૪૫૦ | ૯૦૦ | ...... | ૧,૫૦૦ | ૬૦૦ | -૭૫૦ |
| ૧૪,૧૦૦ | ૧૫,૯૦૦ | ૧૮,૦૦૦ | ૧૯,૨૦૦ | ૨૦,૭૦૦ | ૨૩,૪૦૦ | ૨૫.૯૫૦ | ૨૯,૧૦૦ | ૩૨,૫૫૦ |
| ૧,૫૦૦ | ૧,૮૦૦ | ૨,૧૦૦ | ૧,૨૦૦ | ૧,૫૦૦ | ૨,૭૦૦ | ૨,૫૫૦ | ૩,૧૫૦ | ૩,૪૫૦ |

"હાલ ચાલતી લડાઇથી દુનિયાના બધા ભાગોમાં સ્ટૉક અને શેર બજારો બંધ છે. લડાઈ ચાલુ થયાં પહેલાં પણ ઘણા દેશોમાં અને મુખ્યત્વે કરીને ઇંગ્લંડમાં આ બજારમાં ઘણી મંદિ હતી. છેલ્લી મેલો સાથે આવેલાં પેપરો પરથી જણાય છે કે અલ્સ્ટરની ચળવળથી પણ લંડનનું સ્ટૉક એક્સચેન્જ બહુ મંદ હતું. તે મંદિનું કારણ વળી જુદાં જુદાં રાજ્યોની લંડનમાં હમેશાં લોનો માટેની માંગણી પણ ગણી શકાય. બાલકનનાં રાજ્યો, બ્રાઝીલ, આર્જેન્ટીના, ઑસ્ટ્રેલિયા અને કેનૅડા, એ બધાં લંડનના નાણાં બજારના દરવાજા હમેશાં ઠોકતાં રહે છે. કેટલાંકોને પોતાના દેશની ખિલવણી કરવી છે તો બીજાઓને લડાઇની તૈયારી કરવી છે. હાલના વખતનું નાણાં બજાર સોનું રૂપું તોળવાના કાંટા જેવું છે. જરાપણ આચકો લાગે એટલે તે હાલી જાય છે. જુદા જુદા દેશોમાં થતી રાજ્યકીય ચળવળ કે મજુર વર્ગની હિલચાલથી પણ તેની ઉપર અસર થાય છે. ઇંગ્લંડનું એક જાણીતું વેપારી પેપર આ બાબત ઉપર લખતાં ટીકા કરે છે કે હાલનો મામલો જોતાં (લડાઇ પહેલાંનો) સારાંની સાથે નરસું ઘણું છે. પણ હાલ તુરત તો નરસુંજ બહુ દેખાય છે અને "કેટલાએક દેશોમાંતો પૃથ્વીમાં એવી જવાળા બળે છે કે જે બહાર ભડભડતા ભડકામાં બહાર પડવાને તૈયારજ જણાય છે." આ કેટલું ભવિષ્ય વાણી જેવું વાક્ય હતું!

---

"એક પ્રજાની જે જુદી જુદી વ્યક્તિઓનું ચરિત્ર છે તેજ પ્રજાનું ચરિત્ર છે. ગ્રીસ કવિતા અને કળાની ચંનારૂપ હતું કારણ કે ગ્રીકો કવિઓ અને Sculptors (કોતર કારો) હતા. રોમનો દેવ લડાઇનો દેવ હતો કારણ કે રોમનો લડવઇયા હતા. બ્રિટીશ પ્રજા વેપારી છે અને વેપાર ઉપર ઘણીજ અસર કરે છે કારણકે તેના હજારો બ્રિટનો વેપારના ઉત્કર્ષે મંડેલા છે."

---



---

મેટેલીટ શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે,

# COMMERCIAL SUBJECTS.
# વેપારી વિષયો.

## JOINT STOCK ENTERPRISES IN BOMBAY.
## મુંબઇનાં જૉઇન્ટ સ્ટૉક સાહસો.
### કંપની રજીટ્રારનો સને ૧૯૧૩-૧૪ નો રીપોર્ટ.

'કંપની રજીસ્ટ્રારના સને ૧૯૧૩-૧૪ ના મુંબઇ ઇલાકાના રીપોર્ટમાં તેઓ જણાવે છે કે આ સાલમાં ૬૬ નવી કંપનીઓ રજીસ્ટર થઇ હતી આ સાલમાં જાહેર પ્રજાની મુંડી જુદા જુદા ઉદ્યોગોમાં કેવી રીતે ખેંચાઇ હતી તે બતાવવા નીચે એક પત્રક આપવામાં આવ્યું છે જેમાં આ સાલ રજીસ્ટર થયેલી લીમીટેડ કંપનીઓની યાદી આપવામાં આવી છે,—

| | ૧૯૧૨-૧૩ | ૧૯૧૩-૧૪ | વધારો | ઘટાડો |
|---|---|---|---|---|
| બેંકીંગ તથા લોન | ૩ | ૫ | ૨ | ... |
| વિમો | ૨ | ૪ | ૨ | ... |
| (નેવીગેશન) નૌકા સંબંધી | ૧ | ૩ | ૨ | ... |
| રેલ્વે તથા ટ્રામવે | ૨ | ૨ | ... | ... |
| છાપખાના સંબંધી | ૧ | ૧ | ... | ... |
| બીજા વ્યાપારની કંપનીઓ | ૧૮ | ૩૧ | ૧૩ | ... |
| મીલ તથા પ્રેસ | ૧૪ | ૧૬ | ૨ | ... |
| ચહા વિગેરે રોપવાની કંપનીઓ | .. | ૨ | ૨ | ... |
| ખાણ ખોદવા વિગેરે માટે | ... | ૨ | ૨ | ... |
| બીજીઓ | ૨ | ... | ... | ૨ |
| | ૪૩ | ૬૬ | ૨૫ | ૨ |

ઉપલા પત્રકમાં "બીજા વ્યાપારની કંપનીઓ" એ ખાનામાં ઘણો વધારો થયલો જણાય છે પણ એમાં કેટલાક ઘણાં નાના નાના વ્યાપારો સમાયલા છે કે જે, કાર્ય શરૂ કરવા જેટલો વખત પણ ટકે એવી આશા રખાતી નથી. નવી કંપનીઓ ઘણી ઉભી થવાનુ કારણ એ કે ૧૯૧૪ ની એપ્રીલની પહેલી તારીખથી કંપનીને લગતો નવો કાયદો જે અમલમાં મુકાવાનો હતો તેનો વિચાર જાહેર લોકોએ કીધો અને નવા કાયદા પ્રમાણે જે જે મુશ્કેલીઓ નડશે તેમાંથી બચવા માટે પોતાની યોજના ઘડવા તથા બજાવવા તાકીદ કરવા માંડી અને બૅન્ક સંબધીના છેલ્લા કટોકટીના અમચથી ડીરેક્ટરોની જોખમદારી ખુલ્લી થઇ નહિં હને તો હજુ પણ વધારે નવી કંપનીઓ ઉભી થવાનો સંભવ હતો. મીલ તથા પ્રેસોમાં રહેજ-

સ્હાજ વધારો થયલો જણાય છે. વિમા તથા નૌકા સંબંધી સાહસોમાં જે વધારો થયો છે તે, તે સંબંધી રહેલા વિશાળ ક્ષેત્રને અંગે છે.

## બૅન્કીંગ અને લોન કંપનીઓ.

બૅન્કીંગ અને લોન કંપનીઓ સંબંધમાં વર્ષની શરૂઆતમાં એમાં વધારો કરવાનું લોકોનું વલણ હતું અને તેની સંખ્યા વધીને સને ૧૯૧૧ જેટલી થતે પણ બૅન્ક એક પછી, એક પડી ભાંગવાથી આ સાહસને તથા તે તરફના વલણને જબરો ધોકકો લાગ્યો. ખરૂં જોતાં જે નવી નવી બૅન્કો ઉભી થતી હતી. તેને માટે પુરતું ક્ષેત્ર હતું નહિ. હાઇ કોર્ટમાં જે જે ખુલાસાઓ થયા છે તે પરથી માલમ પડે છે કે કેટલીક બેંકોનો વહિવટ ઘણોજ અસંતોષકારક રીતે થયો હતો. ટુંકમાં કહીયે તો પોતાનું કામ ઘણું બહોળું થાય છે એમ બતાવવા નફો દેખાડતાં સરવૈયાં બ્હાર પાડતા તથા ખોટા નફા બટલાવી મુદ્દલમાંથી સારા વ્યાજ આપવા વિગેરેથી પોતાના સાહસને જાહેર પ્રજાને ખેંચાણકારક રાખતા.

કંપની ખાતાના રજીસ્ટ્રાર આના દષ્ટાંત રૂપે જણાવે છે કે કાઠીયાવાડ એન્ડ અમદાવાદ બેંકીંગ કૉરપોરેશન લીમીટેડ જે એક કરોડ રૂપીઆની ફકત નામની, ભપકાદાર થાપણથી શરૂ કરવામાં આવી હતી પણ તે જાહેર કીધેલી થાપણનો એક નાનો ભાગ પણ થાપણ તરીકે ભરાવાનો સંભવ હતો નાહું તે કંપની સંબંધી તેમને હાથે થયલી તપાસમાં માલુમ પડ્યું હતું કે સરવૈયામાં ગંભીર ગડબડ હતો. ૮ લાખ ઉપર રકમ ભરાઇ ગયલી એમ બતાવવામાં આવ્યું હતું તેને બદલે ખરેખરી રીતે ભાગ્યે ૧॥ લાખ રોકડા ભરવામાં આવ્યા હતા એમ છતાં આવી તરકીબથી ડીપોઝીટ તરીકે ૨૩ લાખ ઉપર રૂપીયા ખેંચી શકયા હતા. કુદરતી રીતે બીજી બેંક ટુટતાં આ પણ ટુટી. એમ માનવામાં આવે છે કે સ્વદેશી બૅન્કો ભાંગી પડવાથી થયેલી અસર ઘણી લાંબી પહોંચશે. જો કે અત્યારે બધું શાંત દેખાય છે તો પણ બીજી કેટલીક કંપનીઓને માન સહિત કાર્ય બંધ કરવું પડશે એવી ધારણા બંધાય છે. જાહેર ભરોસો આવી બૅન્કોપરથી ઉઠી ગયો છે. ડીપૉઝીટમાં તેઓ પાસે ભાગ્યેજ નાંણાં છે અને ભાગ્યે કંઈ કામ કરતી હશે. આવી સ્થિતિમાં ભાડાં પગાર વિગેરેના ખર્ચને લીધે થતા નુકસાનમાં બેંકને ચલાવવાથી પરિણામ જરૂર બુરૂં આવે એ સ્વભાવિક છે. અને આવી રીતે ઘણાં લાંબા વખત પહેલાં કેટલીક બીજી બૅન્કો યાદૃચ્છિક ફ્ડચામાં જશે એમ ભય રહે છે.

ગયા અકટોબર માસની ત્રીજી તારીખે જ્યારે ક્રેડીટ બૅન્કે બારણા બંધ કીધા ત્યારે સ્વદેશી બેંકોની ખરી સ્થિતિ પુરી સમજાઇ નાહ હતી એમ લાગે છે; કારણકે તેના એક પખવાડીઆમાં એક બીજી બૅન્ક સદ્દર આસામીઓથી આશ્રિત, અને ૫૦ લાખની થાપણ સાથની રજીસ્ટર કરવામાં આવી હતી. અલબત તે વખતના સંજોગ વિશેષ ખુલ્લો થતાં આ બેંકને કાર્ય શરૂ કરતાં પહેલાંજ બંધ કરી નાંખવી પડી. આ બેંકોની વ્યવસ્થામાં જે અનિયમીતતા જોવામાં આવી હતી તે કેટલીક જૉઇન્ટ સ્ટૉક કંપનીઓમાં હજુ છે. જાહેર પ્રજા પોતાનો લાભ સાચવવાનો આધાર ઑડીટરો પર રાખે છે. જેઓએ જો પોતાની ફરજ પ્રમાણીકપણે અદા કરી હતે તો ઘણી કંપનીઓ ટુટી જતી બચી શકતે. આ બધું. ઑડીટરોને લગતા જુના કાયદા પ્રમાણે બની ગયું કે જ્યારે તેમનાપર કોઇપણ જાતનો અંકુશ હતો નહિં. નવા કાયદા પ્રમાણે તેઓની જોખમદારી વિશેષ નિયમીત થયેલી હોવાથી એવી આશા રખાય છે કે તેઓ કોઇ પણ જાતની ગડબડ દેખાય તો તે ગંભીર રૂપ પકડે તે પહેલાં તેને સુધારશે. જો આથી સંતોષકારક પરિણામ નહિં આવતું દેખાય તો સૌથી સરસ ઉપાય એજ છે કે કંપનીઓની વ્યવસ્થા તથા અંતર્ગત કારભાર તપાસવાની સત્તા રજીસ્ટ્રાર ને મળે તો તેઓ જે જે કંપનીઓ સંબંધી કંઇ શક આવે તો તેની અચાનક

મુલાકાત લઇ શકે અને જો કંઇ પણ ગડબડ દેખાય તો તે જાહેર કરે.

રીપોર્ટના વર્ષમાં ૪૬ કંપની ફડચામાં ગઇ હતી. જ્યારે આગલા વર્ષમાં ફકત ૨૬ ફડચામાં ગઇ હતી. આમાંથી ૧૦ કંપની-ઓ એજ વર્ષમાં સંપુર્ણ બંધ થઇ ગઇ હતી. ૯ કંપનીઓ ૩૧ મી માર્ચ ૧૯૧૩ પહેલાં ફડચામાં ગઇ હતી તેને સંપુર્ણ બંધ કરવામાં આવી હતી અને બે કંપનીઓને પાછી સચેત કરવામાં આવી હતી. જામીનગીરીથી પરિમીત થયેલી બે કંપનીઓ પણ ફડચામાં ગઇ હતી.

૧૯૧૩-૧૪ ની આખેરીએ કાર્ય કરતી કંપનીઓની સંખ્યા ૬૩૫ ની હતી. જેમાંથી ૬૧૩ કંપનીઓ શેરથી પરિમીત થયેલ અને ૨૨ કંપનીઓ જામીનગીરીથી પરિમીત થયેલી હતી. સભાસદોની સંખ્યામાં ૨૦ નો વધારો કરવામાં આવ્યો હતો.

૧૩૭ કંપનીએ પોતાની થાપણમાં વધારો કર્યો હતો. તથા ૧૮ કંપનીએ થાપણમાં ઘટાડો કર્યો હતો.

---

## THE WORLD'S SUGAR CROPS.

## આખી દુનીયાનો ખાંડનો પાક.

અનાજ તથા લોટથી બીજે નંબરે ખાંડ મુખ્ય ખોરાકની ચીજ છે કે જેને લડાઇને લીધે ઘણું કરીને ઘણો ધોકો પહોંચશે. લડાઇ વખતે ખંડપરનાં ઘણુંખરાં બીટનાં ખેતરો પાયમાલ થશે. ખેતરો-માંનો મજુરીયાત વર્ગ ઘણો ખરો લશ્કરમાં જોડાશે અને જેટલી બીટ ખાંડ મળી શકશે તેટલીનો યુરોપમાં ખપ પડશે "વેસ્ટ ઇન્ડીયા કમિટી સરક્યુલર" તરફથી રચાયેલું પત્રક જેમાં આખી દુનીઆના ખાંડના પાકના આંકડા આપવામાં આવ્યા છે તેમાંનો ઉતારો નીચે મુજબ હમે રજુ કરીયે છૈએ. હાલના સંજોગમાં એ ઘણો ઉપયોગી થઇ પડશે.

| યુરોપ. | ટન | કુલ્લે ટન |
|---|---|---|
| જરમની | ૨,૭૩૮,૦૦૦ | |
| ઑસ્ટ્રીયા | ૧૭,૧૦,૦૦૦ | |
| ફ્રાન્સ | ૮,૦૦,૦૦૦ | |
| બેલજીયમ | ૨,૩૦,૦૦૦ | |
| હૉલેંડ | ૨,૩૦,૦૦૦ | |
| રશીયા | ૧૭,૫૦,૦૦૦ | |
| બીજા દેશો | ૭,૯૬,૭૦૦ | |
| સ્પેઇન. (શેરડીની ખાંડ) | ૧૩,૦૦૦ | |
| | | ૮૨,૫૪,૭૦૦ (બીટ) |
| | | ૧૩,૦૦૦ (શેરડી) |

| અમેરીકા. | ટન | કુલ્લે ટન |
|---|---|---|
| લુસીયાના | ૨,૬૧,૩૩૭ | |
| ટેકસાસ | ૭,૦૦૦ | |
| પોરટો રીકો | ૩,૨૫,૦૦૦ | |
| હવાઇ | ૫,૩૫,૦૦૦ | |
| કયુબા | ૨૫,૦૦,૦૦૦ | |
| બારબાં ડૉસ | ૩૦.૦૦૦ | |
| બ્રિટીશ ગાયેના | ૯૦,૦૦૦ | |
| જમઇકા | ૧૫,૦૦૦ | |
| ટ્રીનીદાદ | ૩૨,૦૦૦ | |
| લીવર્ડ ટાપુઓ | ૧૮,૦૦૦ | |
| વીન્ડવર્ડ ટાપુઓ | ૬,૦૦૦ | |
| માર્ટીનીક | ૪૨,૦૦૦ | |
| ગ્વાડેલુપ | ૩૯,૦૦૦ | |
| સેન્ટ ક્રોઇકસ | ૭,૫૦૦ | |

શકે તેમ છે. આ ઉપરાંત ઉપરનુંજ પરિણામ લાવવાના બીજા પણ ઘણા રસ્તા છે; તેમાં નફામાં મજુરોને ભાગ આપવો એ પણ એક ઉત્તમ રસ્તો છે. નફામાં ભાગ આપવાની એક ખાસ યુક્તિ એક વીજળીના તારો બનાવનાર એક પેઢીએ પોતાનાં કારખાનામાં દાખલ કરી હતી. આ પેઢી ૫૦૦ નોકરો રાખી શકે તેવડી છે અને તે લોકોને જે મજુરી આપવામાં આવે છે તે પણ સામાન્યજ છે. પણ તે પેઢીએ નીચેની યુક્તિ દાખલ કર્યા પછી મજુરીના દરો વધારવા કોઇ દીવસ માંગણી કરવામાં આવી નથી. આ યુક્તિ એવી છે તે દર વરસે જાનેવારીની પહેલી તારીખે એક લીસ્ટ તૈયાર કરવામાં આવે છે. આ લીસ્ટમાં નામ દાખલ થવા માટે એક વર્ષની નોકરી થઇ હોવી જોઇએ. આ લીસ્ટ તૈયાર થએ તે નોટીસ બોર્ડપર લગાડવામાં આવે છે. જે લોકોનાં નામ તે લીસ્ટમાં હોય અને જે લોકો બીજા વર્ષમાં માર્ચ મહિનાની ૧ લી તારીખે તે પેઢીની નોકરીમાં હોય તે લોકાને ડીવીડંડ આપવામાં આવે છે. આવી રીતે ૨૬ મહિના સુધી તે પેઢીની નોકરી ન કરે ત્યાં સુધી તો તેને કાંઇ નફો ન મળે. જ્યારે લીસ્ટ તૈયાર થાય ત્યારે ડીરેક્ટરો જણાવે છે કે આવતા વર્ષમાં જે ચોખ્ખો નફો થશે તેમાંનો અમુક ભાગ જે મજુરો નફામાં ભાગ મેળવવાને હકદાર થશે તે વચ્ચે વહેંચી આપશે નફાનો અમુક ભાગ આગળથી નક્કી કરી રાખવાથી મજુરોને એમ ખાતરી થાય કે જો નફો સારો થશે તો આપણે ભાગે પણ મોટી રકમ આવશે અને તેથી પાછળથી નકકી કરવાનું રાખવા કરતાં આગળથી નકી કરી રાખવાનું ધોરણ ઘણું સારૂં છે. આ ભાગ ચોકકસ કરવાનું તે પેઢીના કાર્યવાહકોએ પોતાને હસ્તકજ રાખેલું છે, અને દર વર્ષ તેઓજ તે નકકી કરે છે. જ્યારે મકાન અગર સંચા વગેરેમાં અમુક રકમ રોકવી હોય ત્યારે ઉપરનો ભાગ નકકી કરતાં તેઓ પોતાના મજુરોને જણાવે છે કે "આપણે આપણા ધંધાના ભલાં ખાતર આ પ્રમાણે ફેરફાર કરવાની જરૂર છે અને તેમાં આટલી મુડી રોકવાની છે તો આ વખત અમે આટલોજ ભાગ નફાનો તમોને આપી શકીશું. પણ સુધારા થયા બાદ વધારે સારો નફો થશે તેથી તમોને પણ વધારે મોટો ભાગ મળશે " મજુરો સામાન્ય રીતે ધૈર્યવાન, સહનશીલતાવાળા હોય છે. તેઓ તે વાતનું વ્યાજબીપણું સમજે છે અને પોતાનો સંતોષ ખોઇ બેસતા નથી. તેમ કોઇ વરસ ઑર્ડરો વધારે આવ્યા હોય અને તેઓને એમ લાગે કે મજુરો પાસેથી વધારે કામ લેવું પડશે તો આગળથીજ તેઓ તે ભાગ મોટોજ જાહેર કરે છે ઓરડરો વખતસર પુરા પાડવાને કામ વધારે કરવુંજ જોઇએ; અને ઘણાં કારખાનાઓમાં કામના બોજાથીજ અસંતોષની લાગણી ફેલાયલી રહે છે તે આવી રીતે નફામાં મોટો ભાગ આપવાનું જાહેર કર્યાથી સદંતર નાબુદ થાય છે. અને મજુરોને કામ કરવાની હોંશ વધે છે. આમ થવાથી આ કારખાનામાં માણસો ખરા દીલથી, મહેનત કરી પોતાનુંજ કામ અને તે સારૂં કરવાની ધારણાથીજ કામ કરે છે એટલે કે મજુરોને પોતાના વિશ્વાસમાં લેવાથી ઘણું સારૂં કામ કરી શકાય છે. લીસ્ટમાં જેટલાં નામ હોય તેટલાં કંઇ નફો લઇ શકતાં નથી, કારણ તેમાંના કેટલાકનો જગ્યા બદલવાનોજ શોખ હોય છે વળી કેટલાક બરાબર કામ કરતા ન હોય તેને માટે બીજા મજુરો એકદમ ફરીયાદ ઉઠાવે છે અને તેવા લોકોને રજા અપાવે છે; અને નફો તો તા. ૩૧ મી માર્ચે જેટલાં નામ તે લિસ્ટમાં હોય તેઓનેજ મળવાનો હોવાથી તે લોકો બરાબર કસાએલા અને અજમાયશમાંથી પસાર થયેલા હોય તેજ હોય છે. જે મજુરો ઓછા થઇ ગયા હોય તેમનો ભાગ માલેકોને જતો નથી પણ પાછળ રહેલા મજુરોને જાય છે. આથી એક ફાયદો તો એ થાય છે કે કાર્યભારની દેખરેખ રાખવાનું કેટલુંક કામ તો મજુરો પોતેજ કરે છે. જે કારખાનાંઓમાં મજુરોનું અને માલેકોનું હિત એક નથી ત્યાં એક મજુર બીજા મજુરની ભુલો તરફ આડા કાન કરે; એક માણસ ગાફેલ, અજ્ઞાન, અને ઉડાઉ હોય તેનું બીજાને કંઇ નહિ. કાર્યવાહકોએજ આ બધી દેખરેખ રાખવી જોઇએ અને તેણેજ એવી બાબતો

શોધીને દુર કરવા પ્રયાસ કરવા જોઇએ. પણ આ કારખાનાંમાં તો દરેક મજુર બીજા મજુરનો મદદ કરનાર અને દોસ્ત છે. નવો માણસ જો કામમાં હુશીયારી બતાવે તો તરતજ તેને ઉંચકી લેવામાં આવે છે અને કામ શીખવવામાં આવે છે. જ્યારે હીસાબ તપાસાઇ ચોખ્ખો નફો નક્કી થાય છે ત્યારે ભાગીદારો અને કામદારોની એક સામાન્ય સભામા દરેકનો ભાગ જાહેર કરવામાં આવે છે. એક માણસને મળવાની રકમ વરસ દરમ્યાન તેને જે મજુરી મળી હોય તેના ઉપર નક્કી કરવામાં આવે છે. આમ કરવાનું કારણ એકે નહિંતર મજુરો વધારે વખત કામ કરવા ખુશી બતાવતા નથી અને આ રૂઢી પ્રમાણે તો તેણે જેટલી મજુરી લીધી હોય તે ઉપર નફો નક્કી કરાતો હોવાથી તેઓ વધારે વખત કામ કરવાને લલચાય છે. વધારે વખત કામ કરવા માટે મજુરીનો દર પણ વધારે હોવાથી જે વધારે વખત કામ કરે છે તેને વાર્ષીક નફામાં પણ વધારે મોટો ભાગ મળે છે.

આ પેઢીના અનુભવ પરથી ચોક્કસ થાય છે કે મજુરોને તેના અઠવાડીક મજુરીના દરમાં થોડો વધારો કરવો તેના કરતાં પોતાના નફામાંથી ૧૦ થી તે ૩૦ ટકા સુધી ભાગ આપવો એ વધારે પસંદ કરવા જેવું છે કારણ અઠવાડીક મજુરીના દરમાં જે વધારો થાય તે તો ખર્ચમાંજ જાય છે પણ વાર્ષીક જે અમુક રકમ મળે છે તે ઘરમાં સુધારા કરવા અગર તે સેવીંગ્સ બેંકમાં અનામત મુકવામાંજ આવે છે. આવી રીતે જે વધારે રકમ અપાય છે તેનો બદલો જે આનંદ અને સતોષ આખા સ્ટાફમાં જોવામાં આવે છે તેથી મળી રહે છે. આનંદી અને સંતોષી માણસોને હંમેશાં કામ કરવાનો ઉત્સાહ વધે છે અને તેથી કામ પણ સારૂં અને ઘણું કાઢી શકે છે. કોઇ વખત નુકસાન ખમવું પડે તો પણ તે લોકો આનંદથી તે સહન કરી લે છે અને એ બડબડતા નથી. હિંદુસ્તાનમાં મજુરોની તાણ, મજુરોની કામ કરવાની ઓછી શકિત. તેમના અજ્ઞાન બાબત ફરિયાદ ઉઠાવવામાં આવે છે પણ તે દુર કરવા યોગ્ય જગ્યાએથી પ્રયાસો કરવામાં આવે છે ખરા? નામદાર સરકારે અને મુંબઇના મીલ માલેકોની મંડળીએ મજુરોને કેળવણી આપવાનો સવાલ લઇ લીધો છે. હવે મજુરોને રહેવાનાં ઘરોનો સવાલ તથા તેમને એક કામને વળગી રહે તેમ કરવા પ્રયાસો થવા જોઇએ. આવી રીતે જો મજુરો એક કામને વળગી રહે તો તેઓની તે કામ કરવાની શકિત વધે તથા અનુભવથી તે કામ સારૂં અને ઝપાટાબંધ કરી શકે. આપણા દેશમાં મીલ મજુરો ઘણું ખરૂં દખણમાંથી આવે છે અને પોતાના મુલકમાં સારી મોસમ થઇ હોય તો પાછા ત્યાં ચાલ્યા જાય છે આમ થવાથી હરવખત મીલવાળાઓને નવા નવા માણસોથી કામ લેવું પડે છે તેથી તેઓના સાંચાકામને પણ નુકશાન પહોંચે છે, તેમ કામમાં પણ નિકાલ બરાબર જોઇએ તેવો થતો નથી. મજુરોને એક કારખાનામાં વળગી રહેવા લલચાવવા માટે તથા એવી રીતે તેઓની કામ કરવાની શકિત વધારવાનો ઉપર વર્ણવેલ એક સારો ઉપાય છે. અમારા સુજ્ઞ વાંચકો, જેઓ ઘણા મજુરોને કામે લગાડતા હોય તેઓ ઉપરના વિષય ઉપર વિચાર કરી દેશકાળને અનુસરી પોતાના કારખાનામાં એવા સુધારા દાખલ કરશે તો મજુરોને, તેના પોતાના કારખાનાને, તથા સમસ્ત દેશને લાભ થશે. મજુરોની સ્થિતિ સુધારવા બાબત આગળ પણ આ માસિકમાં કેટલુંક લખાયું છે.

## પરદેશો તથા બ્રિટીશ સંસ્થાઓનો વ્યાપાર.

વિલાયતના બોર્ડ ઑફ ટ્રેડ તરફથી નીચેનું પત્રક તૈયાર કરવામાં આવ્યું છે જે પરથી મુખ્ય મુખ્ય દેશોની આયાત તથા નિકાશના કુલ આંકડા માલુમ પડે છે.

| | આયાત | | | નિકાશ | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૨ પૌંડ. | ૧૯૧૩ | ૧૯૧૪ | ૧૯૧૨ | ૧૯૧૩ | ૧૯૧૪ |
| જરમની... ... | ૨૧,૯૯,૩૬,૦૦૦ | ૨૨,૪૭,૦૦,૦૦૦ | ૨૨,૫૮,૨૬,૦૦૦ | ૧૭,૧૮,૧૭,૦૦૦ | ૨૦,૩૩,૭૫,૦૦૦ | ૨૦,૮૯,૧૩,૦૦૦ |
| બેલજીયમ ... | ૭,૪૯,૨૦,૦૦૦ | ૭,૬૫,૮૯,૦૦૦ | ૭,૭૨,[illegible] | ૬,૧૫,૩૭,૦૦૦ | ૫,૭૯,૭૭,૦૦૦ | ૬,૧૮,૪૨,૦૦૦ |
| ફ્રાન્સ ... ... | ૧૩,૮૯,૯૯,૦૦૦ | ૧૪,૧૧,૯૭,૦૦૦ | ૧૪,૮૧,૪૯,૦૦૦ | ૧૦,૭૭,૨૫,૦૦૦ | ૧૧,૨૭,૪૦,૦૦૦ | ૧૧,૩૨,૧૨,૦૦૦ |
| સ્પેન ... ... | ૧,૬૦,૬૯,૦૦૦ | ૨,૧૨,૫૯,૦૦૦ | ૧,૯૨,૦૦,૦૦૦ | ૧,૭૧,૫૦,૦૦૦ | ૧,૭૪,૯૨,૦૦૦ | ૧,૫૫,૬૯,૦૦૦ |
| ઇટલી ... ... | ૫,૮૫,૫૮,૦૦૦ | ૬,૧૫,૧૯,૦૦૦ | ૬,૦૦,૫૮,૦૦૦ | ૩ ૮૧,૧૫,૦૦૦ | ૩,૯૬,૦૬,૦૦૦ | ૪,૧૮,૫૦,૦૦૦ |
| ઑસ્ટ્રીયા હંગરી ... | ૬,૨૨,૯૯,૦૦૦ | ૫,૭૮,૧૬,૦૦૦ | ૬,૪૨,૭૪,૦૦૦ | ૪,૩૧,૭૪,૦૦૦ | ૪,૫૭,૦૨,૦૦૦ | ૪,૬૫,૯૦,૦૦૦ |
| રશીઆ ... ... | ૧,૦૧,૫૫,૦૦૦ | ૧,૧૨,૪૧,૦૦૦ | ૧,૧૯,૮૮,૦૦૦ | ૧,૪૯,૧૧,૦૦૦ | ૧,૨૯,૩૦,૦૦૦ | ૧,૪૦,૨૫,૦૦૦ |
| યુનાઇટેડ સ્ટેટ્સ ... | ૧૫,૭૦,૦૪,૦૦૦ | ૧૫,૫૯,૦૪,૦૦૦ | ૧૭,૧૪,૩૩,૦૦૦ | ૧૯,૭૨,૫૫,૦૦૦ | ૨૦,૫૪,૪૭,૦૦૦ | ૧૮,૧૯,૬૩,૦૦૦ |
| બ્રાઝીલ ... ... | ૨,૪૭,૦૪,૦૦૦ | ૨,૯૧,૬૭,૦૦૦ | ૨,૦૩,૦૫,૦૦૦ | ૨,૫૫,૮૯,૦૦૦ | ૨,૪૫,૮૪,૦૦૦ | ૨,૩૭,૬૬,૦૦૦ |
| જાપાન ... ... | ૩,૦૩,૫૦,૦૦૦ | ૩,૪૬,૫૯,૦૦૦ | ૩,૨૪,૦૦,૦૦૦ | ૧,૯૨,૪૮,૦૦૦ | ૨,૪૫,૩૮,૦૦૦ | ૨,૬૮,૪૩,૦૦૦ |
| બ્રિટીશ હિંદ ... | ૪,૨૯,૦૨,૦૦૦ | ૫,૧૨,૫૮,૦૦૦ | ૫,૨૨,૮૩,૦૦૦ | ૭,૦૮,૭૬,૦૦૦ | ૭,૧૩,૫૧,૦૦૦ | ૭,૪૦,૪૯,૦૦૦ |
| બ્રિટીશ દક્ષીણ આફ્રીકા ... | ૧,૬૪,૮૨,૦૦૦ | ૧,૭૪,૬૬,૦૦૦ | ૧,૩૩,૦૦,૦૦૦ | ૯૧,૭૯,૦૦૦ | ૧,૨૦,૫૬,૦૦૦ | ૧,૦૫,૭૭,૦૦૦ |
| યુનાઇટેડ કીંગડમ... | ૨૫,૧૧,૫૫,૦૦૦ | ૨૬,૯૯,૩૯,૦૦૦ | ૨૬,૭૧,૧૬,૦૦૦ | ૧૯,૦૩,૪૧,૦૦૦ | ૨૧,૪૨,૧૯,૦૦૦ | ૨૧,૫૫,૮૫,૦૦૦ |

# AGRICULTURAL RETURNS OF ENGLAND AND WALES.

## ઇંગ્લેંડ તથા વેલ્સની ખેતીવાડીને લગતું પત્રક.

ખેતીવાડીના બોર્ડ તરફથી ઇંગલેંડ અને વેલ્સની ખેતીવાડી સંબંધી નીચે પ્રમાણેની યાદી બહાર પાડવામાં આવી છે.

પત્રક ૧ વાવેતરના એકરની સંખ્યા.

| | ૧૯૧૩ | ૧૯૧૪ | વધારો (+) યા ઘટાડો (—) |
|---|---|---|---|
| | એકર | એકર | સેંકડે ટકા |
| ઘઉં | ૧૭,૦૨,૦૦૦ | ૧૮,૪૩,૦૦૦ | + ૮.૩ |
| Barley જવ | ૧૫,૫૯,૦૦૦ | ૧૫,૩૬,૦૦૦ | — ૧.૫ |
| (Oats) જવ | ૧૯,૭૫,૦૦૦ | ૧૯,૩૭,૦૦૦ | — ૧.૯ |
| શીંગ | ૨,૬૮,૦૦૦ | ૨,૯૯,૦૦૦ | + ૧૧.૬ |
| વટાણા | ૧,૬૪,૦૦૦ | ૧,૭૧,૦૦૦ | + ૪.૩ |
| બટાટા | ૪,૪૨,૦૦૦ | ૪,૭૦.૦૦૦ | + ૬.૩ |

પત્રક ૨ જીવતાં જનાવરોની સંખ્યા.

| | ૧૯૧૩ | ૧૯૧૪ | વધારો (+) યા ઘટાડો (—) |
|---|---|---|---|
| | સંખ્યા | સંખ્યા | |
| ઢોર | ૫૭,૧૭,૦૦૦ | ૫૮,૮૦,૦૦૦ | + ૨.૮ |
| ઘેટાં | ૧,૭૧,૩૦,૦૦૦ | ૧,૭૪,૫૭,૦૦૦ | + ૧.૯ |
| ડુક્કર | ૨૧,૦૨,૦૦૦ | ૨૫,૧૬,૦૦૦ | + ૧૯.૭ |

પત્રક (૩) પાકનો અડસટ્ટો તથા આગલી સાલના પાકની સાથે સરખામણી.

| | ૧૯૧૩ | ૧૯૧૪ | વધારો (+) યા ઘટાડો (—) |
|---|---|---|---|
| | ક્વૉરટર | ક્વૉરટર | સેંકડે ઘણા |
| ઘઉં | ૬૬,૪૨,૦૦૦ | ૭૩,૨૦,૦૦૦ | + પરના |
| (Barley) જવ | ૬૩,૨૩,૦૦૦ | ૬૧,૪૦,૦૦૦ | — ભુસરી |
| (Oats) જવ | ૯૩,૭૯,૦૦૦ | ૯૧,૦૦,૦૦૦ | — કરશે |
| શીંગ | ૯,૧૫,૦૦૦ | ૧૦,૮૦,૦૦૦ | + તથા |
| વટાણા | ૪,૨૨,૦૦૦ | ૪,૩૫,૦૦૦ | + ગુધા |
| | ટન | ટન | |
| પટેટા | ૨૮,૯૫,૦૦૦ | ૨૮,૮૦,૦૦૦ | — ½ |

ઘઉંનો પાક સને ૧૯૧૩ના કરતાં ૧૦ ટકા જેટલો વધારે છે એટલુંજ નહીં પણ છેલ્લાં દસ વર્ષની સરાસરી કરતાં આ વર્ષનો ઘણોજ વધારે છે. જુદી જુદી જાતની શીંગોનો પાક સને ૧૯૦૭ ના વર્ષ પછી મોટામાં મોટો છે. તથા બટાટાના પાક ગયા વર્ષ કરતાં કે જે વર્ષે જે આટલા વર્ષોમાં 'વધારેમાં વધારે હતો, તે કરતાં સહેજસાજજ ઓછો છે.

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક ઓંટ ફોર્ટ મુંબઇ.

## DEVELOPMENT OF BRITISH TRADE.

## જરમની તથા ઑસ્ટ્રીયાનો પરદેશી વ્યાપાર, બ્રિટીશ વ્યાપારની ખિલવણી માટેની તક.

જરમની તથા ઓસ્ટ્રીયા હંગરી સાથેની હાલની લડાયક સ્થીતીને લીધે વીલાયતની બોર્ડ ઓફ ટ્રેડ એવી આશા રાખે છે કે કેટલાંક માલના વેપારમાં જેમાં અદ્યાપિ પર્યંત જરમન અને ઑસ્ટ્રીઅન અથવા હંગેરીઅન કારીગરો અને વેપારીઓએ બહોળો વેપાર ચલાવ્યો છે તે તે માલના વેપારમાં બ્રિટીશ રાજ્યનાં સંસ્થાનો અને મધ્યસ્થ પ્રજાની બજારોમાં જરમન, ઑસ્ટ્રીઅન અને હંગેરીઅન વેપારીઓ અને કારીગરોની જગ્યા લેવાની જે તક મળી છે તે તરફ બ્રિટીશ કારીગરો અને વેપારીઓ પુરતું ધ્યાન આપવા લાગ્યા છે.

દરીયાપાર દેશો સાથેનો જરમન અને ઑસ્ટ્રો હંગેરીયન વેપાર બંધ પડેલો હોવાથી, લડાઈના જોખમના વિમા સંબંધી બાદશાહી યોજનાથી, અને વેપાર ધંધા ચાલુ રાખવા માટે નામદાર શહેનશાહની સરકારે લીધેલાં આર્થિક સ્તુત્ય પગલાંથી ઘણે અંશે પરદેશી વ્યાપાર સ્વહસ્તે થઇ શકવાની ઘણી સુગમતા થઇ શકી છે.

દેખીઈતુંજ છે કે આવા પ્રયાસથી બ્રિટીશ રાજ્યની ઉદ્યોગીક પ્રજાનો ઉદ્યોગ ચાલુ રહે એ તાત્કાલીક મોટામાં મોટો ફાયદો થશે તથા એથી બ્રિટીશ વેપારની પણ ચાલુ ખિલવણી તથા વધારો થશે.

આ તકથી ફાયદો મેળવવા માટેની બ્રિટીશ કારીગરો અને વેપારીઓની મહેનતમાં તેમને મદદ કરવા બોર્ડ ઑફ ટ્રેડ સ્તુત્ય પ્રયાસ કરી રહ્યુ છે. આ સંબંધમાં બોર્ડ ઓફ ટ્રેઈડના વેપારી બાતમી ખાતા તરફથી ખિલવણી કરી શકાય એવા કેટલાક ઉપયોગી વેપારોના વિગતવાર પત્રકો બનાવવામાં આવ્યાં છે. તેમાં નીચે મુજબના વેપારો સુચવવામાં આવ્યા છે.

કટલરી.
લોખંડ તથા સ્ટીલનાં તાર.
પોલાં વાસણો
ઉનના ભરત કામમાં વપરાતા દોરા
સુતરાઉ હોઝીયરી.
વિજળીના સાંચા કામ વિગેરે.

બીજી કેટલીક ચીજો જેવી કે ફરનીચર, માટીના વાસણ, કાગળ, કપડાં, કેમીકલસ તથા રંગ, કેટલાંક સાંચા કામ, બુટ શુઝ, હાથના મોજાં, લોખંડ તથા સ્ટીલના પદાર્થો વિગેરેના વેપાર સંબંધી વિગતવાર પત્રકો એક પછી એક જાહેર કરવામાં આવશે.

આ પત્રકો જાહેર કરવાનું પહેલું પગલું લઇ બોર્ડ ઓફ ટ્રેઈડ, વધુ જણાવે છે કે તેમનાં વેપારી બાતમી ખાતાના ડીરેક્ટર, કોઇ પણ ચોકસ ચીજના વેપાર યા તેના બજાર વિષેની જોઇતી બાતમી પુરી પાડવા તૈયાર છે કોઇ પણ બ્રિટીશ કારીગર યા વેપારીને પોતાના ચોકસ વેપાર સંબંધી વધારે વિગતવાર ખબર જોઇતી હોય તેમણે બોર્ડ ઑફ ટ્રેઈડના વેપારી બાતમી ખાતાના ડીરેક્ટરને "૭૩. બેસીંગ હૉલસ્ટીટ લન્ડન ઇ સી." એ સીરનામે લખી ખબર મંગાવવી. જેઓ, તે માલના ખરીદદારોના નામ તથા આયાતના કરના ભાવો વિગેરે સંબધી ખબર પુરી પાડવા, તથા નામદાર શહેનશાહના વેપારી કમીશનરો તથા બ્રિટીશ સ્વરાજ્યકીય સંસ્થાઓ, હિંદુસ્થાન, તથા બીજી સંસ્થાઓના વેપારી બાતમી ખાતાં તરફથી તથા મધ્યસ્થ રાજ્યોમાં બ્રિટીશ કોન્સલો તરફથી જરૂર પડતી ખબર મંગાવી પુરી પાડવા ઘણા ખુશી થશે.

---

મેટેલીક શીલીંગના સારી ડીઝાઇન ગમશે કે?

# WAR NOTES AND NOTIFICATION.

# લડાઇ સંબંધી ખબરો તથા જાહેરનામા.

એક પરદેશી બંદરથી બીજા પરદેશી બંદરે મનાઇ કીધેલાં માલ લઇ જવા માટેના બાદશાહી મનાઇ હુકમના જાહેરનામાની એક નકલ નામદાર મુંબઇ સરકારના રાજ્યકીય ખાતા તરફથી હમને મળી છે તે નીચે પ્રમાણે છે.

નામદાર શહેનશાહ તરફથી.

## જાહેરનામું.

આપણી અને જરમન રાજ્ય વચ્ચે લડાઇ ચાલતી હોવાથી તથા તે માટે જાહેરનામાથી આપણા રાજ્યમાં રહેતા, ધંધો કરતા અથવા હસ્તી ધરાવતાં દરેક આદમીઓને હમે ચેતવણી આપી છે કે મજકુર રાજ્યમાં રહેતા, ધંધો કરતા યા હસ્તી ધરાવતા કોઇ પણ આદમી સાથે વ્યાપારી વ્યવહાર રાખવો એ કાયદાથી વિરૂદ્ધ છે તથા તે મજકુર રાજ્યમાં મોકલવા ધારેલો યા ત્યાંથી આવતા માલનો અથવા તે રાજ્યમાં રહેતા, યા ધંધો કરતા યા ત્યાં હસ્તી ધરાવતા કોઇ પણ આદમીને મોકલવા ધારેલો યા તેની તરફથી આવતા કોઇ માલનો વેપાર કરવો યા તે લઇ જવો એ કાયદાથી વિરૂદ્ધ છે.

હવે તે જાહેરનામાને અનુસરતાં આ જાહેરનામાથી હમારી બધી પ્રજાને હમે વધુ ચેતવણી આપીએ છીએ કે હમે મનાઇ કીધેલા માલોના લીસ્ટમાંનો કોઇ પણ માલ બ્રિટીશ વહાણોમાં એક પરદેશી બંદરથી બીજા પરદેશી બંદરે લઇ જવાની મનાઇ છે. સિવાય કે તે માલ દુસ્મન દેશના વપરાશ અર્થે ધારેલા નથી એ સુજબની ખાતરી વહાણના માલિકે પહેલેથી કરી હોય. જો કોઇ પણ બ્રિટીશ વહાણ આ જાહેરનામાથી વિરૂદ્ધ વર્તશે તો તેને હમારૂં નૌકા સૈન્ય પકડી શકશે તથા તેના ન્યાયનિરણયાર્થે હમારી પ્રાઇઝ કોર્ટમાં તેને મોકલી શકશે તથા હમારી પ્રજામાંના કોઇ આ જાહેરનામાથી વિરૂદ્ધ વર્તશે તો તેને કાયદા પ્રમાણે શીક્ષા થઇ શકશે.

---

(૨) નામદાર હિંદી સરકાર તરફથી બે યાદી હમને મળી છે તેમાં એકમાં બ્રીટીશ હિંદુસ્થાનમાંથી લડાઇને લીધે જે માલોની નિકાશની મનાઇ કરવામાં આવી છે તેનાં નામો તથા કેટલી હદે તે મનાઇ કરવામાં આવી છે તેની વિગત જણાવવામાં આવી છે તથા બીજામાં યુનાઇટેડ કીંગડમમાંથી જે માલોની નિકાશની પુરેપુરી મનાઇ કરવામાં આવી છે તે માલોનાં નામો જણાવવામાં આવ્યાં છે.

(અ) (૧) દારૂગોળા. તથા મોટા અવાજ સાથ ફાટી નિકળતી ચીજો અને તેની બનાવટ માટે વપરાતો સામાન.

(૨) હથીઆરો, તોપો તથા તેને ગાડી પર ચઢાવવાનો તમામ સરંજામ તથા તેના છુટા છુટા ભાગો.

(૩) લશ્કરી પોશાક.

(૪) બખતરની પ્લેટ.

(૫) બલુન-પતંગ, હવાઇ વહાણો યા નિમાનો તથા તેના વિભાગો.,

(૬) બળદો.

(૭) ઉંટ.

# બસો રૂપૈઆમાં અન્નદાન સાથે અમર નામ.

## ( આજસુધીમાં ૩૦ દાતાઓ મળ્યા છે. )

નડીઆદ હિંદુ અનાથાશ્રમને એકી વખતે રૂ ૨૦૦) આપનાર દાતાના નામની આરસની તખ્તી આશ્રમની ઑફીસમાં ચોંટાડવામાં આવશે તથા તે રકમના વ્યાજમાંથી દરેક વર્ષે નક્કી કરેલા દીવસે દાતાના સ્મરણમાં અનાથોને જમાડવામાં આવશે.

એક રુપીયો ને તેથી વધુ દાન આપનાર ગૃહસ્થોનાં નામ વાર્ષીક રીપોર્ટમાં પ્રગટ થાય છે. વાર્ષીક રીપોર્ટ દરેકને મફત મળે છે.

મંત્રી—હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.

---

(બી) જે જે માલોની નિકાશ લડાઇને લીધે યુનાઇટેડ કીંગડમમાંથી તદ્દન મનાઇ કરવામાં આવી છે તેનું લીસ્ટ.

૧ એસીટોન (એક જાતનું કેમીકલ)

૨ દરેક જાતનાં હવાઇ વિમાનો, હવાઇ વહાણો, બલુનો, તથા તેના જુદા જુદા ભાગો.

૩ જાનવરો (માલ ખેંચવા માટે, સવારી માટે તથા લડાઇમાં ઉપયોગી થઇ પડે તેવાં.

૪ બેનઝીન અથવા બેનઝોલ.

૫ સર્ચલાઇટ માટે કારબન.

૬ કારતુસ (બંદુકના ટોટા), તથા દરેક જાતના બંદુકના બાર.

૭ ક્રોમ તથા ફેરોક્રોમ.

૮ શણનું બનાવેલું કપડું.

૯ ત્રાંબાની દરેક જાતની કાચી ધાતુ.

૧૦ રદ્દી રૂ.

૧૧ ભડાકા સાથ ફાટી નીકળતા પદાર્થોની બનાવટ માટે વપરાતું રૂ.

૧૨ ડાઇમેથી લૅનીલીન (Dimethy lanilene) એક જાતનું કેમીકલ.

૧૩ ફેરોનીકલ તથા નીકલ.

૧૪ દરેક જાતના જાનવરો માટે ઘાસચારો તથા ખોરાક.

૧૫ પારાના રસાયણની મેળવણી.

૧૬ દારૂ ગોળો.

૧૭ સીસું (કાચી ધાતુના પાડેલા ઢાળકા, પતરાં યા તેની નળીઓ)

૧૮ વ્હાણો નાશ કરનારાં યંત્રોના બચાવ અર્થેની જાળીઓ.

૧૯ ડામર તેલ.

૨૦ સુંવાળું ખનીજ તેલ.

૨૧ ધાતુ ગાળવા માટેની ભઠ્ઠીમાં વપરાતું તેલ.

૨૨ બાળવાનું તેલ.

૨૩ જીતફળનું તેલ (olive oil)

૨૪ પેટ્રોલીયમ (બાળવાનું તેલ)

૨૫ પેટ્રોલીયમ (ગૅસ તેલ)

૨૬ પેટ્રોલીયમ (સ્પીરીટ તથા મોટોર સ્પીરીટ.

તથા

૨૭ દરેક જાતનાં દુરવેધી શસ્ત્રો તથા તેના જુદા જુદા ભાગો.

૨૮ માણસોને ખોરાકમાં કામ લાગે એવા ખોરાકના કોઇ પણ પદાર્થ-જેવા કે ઘઉં, ઘઉંનો લોટ, જવ, જીવતાં જનાવરો, માખણ, મલાઇ, ઇંડા, ખાંડ વગર સુધારેલી, તથાસુધારેલી શેરડીની, ગોળ તથા મુરબ્બાઓ, દુધ ઝમાવેલું યા વગર ઝમાવેલું, ગળ્યું યા મોળું.

૨૯ કોથળાઓ, કોલસા.

૩૦ (Shale)

૩૧ રેશમના ગાંઠાઓ.

૩૨ કારતુસ માટે ખપ લાગતા રેશમના દોરાઓ

૩૩ રેશમી કપડાં.

૩૪ રેશમી ગુથેલી દોરી.

૩૫ જ્હાડકાપ માટેના બાંધવાના પાટા વિગેરે.

૩૬ (Toluol) 'ટોલ્યુઑલ' અથવા મીથીલેટેડ બેનઝીન.

---

(૩) લડાઈ જાહેર થયા બાદ આયાત થયેલા માલપર જકાતની આંકણી

નામદાર હિંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી નામદાર મુંબઇ સરકાર મારફત આ સંબધી નીચે મુજબની ખબર મળી છે.

નીચે મુજબનો તાર બર્મા સરકાર તરફથી મળ્યો છે. લેફ્ટેનન્ટ ગવર્નર સુચના કરે છે કે જે જે દાખલાઓમાં આયાત કરનારા ધણી, કસ્ટમ કલેકટરને, સંતોષકારક રીતે સાબીત કરી આપી શકે કે લડાઇ જાહેર થયા પહેલાં તે ધણી, કોઇક સ્થાનિક વેપારીને તે માલ જકાત-વેરા સાથ અમુક કિંમતે વેચાવાનો સોદો કરી ચુકયો છે તો તે દાખલાઓમાં આયાત થયલા માલપર જકાત, લડાઇ જાહેર થયા પછીની તે માલની જે કિંમત ચાલી તેપર નહિં આંકતાં,

માલ મોકલવાની ખરી જગ્યા વિષેનો સંશય રહે તો બ્રિટીશ રાજ્યમાં એ માલ પહોંચશે એવી ખાતરી માટે માલ ચઢાવનારાઓ પાસેથી જામીનગીરી લેવામાં આવશે.

---

૯. હિંદી બંદરોમાં પકડવામાં આવેલાં તથા મારમા ગોઆમાં જેઓએ આશરો લીધો છે, એવાં દુશ્મની બારકસોની, નામદાર હિંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી મળેલી છેલ્લી સત્તાવાર ટીપ નીચે પ્રમાણે હતી.

કલકત્તા ખાતે—પરલા; ટ્રોસ્ટબર્ગ; ક્રેન્કેન ફેલ્સ; ક્રીયનફેલ્સ; રૅાટેન ફેલ્સ; પૅગેનટુર્મ; કુરમાર્ક; રાજુનટેલ; ક્રીયસબર્ગ.

રંગુન ખાતે—એલેસીયા.

મુંબઈ ખાતે—રહેઇન ફેલ્સ, વૅારટુર્મ.

કરાંચી ખાતે—બ્રૅામ ફેલ્સ.

એડન ખાતે—વૅાર્ટન ફેલ્સ; લીન્ડન ફેલ્સ; વૅારીયર; ફ્રેન્ઝ; ફરડીનંડ; વૅારઝીન;

કોલંબો ખાતે—ટ્રીફેલ્સ; સ્ટેઇનટેન ફેલ્સ; રીશનફેલ્સ; મોલ્ટકે ફેલ્સ, ફર્થ; રૅપેન ફેલ્સ.

મારમા ગોઆમાં—લીટન ફેલ્સ; મેરીયન ફેલ્સ; ન્યુમેનશીયા; કોમોડોર; બ્રીમએઇન, વૉરવીર્થ.

૧૦. હિંદુસ્થાનમાં પકડાયલાં તથા મધ્યસ્થ બંદરોમાં આશરો લીધેલાં દુશ્મનનાં બારકસોની એક ટીપ નામદાર મુંબઈ સરકાર તરફથી તા. ૨૯ મી ઑગષ્ટને દિને મળી હતી તે સંબંધી બીજી ટીપ હાલ હમારા પર મોકલવામાં આવી છે તે નીચે મુજબ છે.

કલકત્તા ખાતે—પરલા, ટ્રોસ્ટબર્ગ; ક્રન્કેન ફેલ્સ, ક્રીયન ફેલ્સ, રૅાટન ફેલ્સ, મોલ્ટ કે ફેલ્સ, ફર્થ, રૅપેન ફેલ્સ, સ્ટેઇનટર્મ; ઓસ્ટ્રેલીયા.

મારમાગોઆ ખાતે—લીકટેન ફેલ્સ, મેરીયન ફેલ્સ; ન્યુમેનશીયા; કોમોડોર; બ્રીસએઇન; વૉરવીર્ટસ.

બસોરા ખાતે—ઇકબાટાના;

એન્ટવર્પ ખાતે—કયુબરફેલ્સ, કેન્ડલ ફેલ્સ શીલ્ડટુર્મ, ટેચમેનીયા, ધારવાર, વેર્ટબર્ગ.

માલ્ટા ખાતે—કેટેનટર્મ.

જીબ્રાલ્ટર ખાતે—શેનેક ફેલ્સ.

છાપાઓને જાહેર કર્યા મુજબ કલકતા તથા કરાંચી ખાતેનાં દુશ્મની બારકસો લશ્કરી કામ માટે માગવામાં આવ્યા છે. બીજા બ્રિટીશ બંદરો પરનાં વ્હાણોને મુંબઇ લાવવામાં આવશે તથા મોલ્ટકે ફેલ્સ, સ્ટેઇન ટર્મ અને રેપેન ફેલ્સને કોલંબોથી કલકતા લાવવામાં આવશે.

---

૧૧. નામદાર હિંદી સરકાર તરફથી નામદાર મુંબઇ સરકાર પર નીચે મુજબના આવેલા તારની કોપી હમને મળી છે. "એવું જાહેર કરવામાં આવ્યું છે કે નીચે જણાવેલા દુશ્મનનાં વ્હાણો લશ્કરી કામ માટે, રોયલ ઇન્ડીયન મરીનના ડીરેકટર તરફથી માંગવામાં આવ્યાં છે.

ટ્રોસ્ટબર્ગ, ક્રેન્કેનફેલ્સ, પેગેનટર્મ, ક્રીયન ફેલ્સ; કુરમાર્ક, રૅાટન ફેલ્સ, પર્લા અને બ્રોનફેલ્સ. દુશ્મનનાં બીજા વ્હાણો, પ્રાઇઝ કોર્ટના ચુકાદા બાદ જાહેર પ્રજાને ટેન્ડરથી મળી શકશે. રેહઇન ફેલ્સ તથા વોરટર્મ સ્ટીમરો જે મુંબઇમાં અત્યારે તૈયાર છે તેને માટે ટેન્ડરો માંગવામાં આવ્યાં છે અને બાકીની સ્ટીમરો, રંગુન ખાતેની એલેસીયા, તથા એડન ખાતેની વોરટન ફેલ્સ, લીન્ડન ફેલ્સ, ફ્રાન્ઝ, ફરડીનન્ડ, અને વારઝીનને માટે ટેન્ડરો તુરતા તુરત માંગવામાં આવશે. એવું સમઝાયું છે કે એડન ખાતે રોકાયલી સ્ટીમરો ટુંક વખતમાં મુંબઇ લાવવામાં આવશે અને કોલંબો ખાતે રોકાયલી સ્ટીમરો મોલ્ટકે ફેલ્સ, સ્ટીન ટુર્મ, અને રેપેનફેલ્સ કલકતા લાવવામાં આવશે.

---

૧૨. નામદાર મુંબઇ સરકાર તરફથી કેટલાક વેપારી રસ્તાઓની સહિસલામતી જાહેર કરવા

# મા સિકના વાંચક વૃંદો તરફ વિનંતિ



## સારણગાંઠની માવજતની સુધરેલી રીતો અને અમારા પટ'ટ પટાઓ.

અમો બેધડક ખુલી રીતે કહેવાને હિંમત કરીએ છીએ કે મોટા મોટા ડાકટરો અને વૈદકવિદ્યાપર પુસ્તકો લખનારાએ બીજી જાતના પટાઓને એક કોર મુકી અમારા પટાજ વાપરવાની ભલામણ કરે છે.

## સારણગાંઠના દરદીઓ માટે ખાસ અગત્યનું.

તુટ કે જેને વૈદકશાસ્ત્રની ભાષામાં " હરનીયા " કહે છે તે એમ બતાવે છે કે શરીરના કુદરતી ખાડાઓમાંથી તેમાં સમાયેલી વસ્તુનું બાહાર આવી પડવું, પણ જ્યારે તે-શબ્દ એકલો વપરાયલો હોય છે ત્યારે તેનો અર્થ પેડુમાંથી આંતરડાંનું બહાર નીકળી પડવું એવો થાય છે. ઉમર લાયક માણસોમા જે હરનીયાની ગાંઠ જોવામાં આવે છે તે ઘણે ભાગે આ પ્રકારનીજ હોય છે. આ ગાંઠની ઘણી જાતો હોય છે મરદોમા જ્યારે સાથળના મુળમાં ગાંઠ થાય છે ત્યારે તને " ટયુમર " ગાંઠ એવા નામથી ઓળખે છે અને બૈરાંઓમાં પણ જો સાથળના મુળની હેઠે થાય છે તો તેને " ટયુમર " કહે છે. આ દરદ શરીરના અવયવોના નબળા પડવાની સાથે ધીમે ધીમે બહાર દેખાય છે પણ, ઘણે ભાગે તો હદ ઉપર જોર યા બળ વાપરવાથી આ દરદ એકો એક દેખાદેછે. કોઇ ચીજ એકદમ તુટી પડતી હોય એવી લાગણી થાય છે અને તરત સોજો ચડી આવે છે. મરદોમાં આ તુટ વધીને અંડકોશમાં જાય છે અને બૈરાઓની તે સાથળના મુળમાં એક નાંની ગાંઠ જેવું રહે છે જ્યારે આવી રીતે એકવાર તુટ થાય પછી આંતરડા પાછાં પેડુમાં બેસી જાય અગર બેસાડી શકાય છે ત્યારે ગાંઠ ગળી જાય એવી છે એમ મનાય છે જ્યારે તે નીચેજ રહે છે. ને પાછી બેસી જતી નથી ત્યારે તે ગળી ન જાય એવી કહેવાય છે અને જ્યારે જે સ્નાયુના તંતુઓ તોડીને તે બહાર આવી હોય તે તંતુઓથી ચીકડાઈ બંધાઈ નાની થઇ જાય છે ત્યારે તેને દબાઇ ગઈ એમ કહે છે.

આ ઉપર આપ્યું છે તે તો " હરનીયા " સારણ ગાઠનુ ટુંકું બયાન છે પણ આ બાબતમા અમોએ વીસ વરસ સુધી બરાબર કાળજીપૂર્વક કામ કરેલુ હોવાથી તે બાબત અમો એ કરતાં ઘણી વધારે માહેતી ધરાવીએ છીએ.

મેહેરબાન સાહેબો યાદ રાખો કે અનુભવ એ મોટી વાત છે.

કોઈપણ જાતની સારણ ગાંઠનું દરદ ઘણું જોખમ ભરેલુ છે તેથી

આવો અને અમને એકદમ મળો અને અમો તમને પૂરવો આરામ આપશું.

ભલામણ

શુશોભીત અક્ષરોથી લખેલી જાહેર ખબરોથી છેતરાતાના, પણ રૂબરૂ મળી જાતનો અનુભવ લ્યો અને આરામ મેળવો.

## એન. પાવેલ અને કંું.

જંતરોને પટાઓ બનાવનાર, હોર્નબી રોડ અને ડનકન રોડ મુંબઇ.

# જુનો અનુભવ, જાતી દેખરેખ, અને જમાનાને અનુસરતું

| | | |
|---|---|---|
| **દુનીઆ હેર ઑઇલ.**<br>ખરી જતા બાલને અટકાવી<br>માથાંને થંડક<br>પ્હોંચાડે છે. | દુ<br>ની<br>આ | **દુનીઆ હેર ઑઇલ**<br>મધુર અને સુવાસીક ખુશ્બોથી<br>લોકપ્રીય થઇ<br>પડેલુ છે. |
| **દુ ની આ** | **હે** | **ર ઑ ઈ લ** |
| **દુનીઆ હેર ઑઇલ.**<br>બાનુઓના ડરેસ સાથની<br>ખુબસુરતીમાં દસ ગણો<br>વધારો કરે છે. | ર<br>ઑ<br>ઈ<br>લ | **દુનીઆ હેર ઑઇલ.**<br>બાનુઓ પુરૂષો તેમજ<br>બચ્ચાંઓને એક સરખું<br>ઉપયોગી છે. |

અડધા આનાનો સ્ટાંપ મોકલવાથી સેમ્પલ ફ્રી મોકલી આપવામા આવશે.
કીંમત બાટલી ૧ ના ૧૨ આના પોસ્ટેજ ખરચ ૪ આના.

**બનાવનાર એ. ઈ. પાટનવાલા.**
ભાજીપાલા લેન નં. ૩ મુંબઇ

---




## ડોંગરેનું બાલામૃત.

હાલ બજારમા હલકા તથા નકલી બાલામૃતો ઘણા નીકલી પડયા છે, ને વેપારીઆને તે હલકા માલ ઉપર કમીશન વધારે મલે છે, તેથી અમારૂ બાલામૃત માગનારને પણ વેપારી વધારે કમીશન મળવાની આશાથી હલકુ બાલામૃત આપીને આ ડાગરના બાલામૃત જેટલુ જ ગુણ કારી છે એમ કહે છે તો જેને અમારૂ જ બાલામૃત જોઇતુ હોય તેણે તે ડાંગરેનુ જ છે એવી ખાની કરીને લેવુ

એક શીશીની કીં—૧૨ આના.
ટપાલ ખરચ ૪ આના.

**કે. ટી. ડોંગરેની કં.,**
ગીરગામ-મુંબઇ.

---

કુટુ બીઓને અત્યંત જરૂરીની ચીજ

## વજ્રેકૃત કફનાશક ગોળીઓ.

નાના છોકરાઓને કફ ભરાઇને શ્વાસ થાય છે, ડોકમાં ઘુરઘુરે છે જેને હાંફણ, સસણી કહે છે તે વીકારમા આ ગોળીઓનો ઉપયોગ કરવાથી ફક્ત બે કલાકમાં દરદ નીકળી જઇને દરદી હોંશીઆર થાય છે મોટા માણસોને ત્વરાથી દસ્ત થવાની જરૂરી હોય ત્યારેઆ ગોળીઓ તદ્દન સારૂં કામ કરે છે.

મુંબઇના પ્રખ્યાત ડાકટરો અને વૈદ્યોએ ગોળીઓ કંઇક વરસ સુધી વાપરીને સર્ટીફીકેટો આપેલા છે. એકવાર વાપરીને ખાતરી કરવી.
કીમત ૨૫ ગોળીના ૧ રૂ-૧૦૦ ગોળીના ૩ રૂ.

ઑફીસ-વી. વી. વઝે,
ગીરગામ-મુંબઇ.

# ટુંકી જાહેર ખબરો.

**પરચુરણ** કામકાજ અને ધંધાદારીઓને માટે ટુંક ખરચની ( ટેલીગ્રાફ સીસ્ટમની ) આ જાહેર ખબરો ચાર આનાના સોળ શબ્દ અને ઉપરાન્ત વધુના દરેક શબ્દ દીઠ એક પૈસાના ભાવથી લેવામાં આવશે. ૧૬ શબ્દ દીઠ ચાર આના. અને તે ઉપરાંત દર શબ્દ દીઠ એક પૈસો લેવાનો રિવાજ છે. છપાવનારાઓએ દરેક મહીનાની તા ૨૦ મી સુધીમા લખાણ પૈસા સાથે નીચલે સરનામે મોકલી આપવું જોઇએ. અંદર લખાણ અને પૈસા સાથે પોસ્ટમા આપવું.

**સેક્રેટરી, ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરો,**
૭૭ ૭૯ એપોલો સ્ટ્રીટ ફોર્ટ,
મુંબઇ.

---

## સારાં–સસ્તાં–નવાં પુસ્તકો.

ચોરાશી આસન (હઠયોગ–સચિત્ર) રૂ. ૧| વશીકરણ વિદ્યા (સ્ત્રી ઉપયોગી) રૂ. ૦)ᵕ સુખરૂપ–સ્ત્રી–સંસાર (સચિત્ર) રૂ. ૧|, ચમત્કારિક દૃષ્ટાંતમાળા (૧૦૮ રમુજી વાતો) રૂ. ૧||.

સૌ. માણેકબાઇ કહાનજી કવિ.
રાજકોટ–(કાઠિયાવાડ).

---

## બાબુભાઇ આણંદજીની કુંપની.

( મીણવાળા )
૧૧૧ માંડવી મુંબઇ. નં. ૩
મર્ચન્ટસ એન્ડ કમીશન એજન્ટસ.

---

## મફત હુન્નરકળા મફત.

જેમાં અગરબત્તી, વિલાયતી સાબુ, બીસ્કીટ દંતમંજન ઇત્યાદી છત્રીશ હુન્નરના સમાવેશવાળી બુકની કિંમત ચાર આના પોસ્ટ માંફ લખોઃ-

**સી. બી. ભીમજી.**
ઠે. હુસેન હીરજી નીઝામગીર
અમરેલી; કાઠિયાવાડ.

---

## ચહા! ચહા!! ચહા!!!

સઘળાંને પરવડે એવું સ્ટ્રોંગ અને લિજ્જતદાર મીક્ષ્ચર એક રતલી ટીનના ડબ્બાના અગીયાર આના તથા પાંચ રતલી ટીનના ડબ્બાના રૂ. ૩)ᵕ બીજી તરેહવાર છુટી તેમજ અકબંધ ચહા એકજ વાજબી ભાવે. ઠગાવાની બિલકુલ ધાસ્તી નહીં.

**ટી. એન્ડ ટી.,**
કાવાશાણા મેન્સન સામે,
૩૩૪, લોહાર સ્ટ્રીટ, ધોબીતલાવ–મુંબઇ.

---

## વેપારોપયોગી પાઠમાલા.

પાકું પુંઠું–કીંમત દશ આના.

આ પુસ્તકમાં સર્વે વેપારીઓને હમેશાં ઉપયોગી થઇ પડે તેવા નીચે પ્રમાણે પાઠો છે. (૧) વેપારનું મહત્વ. (૨) ધંધો. (૩) મુડી. (૪) નાણું (૫) શાખ. (૬) પેઢીઓ, બેંકો અને શરાફો. (૭) વેપારમાં નામાનું મહત્વ અને તેની અગત્ય. (૮) ઘરાક અને વસ્યાત. (૯) જાહેરાત–પ્રસિદ્ધિ. (૧૦) પંત્યાળું સહ્યારો વેપાર. (૧૧) વેપારીના ગુણ સ્વભાવ. (૧૨) વેપારમાં ફત્તેહ મેળવવાનાં સાધનો (૧૩) ધંધામાં ખોટ આવવાનાં કારણો. (૧૪) ઉધારીઆ વ્યવહારથી થતી હાનિ. (૧૫) વેપારમાં વિશ્વાસનું મહત્વ. (૧૬) વીમો ને તેના લાભ. (૧૭) વેપારી જ્ઞાનના સાધનો (૧૮) તેજી મંદીનું જ્ઞાન. (૧૯) વેપારીને અર્થશાસ્ત્રના અભ્યાસની જરૂર. (૨૦) જકાત અને વેપારના તત્વો. (૨૧) મુસાફરી. (૨૨) વેપારની સગવડો. (૨૩) પત્રવ્યવહાર. (૨૪) અનુભવ, અભિપ્રાય, અને સલાહના નિયમ. (૨૫) પ્રમાણિકપણું (૨૬) ઇશ્વર ઉપર આસ્થા. (૨૭) વેપારી નીતિ. (૨૮) બજારમાં નાણાંભીડ કેમ થાય છે?

**જીવનલાલ અમરશી મહેતા**
પીરગાબાદ રોડ;–અમદાવાદ.

# EDITOR'S STUDY.

## અધિપતિની નોંધ.

જર્મની તથા ઑસ્ટ્રિયાની સાથે બ્રિટીશ સામ્રાજ્યને લડાઇ હોવાથી ગ્રેટબ્રિટનમાં તથા આ દેશમાં જે ઉદ્યોગો આજ સુધી તે બે દુશ્મન દેશોનાજ ગણાતા તે ઉદ્યોગો ઉભા કરવાની હિલચાલ થાય છે. બૉર્ડ ઑફ ટ્રેડની આ બાબતમાં ચળવળ તરફ અમોએ ગયા અંકમાં ધ્યાન ખેંચ્યું હતું. આ દેશમાં છેલ્લા છ સાત વર્ષ થયાં જુદાં જુદાં કારણોને લઇને વેપારી આટને જે ફટકો લાગ્યો છે તે ફટકામાં આ ચેમ્બરના ગયા વર્ષના પ્રમુખે પોતાના ભાષણમા જણાવ્યું હતું તેમ આ લડાઇથ વધારો થયો છે. આંટ વગર વેપાર શું? એ સૂત્રની રૂએ નવા ઉદ્યોગો શરૂ કરવાની વાત તો બાજુએ રહી પણ હાલ જે વેપાર અને ઉદ્યોગો ચાલુ છે તેને ચાલુ રાખવાને પણ ભગીરથ પ્રયત્નો કરવાની જરૂર છે હજુ સુધી તેથી નવા ઉદ્યોગો માટે કઇ સબળ અને દૃઢ યોજના હાથ ધરેલી કોઇ ઠેકાણે જોવામાં આવતી નથી. પણ એટલું આશ્વાસન તો લેવાનું છે કે તે સવાલ નામદાર સરકાર તેમજ વેપારી વર્ગનાં ધ્યાન બહાર નથી. હિંદી સરકારનાં વેપારી ખાતાં તરફથી જર્મની ને ઑસ્ટ્રિયાના વેપાર બાબત એક ઉપયોગી પુસ્તક બહાર પાડવામાં આવેલું છે જેની અંદર તે બે દેશોના આ દેશ સાથેના વેપારના તથા તેજ વેપાર બીજા કયા દેશોના બેડે છે તેની સરખામણીના આંકડા આપવામાં આવ્યા છે. અમારી ખબર મુજબ નામદાર સરકાર આવી જાતનાં પુસ્તકો વધુ બહાર પાડવા માંગે છે કે જેથી જે વેપારી આંકડા બાબત હજુ આપણા દેશમાં બહુ અજ્ઞાન છે તે દુર થાય. પણ આવી જાતની ચોપડીઓ બાબત એ ધ્યાનમાં રાખવાનું છે કે તેઓ મોટે ભાગે ઇંગ્રેજીમાં લખાયેલી હોવાથી આપણા વેપારીઓને બહુ ફાયદાકારક થઇ પડતી નથી. આ બાબત ઉપર જ્યારે ગયે મહિને ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ મી૦ લી કમિટીની મુલાકાતે મલવા આવ્યા ત્યારે તેમનું ધ્યાન દોરવામાં આવ્યું હતું.

---

જે ઉદ્યોગો આ દેશમાં ખિલવી શકાય તેમાં મુખ્ય નીચેના ઉદ્યોગો ગણી શકાયઃ—

(૧) રંગ (૨) કાચ (૩) ખાંડ (૪) સ્ટાર્ચ (૫) કેટલાએક રસાયણિક ઉદ્યોગો (૬) કાગળ (૭) તેલ (૮) સીમીટ વિગેરે.

---

જર્મની અને ઑસ્ટ્રિયાથી આ ચીજોની કેટલી નિકાશ થાય છે તે નીચેના કોઠા ઉપરથી જણાશેઃ—

| ચીજનું નામ. | જર્મની ખાતે. નિકાશ. (પાઉંડ) | જર્મનીથી. આયાત. (પાઉંડ) | ઑસ્ટ્રિયા હંગરી. ખાતે નિકાશ (પાઉંડ). | ઑસ્ટ્રિયા હંગરીથી. આયાત (પાઉંડ) |
|---|---|---|---|---|
| રૂ. | ૪૦,૦૨,૦૦૦ | ૬૨.૨૬૭ | ૧૯,૪૯,૦૦૦ | ... ... |

| | | | |
|---|---|---|---|
| કાપડ | ૯,૪૪,૫૦૦ | | ૨,૨૫,૦૦૦ |
| સીમેન્ટ | ૪૪,૯૬૪ | ... ... | ... ... |
| રસાયણિક પદાર્થો | ૮૫,૧૫૭ | ... ... | ... ... |
| કાગળ | ૧,૮૩,૦૦૦ | ... ... | ૩૮૦,૦૦ |
| કાચનો સામાનઃ— | | | |
| બંગડીઓ ... ... | ... ... | ... ... | ૪,૮૩,૦૦૦, |
| બીજી જાતનો સામાન | | | ૧,૦૦,૦૦૦ |
| | રૂપિયા | | |
| સ્ટાર્ચ | ૪૪,૮૬૨ | ... ... | ... ... |
| અલસી | ૮૦,૫૫,૦૦૦ | .. | ... ... |
| સરસી | ૯૭,૬૧,૦૦૦ | ... ... | ... ... |
| તલ | ૪૦,૬૩,૦૦૦ | ... ... | ... ... |
| કોપરાં | ૯૮,૬૪,૦૦૦ | ... ... | ... ... |
| મગફળી | ૪૬,૪૭,૦૦૦ | .. ... | ... ... |
| ચોખા | ૩,૧૪,૪૧,૦૦૦ | ૨,૦૫,૫૧,૦૦૦ | ... ... |
| ઘઉં | ૨૮,૦૬,૦૦૦ | .. . | ... ... |
| ચામડાં | ૩,૦૬,૬૧,૦૦૦ | ૧,૮૪,૪૧,૦૦૦ | ... ... |
| જુટ | ૪૪,૯૯,૦૦૦ | | |

---

હાલ ચાલતી લડાઇથી દરેક દેશના વેપાર રોજગાર ઉપર કેટલી અસર થઇ છે અને થશે તે બાબે બોર્ડ ઓફ ટ્રેડે ગ્રેટબ્રિટનના ઑગસ્ટ મહિનાના વેપાર માટે બહાર પાડેલા આંકડા ઉપરથી ઘણું અજવાળું પડે છે.

૧૯૧૪ ના ઑગસ્ટનો ગ્રેટબ્રિટનનો વેપાર

| | પાઉંડ | આગલા મહિનાથી કેટલો ઘટાડો. |
|---|---|---|
| આયાત | ૪,૨૩,૬૨,૦૩૪ | ૨૪·૩ |
| નિકાશ | ૨,૪૨,૧૧,૨૭૧ | ૪૫·૧ |
| પરદેશી માલની નિકાશ | ૪૪,૧૯,૮૩૩ | ૪૫·૭ |

---

ગ્રેટબ્રિટનમાં લડાઇની શરૂઆતમાંજ મોરેટોરિયમ જાહેર કરવામાં આવ્યું હતું. આ બાબત આ દેશમાં ઘણો મતફેર છે તેમ ગ્રેટબ્રિટનમાં બહુ મતફેર છે. થોડા વખત ઉપર જ્યારે મોરેટોરિયમ ચાલુ રાખવું કે કેમ તે સવાલ નીકળ્યો ત્યારે લગભગ ૮૦૦૦ વેપારી એસોસિએશનો, બૅંકરો વિગેરેનો મત પુછવામાં આવ્યો હતો તેમાંથી ૪૫૦૦ મોરેટોરીયમ બંધ કરવાની તરફેણમાં હતા જ્યારે ૩૫૦૦ તે ચાલુ રાખવાની તરફેણમાં હતા. આ કેટલો વિકટ સવાલ છે તે એટલા ઉપરથી જણાશે કે જ્યારે એક આગેવાન વેપારીને આ બાબતમાં તેનો મત પુછવામાં આવ્યો ત્યારે તેણે નીચે પ્રમાણે જવાબ આપ્યો. "હું કોલસાની ખાણુનો માલેક ને વેપારી છું. કોલસાની ખાણના માલેક તરીકે મોરેટોરીયમની વિરૂદ્ધ છું પણ વેપારી તરીકે તેની તરફેણમાં છું" ત્યાંનાં આગેવાન વેપારી પત્રોએ તેની તરફેણમાં મત આપેલો છે.

---

જર્મનીની હરીફાઇમાં બ્રિટીશ ઉદ્યોગો ખિલવવાને માટે જે હિલચાલ ચાલે છે તે હિલચાલની વિરૂદ્ધ વેપારની છૂટાપણાની રાજ્યનીતિવાલાઓ પોતાનો મત આપે છે તેઓ કહે છે કે જર્મનીનું નુકસાન તે સર્વેનું નુકસાન

ધી ઓગ્ઝે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

લડાઇને લીધે ચલણનાં કમિશનનો રીપોર્ટ જે બહાર પડેલો હતો તેના ઉપરનો વધુ વિચાર મુલત્વી રાખવામાં આવ્યો છે. તો પણ મુંબઇના થોડુંક ઉપરના એકાઉન્ટન્ટ જનરલ મી૦ ફ્રીગરસ્ટૉકનો જે મુંબઈ ઈલાકાનાં ચલણી નોટોનાં ખાતાં ઉપરનો રીપોર્ટ બહાર પડેલો છે તેમાંથી કેટલાએક ફકરાઓ ટાંચવાનું આકર્ષણ એટલું મજબુત છે કે તે રોકાઇ શકે એમ નથી. હિંદુસ્તાન માટે સોનું વધારે પસંદ કરવા જોગ છે કે રૂપું કે હાલની પદ્ધતિ પ્રમાણે એકસચેન્જને માટે સોનાંનો મોટો રીઝર્વ રાખી રૂપાંના સિક્કા બહોળા જથ્થામાં ચલાવવાની રાજ્યનીતિ સારી છે આ સઘળા પ્રશ્નો ઉપર આજે ઘણાં વર્ષો થયાં સખ્ત તકરારો ચાલે છે. આ બાબત ઉપર અમે મત આપવા માંગતા નથી પણ મી૦ ફ્રીગરસ્ટૉકનો રીપોર્ટ કે જે કવીત્વના જેવો રસમય છે તેમાંથી લોક લાગણી શું છે તે કંઇક અંશે બતાવવા માગીએ છીએ.

કેટલેએક ઠેકાણેથી એમ કહેવામાં આવે છે કે ૧૯૧૩-૧૪ની સાલમાં સોનાંની આયાતમા ( મુંબઇ ઇલાકામાં ) ૧૪ કરોડનો ઘટાડો થયો તે એમ બતાવે છે કે આ દેશના લોકોને સોનું જોઇતું નથી. મી૦ ફ્રીગરસ્ટૉક બતાવે છે કે આ ઘટાડો આ કારણને લીધે નથી થયો પણ બીજા દેશો તરફ આપણી નિકાશ ઓછી થઇ એટલે સ્વાભાવિક રીતે સોનાંની આયાત પણ ઓછી થઇ. આગલાં વર્ષમાં નિકાશ આયાત કરતાં ૮૫ કરોડ જેટલી વધુ હતી જ્યારે રીપોર્ટવાળાં વર્ષમાં ૬૬ કરોડનીજ વધારે હતી. આંકડાઓ ઉપરથી જણાશે કે સોનાંની આયાત આ કારણથી ઓછી થઇ.

ઇલાકામાં સોનાંના સિક્કાની જે આવણ જાવણ થઇ હતી તે મુળ રૂના પાક માટે હતી. તે વર્ષમાં રૂનો પાક બહુ મોટો હતો અને ખાસ તેને માટે લગભગ પાંચ કરોડના સોનાના સિક્કા રોકાયા હતા. ૧૯૧૩-૧૪ માં કુલે ૭ કરોડને ૮૦ લાખ રૂપિયાના સોવરેનો સાધારણ વપરાસને માટે આપવામાં આવ્યા હતા જ્યારે આગલે વર્ષે એથી લગભગ અડધા ઓછા આપવામાં આવ્યા હતા. આ પ્રમાણે ૧૯૧૩-૧૪ ની સાલમાં જે મોટી રકમના સોવરેનો જાહેર વપરાસમાં આવ્યા તેને મી. ફ્રીગરસ્ટોક ઘણી અગત્ય આપે છે, અને લખે છે કે તે બતાવી આપે છે કે સોનાનું ચલણ વધુ ને વધુ લોકપ્રિય થતું જાય છે. સોવરેનો કયા કયા ઉપયોગમાં જુદી જુદી રીતે આવ્યા તે નાચેના કોઠા ઉપરથી જણાશે.

(મુંબઇ ઇલાકો.)

| | ૧૯૧૩-૧૪ | ૧૯૧૨-૧૩ |
|---|---|---|
| | પાઉંડ | પાઉંડ |
| રૂને માટે સીધી રીતે | ૩૨,૫૦,૬૦૦ | ૯,૪૧,૦૦૦ |
| રૂના જીલ્લાઓમાં | ૭,૪૦,૮૦૦ | |
| બીયાં અને દાણા માટે | ૧૫,૦૦૦ | ૧૫,૦૦૦ |
| હોંગકાગ, શાગાહી, સીંગાપોર ને ઇરાની અખાત (મોતી માટે) | ૩,૦૭,૦૦૦ | ૩,૪૪,૦૦૦ |
| | ૪૩,૧૩,૪૦૦ | ૧૩,૦૦,૦૦૦ |

જુદા જુદા પ્રાંતો વચ્ચે જુદા જુદા પાકને માટે સોવરેનો ઘણા વપરાસમાં આવતા જાય છે અને આ કામ માટે પહેલાં જે રૂપિયા ચાલતા હતા તેને ખસેડી તેઓનો જગ્યા મોટા પ્રમાણમાં લેતા જાય છે. તે નીચેના કોઠા ઉપરથી જણાશેઃ—

(આંકડા હજારમાં આપવામાં આવેલા છે.)

| | રૂપિયા (પાઉંડ) | | | સોવરેનો (પાઉંડ) | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૧-૧૨ | ૧૯૧૨-૧૩ | ૧૯૧૩-૧૪ | ૧૯૧૧-૧૨ | ૧૯૧૨-૧૩ | ૧૯૧૩-૧૪ |
| ૧. મધ્યપ્રાંત ને બિરાર માટે | ૨,૮૯૪ | ૨,૩૦૦ | ૨,૫૯૦ | ૩૫૧ | ૩૧૩ | ૩૯૦ |
| ૨. ખાનદેશને ગુજરાત માટે | ૭૨૭ | ૫૪૪ | ૭૧૬ | ૪૯૯ | ૮૦૧ | ૨,૫૩૧ |
| ૩. દક્ષિણ મહારાષ્ટ્ર નેં કરનાટક માટે | ૩૨૪ | ૬૮ | ૧૧૩ | ૮૯ | ૬૨ | ૧૯૪ |
| ૪. બીજી જગ્યાએ લઇ જવા માટે. | ૭૯૮ | ૮૦૯ | ૬૦૧ | ૩૦૪ | ૭૯૫ | ૧,૧૯૮ |
| કુલે | ૪,૭૪૩ | ૩,૭૨૧ | ૪,૦૨૦ | ૧,૨૪૩ | ૧,૯૭૧ | ૪,૩૧૩ |

રેલવે અને પોસ્ટ ઓફિસમાં પણ લોકો તરફથી સોવરેનો મોટી સંખ્યામાં આવે છે કે જે બતાવે છે કે લોકો તેમને સંઘરી રાખતા નથી પણ જરૂર પડે ત્યારે ચલણની માફકજ વાપરે છે. બી. બી. એન્ડ સી. આઇ., જી. આઇ. પી., એમ. એન્ડ એસ. એલ., અને એન. ડબલ્યુ. રેલ્વેઓમાં ૧૯૧૦-૧૧ માં ૩,૪૫,૨૭૩ પાઉંડ આવ્યા હતા તે વધીને ૧૯૧૩-૧૪ માં ૧૨,૫૮,૭૦૯ થયા હતા. પોસ્ટ ઓફીસમાં ૧૯૧૦-૧૧ માં ૧,૨૫,૪૯૬ૂ પાઉંડ આપવામાં આવ્યા હતા જયારે તે વધીને ૧૯૧૩-૧૪ માં ૫,૫૪,૩૨૨ થયા હતા. પોસ્ટ ઓફિસમાથી ૧૯૧૦-૧૧ માં ૭૨,૩૮૦ૂ પાઉંડ આપવામાં આવ્યા હતા તે વધીને ૧૯૧૩-૧૪ માં ૪,૧૭,૯૯૫ૂ થયા હતા.

બધા ઇલાકાના ખેડુતો પણ સોવરેનો વધારે પસંદ કરે છે. દાખલા તરીકે ખાનદેશમાં ખેડુતો હમેશાં નોટો કે રૂપિયા કરતાં સોવરેનો વધુ પસંદ કરે છે. એમ કહેવામાં આવે છે કે સૌથી અંભણ ભિલ પણ સોનુંજ પસંદ કરે છે. પશ્ચિમ ખાનદેશના એક પછાત તાલુકામાં સરકારની વસુલાતનો પોણો ભાગ સોવરેનોમાં આપવામાં આવ્યો હતો. અમરાવતી, વરધા, બલદાના તથા અકોલામાંથી પણ તેજ મતલબના રીપોર્ટ છે. નાગપુરમાં હજુ સોવરેનો માટે એટલો ઉત્સાહ નથી પણ તે કદાચ એથી હોય કે ખેડુતો હજુ સોવરેનોથી બરાબર જાણીતા થયા નથી. ભરૂચ માટે તો એમ કહેવામાં આવે છે કે ઇંગ્લંડની માફક સોનાના સિક્કાઓ રૂપિયા સાથે ચલણમાં ફરે છે. સુરતમાં પણ તેજ પ્રમાણે છે. જોકે બેંકોના પડી ભાંગવાથી લોકોનો વિશ્વાસ બેંકો ઉપરથી ઉઠી ગયો છે અને સ્થાવર મિલકત તથા જમીન લેવા લોકો વધારે દોરાયલા છે. અમદાવાદમાં ખેડુતોને હજુ સોવરેનો પસંદ નથી. જેનું કારણ એમ લેખાય છે કે એક તો તેઓને ખોટા સિક્કાની બ્હીક છે, બીજું વ્યવહારમાં તેઓ બદલી શકાશે કે કેમ તેની બ્હીક છે. તેમજ જેની પાસે સોવરેનો હોય તે પૈસાદાર ગણાતો હોવાથી પછી તેના માંગનારાઓ પાસે ગરીબાઇની દલીલ લાવી શકે નહિ.

દક્ષિણ મહારાષ્ટ્ર, ધારવાર, સિન્ધ વિગેરે ઠેકાણે પણ સોવરેનો બહુ લોકપ્રિય છે.

હાલ લડાઈમાં મોટાં રાજ્યોને લડાઈ શરૂ થયા પેહેલાં જાહેર પ્રમાણે પબ્લીક ડેટ અને દર માથાં દીઠ દેવું હતું:—

| | પબ્લીકટ ડેટ (પ્રજાનું દેવું) (રૂપિયા) | માથાંદીઠ દેવું. (રૂપિયા) |
|---|---|---|
| ફ્રાન્સ | ૧૮,૮૪,૯૦,૦૦,૦૦૦ | ૪૭૧ |
| ગ્રેટબ્રિટન | ૧૦,૫૦,૦૦,૦૦,૦૦૦ | ૨૪૦ |
| રશિયા | ૧૩,૬૫,૦૦,૦૦,૦૦૦ | ૯૦ |
| બેલ્જીયમ | ૨,૨૮,૦૦,૦૦,૦૦૦ | ૩૦૦ |
| જર્મની | ૧૫,૦૦,૦૦,૦૦,૦૦૦ | ૨૨૫ |
| ઑસ્ટ્રિયા હંગરી | ૧૧,૨૫,૦૦,૦૦,૦૦૦ | ૨૪૦ |

ધી ઓરીએ ટાઈલ માર્ટ - ૨૧ બેક સ્ટ્રીટ ફોર્ટ મુંબઈ.

વખતમાં જ્યારે સાત આને રતલ ખેડુત વેચે છે, ત્યારે તેમાંથી બનાવેલો માલ લગભગ ૧૨ આને રતલ પાછો લેવો પડે છે, જે તફાવતના પૈસા તેને વળી પાછું મોકલનાર દેશ નફા તરીકે મેળવે છે. વળી ઘણી ચીજો એવી છે કે જે પરદેશથી આયાત કરવામાં આવે છે, તેજ ચીજો બરાબર રીતે તેના ઉદ્યોગને મદદ આપી ખિલવવામાં આવે તો પરદેશી માલ અટકાવી આ દેશ તે માલ, વખત જતે, પરદેશ મોકલવાને શક્તિમાન થાય. આ દેશનો વિસ્તાર મોટો છે તેની આબોહવા પણ સારી છે, તેની વસ્તી દુનિયાના બધા ભાગ કરતાં વધારે છે. છતાં તે આવો ગરીબ કેમ છે, તે સવાલનો જવાબ અર્થશાસ્ત્રીઓજ આપી શકે તેમ છે. મ્હારા ધારવા પ્રમાણે લોકોની બેદરકારી તથા વિદ્યાની ઘણી ઓછી કદર તથા જે મળે તે તે ઉપર સંતોષ માનવો એ છે. દાખલા તરીકે શું, ઉપર જણાવ્યું છે તેમ તંબાકુ ઉગાડી શકાય છે પણ તેમાંથી બનતી ચીજો અહીં બનાવી શકાતી નથી? સીગાર તથા સીગારેટ શું એવી ચીજ છે કે જે આ દેશમાં બનાવી નહિં શકાય? હા, તે બનાવી શકાય પણ તે બનાવવાને જોઇએ તેવા હુશીઆર શીખેલા માણસો તૈયાર નથી. તેવા માણસોને મદદ આપનાર પૈસાદાર લોકો નથી. લોકોને એક બીજા ઉપર વિશ્વાસ નથી. કારણ કે, હળધરના ગાંઠીઆ પારખુ થયા એટલે પાવરધા બન્યા, પરદેશ જઇ ઉપર ટપકેનું જ્ઞાન મેળવી કોટ, પાટલુન, ટોપી અને નેકટાઇ પહેરી પાછા આવ્યા એટલે પાવરધા! જોગજોગે ભપકામાં અંજાઇ જઇ કોઇ શ્રિમાન પૈસાની મદદ કરે તો થોડા વખતમાં ટુંક મુડીઆ ડોળઘાલુ શીખાઉ સાહેબના કપડાંવાળા તેના સોંપેલા પૈસાના લાખના બાર હજાર કરી આપે! આવી સ્થિતિ સુધારવાને ખાતર જે મોટી રકમ દર સાલ ધાર્મિક સખાવતોમાં તથા મોજમઝા પાછળ ખરચાય છે તેનો સારો ઉપયોગ કેમ થાય, તે ખંતાવવાનું અને તેમ કરવાની યોજનાઓ કરવા પાછળ મંડવાનું છે.

દેશબંધુઓની ફરજ.

આ બાબતમાં સરકાર કેવી રીતે વધુ કર મેળવી ઉદ્યોગ હુન્નર ખિલવવામાં કેટલી મદદ કરી શકે ને તથા લોકો પોતે પોતાની સારી સમજનો કેવો સદુપયોગ કરી શકે તેનો વિચાર ખાસ કરીને થવો જોઇએ. અને તે થયા પછી હમેશ તે ચાલુ રહેવો જોઇએ હવે જ્યારે સરકાર ખુલ્લી રીતે દરેક સ્વદેશી હુન્નરને તથા માલને ઉત્તેજન આપવાની જરૂર પીછાને છે, ત્યારે સ્વદેશી ચીજને સ્વદેશી બંધુઓએ સ્વદેશની ઉન્નતિને ખાતર બનતી મદદ કરવી જોઇએ આપણે જોઇએ છીએ કે Home Industries માટે આપણા બ્રિટીશ બંધુઓ કેવી કાળજી રાખે છે. જેવી ત્વરા તેઓ પોતાના દેશના વ્યાપાર ઉદ્યોગ પર રાખે છે તેવીજ ખંત આપણે નામદાર બ્રિટીશ હકુમતની રાહબરી હેઠળ રાખતા શીખવાની જરૂર છે. જ્યાં સુધી દેશી બનાવટનો માલ હલકો તથા મોંઘો છે તથા પરદેશી માલ સરસ તથા સસ્તો છે એવો ખ્યાલ દુર રાખી પરદેશી માલ શા કારણથી સારો તથા સસ્તો છે તે શોધી નહિં કાઢીએ ત્યાં સુધી ખાલી બોલવાથી લાભ થવાનો નથી. કારણ તપાસીશું તો પરદેશી માલ બનાવતી વખતે તેના બનાવનારા તે માલ બીજાઓ કરતાં કેવી રીતે સારો તથા સસ્તો બનાવી શકાય તેનો ખાસ અભ્યાસ પહેલો કરે છે અને તેની પછવાડે ખંતથી લાગ્યા રહે છે. હરીફો તે કેવી રીતે સારો તથા સસ્તો બનાવે તેની પોતાથી બનતી માહિતી હમેશ તેઓ મેળવતા રહે છે, અને તેથીજ તેઓ હરીફાઇમાં પોને ફાવી શકે છે, પોતે સારી કમાણી કરેછે, પોતાના દેશને તેથી લાભ કરે છે અને બીજાઓ ઉપર સરસાઇ ભોગવે છે. છેવટે આપણી બ્રિટીશ શહેનશાહતને ન્યાયને ખાતર જે ગંભીર યુદ્ધમાં રોકાવું પડયું છે તેમાંથી જય મેળવી દુનિયા ઉપર પોતાની સરસાઇ દેખાડી આપવાને ઇશ્વર સાનુકૂળ થાઓ એવી પ્રાર્થના કરૂં છું.

---

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે?

# WAR NOTES AND NOTIFICATIONS

# લડાઇ સંબંધી ખબરો તથા જાહેરનામાં.

નામદાર મુંબઇ સરકાર તરફથી બે પત્રો તા. ૩૦ મી સપ્ટેમ્બર તથા તા. ૧ લી અકટોબરને રોજે મળ્યા હતા તેમાં જણાવવામાં આવ્યું હતું કે સને ૧૮૭૮ના (Sea Customs Act Section 19) દરિયાઈ કસ્ટમ્સ સંબંધીના કાયદાના ૧૯ મો કલમને અનુસરીને દરેક જાતના નૈકા સંબંધી તથા લશ્કરી સરજસરંજામની દરિયા માર્ગે યા જમીન માર્ગે નિકાશ કરવાની મનાઇ કરવામાં આવી છે એમ તેમના આગલા એક પત્રમાં જણાવવામાં આવ્યું હતું તે મનાઇ હુકમમાં નામદાર હિંદી સરકારના હુકમ મુજબ એવી રીતનો ફેરફાર કરવામાં આવ્યો છે કે Manganese તથા Wolfram મેન્ગેનીઝ તથા વૉલફ્રામની યુનાઇટેડ કીન્ગડમ તથા ફ્રાન્સ ખાતે નિકાશ કરવાની હવે છુટ છે તે એવી શર્તે કે તે માલ પહોંચવાની જાહેર કરેલી જગ્યા સંબંધી કોઈ પણ જાતનો શક આવે નહિં.

---

મુંબઇના પોસ્ટ-માસ્ટર-જનરલ તરફથી તેમને સીમલાના ડીરેકટર જનરલ ઓફ ટેલીગ્રાફ્સ તરફથી મળેલા તારની કોપી હમને મોકલવામાં આવી છે તેમાં તેઓ હમને જણાવે છે કે તા. ૧ લી અકટોબરથી પરદેશખાતે ડીફર્ડ (Deferred) તારો મોકલવાની રૂઢી પાછી ચાલુ કરવામાં આવશે. પણ કોઇક વખત એ ખાતાના વ્યવહારમાં વધારો થાય તેવ વખતે થોડા વખત માટે આ રૂઢી આગળથી તે સંબંધી નોટીસ આપ્યા વિના બંધ કરવામાં આવે.

આ ડીફર્ડ તારની રૂઢીમાં દશ અક્ષરની ગણુનીની ખાસ રૂઢી પ્રમાણે નહિ પણ આગળ પ્રમાણેજ તારના શબ્દો ગણી તે મુજબ તેના ભાવ લેવામાં આવશે.

---

નામદાર મુંબઇ સરકાર તરફથી તા. ૨૮ સપ્ટેમ્બરને રોજે એક પત્ર મોકલવામાં આવ્યો હતો, તેમાં જણાવવામાં આવ્યું હતું કે બેંકોને પરદેશ નાણાં મોકલવા સંબંધીના તારો માટે One Code Group રૂપી જે છુટ આપવામાં આવી છે તે છુટ બીજા કામો માટે લેવામાં આવે છે એવી રીતની નામદાર સરકારને ખબર મળ્યાથી તે નામદાર તરફથી એવો હુકમ કઢવામાં આવ્યો છે કે જે કામ માટે છુટ આપવામા આવી છે તે સિવાયના બીજા કામ માટે એ છુટ લેવામાં આવશે તો તેવા તારો તા. ૨૯ મી સપ્ટેમ્બરથી અટકાવવામા આવશે.

---

નામદાર સરકાર તરફથી ( Conditional contraband ) લડાઇને લીધે ચઢત માટે અમુક શરતે મનાઇ કીધેલા માલની યાદીમાં નીચે મુજબના માલનો વધારો કરવામાં આવેલો જણાવવામાં આવ્યો છે.

ત્રાંબુ ઘાટ નહિં પાડેલું.

સીસું ( ચોરસા-પતરાં યા નળી )

ગ્લીસરાઇન.

ફેરોક્રોમ.

Heamatite લોખંડની કાચી ધાતુ.

લોહચુંબક થવાના ગુણ ધરાવતા લોખંડની કાચી ધાતુ.

રબર.

ચામડાં તથા ચામડીઓ કાચાં અથવા કેળવેલાં નહિં હોય એવાં ખરણચડાં.

---

લડાઇને લીધે જાપાન ખાતે દરિયાઇ વિમાની બાદશાહી જોખમદારીની જે યોજના ઉભી કરવામાં આવી છે તેની વિગત જાપાનના કૉન્સલ તરફથી હમને મોકલવામાં આવી છે તે નીચે મુજબ છે.

જાપાનીઝ ડાયટે એ સંબંધી નીચે મુજબને કાયદો પસાર કર્યો છે.

જાપાનીઝ સરકારે પ્રિમિયમના વધારેમાં વધારે ઠરાવેલા દરથી ઓછે દરે સોદો થયો હોય તેવા સોદામાં, જાપાનીઝ વિમો ઉતારનાર અથવા તો પરદેશી વિમો ઉતારનાર જાપાનમાં, લડાઇના જોખમે થયલું નુકશાન ભરી આપે તો તેઓએ ભરી આપેલી રકમમાંથી ૮૦ ટકા જેટલી રકમ સરકાર તેમને આપશે.

આ વિમાની યોજના નિચે મુજબના માલો સંબધી લાગુ પડશે.

( અ ) જાપાનીઝ વ્હાણો જાપાનીઝ સરકારે ઠેરવેલી લાઇનોપર વ્હેપાર કરતાં હોય તે.

( બ ) એવાં વ્હાણોપરનો માલ.

( ક ) જાપાનથી નિકાશ થતો યા જાપાનમાં આયાત થતો માલ.

જાપાનીઝ સરકારે વિમા સંબંધી વધારેમાં વધારે ભાવ ઠરવેલા નીચે મુજબ છે.

( અ ) જાપાનથી, સીંગાપુર થઇને હાગકૅાંગથી સ્વેઝ લગીનાં ખંડપરનાં કોઇ પણ બંદરો વચ્ચેનો ભાવ—

વિમાની રકમના ૧૦૦ યેનપર ૨૦ સેન.

(બ) હૉંગકૅાંગથી સ્વેઝ વચ્ચેનાં ખંડપરનાં બંદરો વચ્ચે-વિમાની રકમના ૧૦૦ યેન પર ૧૫ સેન.

---

રોયલ કોલોનીયલ ઇન્સ્ટીટયુટની વેપાર ઉદ્યોગને લગતી કમિટી, જરમની અને ઓસ્ટ્રીયાનો બ્રિટીશ રાજ્યમાં વ્હેપાર જે ચાલતો હતો તે વ્હેપાર બ્રિટીશ કારીગરો અને વેપારીઓને મેળવી આપવા માટે સ્તુત્ય પ્રયાસ કરી રહી છે અને તે કમિટી હિંદુસ્તાનના બજારને લગતી પોતાના આ પ્રયાસમાં મદદગાર થાય એવી ખાસ કરીને જરમન અને ઑસ્ટ્રીયન માલો જે અત્યાર સુધી તે દેશમાંથી આવતા હતા તે માલો સબંધી કોઇપણ તરેહની બાતમી માંગે છે. જેને કોઇને કંઇ પણ બાતમી મોકલવી હોય તેમણે નીચેના સીરનામામાંથી કોઇપણ સીરનામે મોકલી આપવા મહેરબાની કરવી.

૧ ઑનરરી સેક્રેટરી ટ્રેઇડ એન્ડ ઇન્ડસ્ટ્રી કમીટી.

રોયલ કોલોનીયલ ઇન્સ્ટીટયુટ
નૉરધમ્બર લૅન્ડ એવેન્યુ
લંડન, ડબલ્યુ. સી.

૨ વી. ગેબ્રીયલ. એસ્કવાયર, આઇ. સી. એસ. આબુ; રજપુતાના.

૩ આઇ. આર. પીયરસન એસ્કવાયર, આઇ. સી. એસ. મીરટ.

૪ એચ. એન. રસીયન એસ્કવાયર, આઇ. સી. એસ. લાહોર.

---

બ્રિટીશ ઉદ્યોગમાં જરૂરીયાત રસાયણીક પદાર્થો રંગરોગાન વિગેરે જે અદ્યાપી પર્યંત દુશ્મન દેશોમાંથી આવતા હતા તે મેળવવાની સરસમાં સરસ રીત સંબંધી વિચાર કરવા તથા સલાહ આપવા વિલાયતની બોર્ડ ઑફ ટ્રેઇડ તરફથી તેના પ્રમુખે એક કમિટીની નિમણુક કરી છે જેમાં લૉર્ડ ચેન્સેલર વાઇકાઉન્ટ હાલ્ડેન ઑફ કલોનને કમિટીના પ્રમુખ તરીકે નિમવામાં આવ્યા છે.

---

નામદાર મુંબઇ સરકાર તરફથી તા ૨૭ ઑકટોબરને દિને એમ જણાવવામાં આવ્યું છે કે યુનાઇટેડ કીંગડમમાંથી દરેક સ્થળે ઘોડાના સાજ, જીન બનાવવાના સામન ખાખી કપડું, તથા પેરોકસાઇડ ઑફ મેગેનીઝની નિકાશ કરવાની મનાઈ કરવામાં આવી છે.

---

નામદાર મુંબઇ સરકાર તરફથી તા. ૬ ઠી ઑકટોબરને દિને એક પત્ર બેમ્બર પર મોકલવામાં આવ્યો છે અને તે સાથે બ્રીટીશ રાજ્યમાં આ સંસ્થાનોમાં યા મિત્ર રાજ્યો યા મધ્યસ્થ રાજ્યોમાં મોકલવાને ચઢાવેલો માલ જે રસ્તામાં હોય તેના સબંધમાં, મનાઇ કીધેલા માલ સંબંધીનો બાદશાહી હુકમ સખ્ત રીતે લાગુ પાડવામાં આવશે નહિ એ મુજબની લન્ડનની કસ્ટમ્સ અને એકસાઇઝ બોર્ડ તરફથી મળેલી ખબર મોકલવામાં આવી છે જે નીચે મુજબ છે.

યુનાઇટેડ કીંગડમમાંથી અમુક માલોની નિકાશ સંબંધી બાદશાહી મનાઇ હુકમ થયલો

છતા, જે મનાઇ કીધેલો માલ યુનાઇટેડ કીન્ગડમમાં મોકલવા માટેનો મુળ ધારેલો નહિ હોય યાતે બ્રીટીશ અથવા મિત્ર રાજ્યોના વ્હાણમાં દુશ્મની ( માલ ) નહિ હોય અને જે માલ બ્રિટીશ સંસ્થાનિક મિત્ર રાજ્યના યા મધ્ય સ્થ રાજ્યનાં બંદરપર બ્રીટીશ મિત્ર રાજ્યના યા મધ્યસ્થ રાજના વ્હાણમાં લાવવામાં આવ્યો હોય તેને બ્રિટીશ, સંસ્થાનિક, મિત્ર રાજ્યના યા મધ્યસ્થ રાજ્યમા કોઇ પણ સ્થળે મોકલવા ધારેલો હોય ત્યાં જવા દેવો એવો હુકમ કરવામાં આવ્યો છે એટલી સરતે કે તે નિકાશને માટે તેજ વ્હાણમાં રહેલો જાહેર કરવામાં આવ્યો હોય યા વ્હાણની ફેર બદલીના નિયમ પ્રમાણે તાત્કાલીક નિકાશને માટે બીજા વ્હાણમાં ભરવામાં આવ્યો હોય તથા તે લડાઇને લીધે પુરેપુરા યા અમુક શરતે મનાઇ કીધેલા માલમાંના હોય નહિં.

---

યુનાઇટેડ કીન્ગડમમાં વેપાર અર્થે ટનેજ કેટલા પ્રમાણમાં મળી શકશે તે સંબંધી નામદાર સેક્રેટરી ઓફ સ્ટેટ તરફથી નામદાર મુંબઈ સરકાર પર તાર મારફત આવેલી ખબર નીચે મુજબ હમને જણાવવામાં આવી છે.

લશ્કર લઇ જવા લાવવા માટે જે વ્હાણો કામ નહિં લગે તેવા વ્યપરાશ વ્હાણો મળી શકશે. હિંદના નિકાશ કરનારાઓ નુરના સારા ભાવ આપવાની માંગણી કરશે તો વેપાર વ્યવહાર માટે વ્હાણો હિંદમા આવવા લલચાશે. જો નુર સંબંધી આકર્ષણ પુરતું હશે તો ખાલી વ્હાણો પણ હિંદુસ્તાન આવી શકશે. લડાઇના કામ માટે આટલા બધા વ્હાણો રોકાયલા હોવાથી અને જરમન અને ઓસ્ટ્રીયન વ્હાણો બંધ થઇ ગયલા હોવાથી નિકાશ કરનારાઓએ સાધારણ મધ્યમ ભાવની આશા હાલ રાખવી નહિં. મ્હારા સાંભળવામાં આવ્યું છે કે હૅરીસન હૉલ અને ગ્રીટી તથા એંકર લાઇનો, લડાઇના કામ માટે આપવામાં આવેલાં વ્હાણોને બદલે આવાં વ્હાણો મુકવાનો ઇરાદો રાખે છે તો જો રસ્તાં ખુલ્લા ચાલુ રહેશે તો સમય જતાં પુરતા વ્હાણો પુરાં પાડવાની આશા રાખું છું.

---

વિલાયતના વેપારી બોર્ડના વેપારી બાતમી ખાતા તરફથી લંડન ખાતે એક મોટી સંમ્પલ રૂમ ઉઘાડવામાં આવી છે કે જ્યાં જરમન અને ઓસ્ટ્રીયન યા હંગેરીયન માલો ખાસ કરીને જે જે તે દેશના માલો વિલાયતમાં બનતા માલોને ખાસ જરૂરના હોય પણ લડાઇના સંજોગને લીધે તે દેશોમાંથી આવતા અટક્યા હોય તેવા માલો પ્રદર્શીત કરવામાં આવનાર છે.

જે જે પેઢીઓ ત્યાં માલ મુકવા માંગતી હોય તેમણે વિલાયતની વેપારી બાતમી ખાતાને અરજી કરવી. આ પ્રદર્શન ફકત જરમન અને ઓસ્ટ્રીયન યા હંગેરીયન માલોનુંજ થશે. જે જે પેઢીઓ માલ નહિ મુકી શકતી હોય તેઓની તરફથી તેવા માલોની યાદી મોકલી આપવા ફરમાશ થઇ છે.

---

મધ્યસ્થ બજારોમાં જરમન આસ્ટ્રીયન હંગેરીયન વ્યાપાર સાથ રસાકસી.

બ્રિટીશ કારીગરો અને વેપારીઓને પોતાના જરમન ઓસ્ટ્રીયન યા હંગેરીયન પ્રતિસ્પર્ધીઓ પાસેનો વેપાર પોતાને હાથ કરવાની મળેલી આ તકનો લાભ લેવામાં વિલાયતની બોર્ડ ઓફ ટ્રેઇડ તરફની તેમને આપવામાં આવતી મદદની યોજનાના સંબંધમાં નામદાર શહેનશાહના પરદેશ ખાતેના ટ્રેઇડ કમીશનરો તરફથી તેને કેટલીક ઉપયોગી ખબર નીચે પ્રમાણેની મળી છે.

ઇજીપ્ટ:—નામદાર શહેનશાહના એલેકઝાન્ડ્રીયાના કોન્સલ જનરલ જણાવે છે કે જો રૂના પાકને આર્થિક મદદ આપવામાં આવે તો વેપારની સ્થિતિ ફાયદાકારક થશે. જરમનીના ઇજીપ્ત સાથના મશીનરી, મશીનના ઓજારો વિગેરે જેવો કેટલક કિંમતી વેપારમાંનો મોટો ભાગ યુનાઇટેડ કીન્ગડમે હાથ કરી લેવા જોઇએ. હલકાં [illegible] વાસણ જમતના વસગુ, હોઝીયરી, તથ સોય દોરા વિગેરે જેવી હલકી અને સસ્તી જણસોમાં સરોબરી સફળ નીવડી શકે એમ નથી. લાબા વાયદા એ ઉધાર દામાલ આપવો પડે એ આપણી મોટ માં મોટી મુશ્કેલી છે

સાઉથ અમેરીકા—રીઓડીજેનેરોમાંના નામદાર શહેનશાહના કોન્સલ જણાવે છે કે ન્યુયોર્કથી મળેલા તાર પ્રમાણે સાઉથ અમેરીકામાં મુખ્યત્વે કરીને બ્રેઝીલ, આરજેન્ટીના અને ચીલીના બજારોમાં જરમન વેપાર પોતાને હાથ કરવા વેપારીઓના ટોળે ટોળાં ત્યાં જનાર છે.

---

# A LIST OF SHIPS CAPTURED IN BRITISH PORTS.

## નામદાર શહેનશાહના લશ્કરે બ્રિટીશ બંદરોમાં રોકેલાં તથા દરિયામાં પકડેલાં વહાણોની યાદી.

નામદાર શહેનશાહના લશ્કરે બ્રિટીશ બંદરોમાં રોકેલાં તથા દરિયામા પકડેલાં વહાણોની યાદી તથા વિગત સંબંધી નીચે મુજબનો ખબર નામદાર સરકાર તરફથી ચેમ્બરના સભાસદોની જાણ માટે હમને મોકલવામા આવી છે.

લડાઇ ફાટી નીકળવાથી નામદાર શહેનશાહના લશ્કરે બ્રિટીશ બંદરોમાં રોકલાં યા દરિયાપર પકડેલાં વ્હેપારી વ્હાણો પરના માલ સંબંધી બ્રિટીશ તથા બીજા વેપારીઓને ખબર પુરી પડવા એ વ્હાણોની યાદી પ્રસિદ્ધ કરવાનો ઠરાવ થયો છે. તેવી જે ખબર અત્યારે મળી શકી છે તેવી ખબરની યાદી આ સાથે ટાંગવામાં આવી છે. આ યાદી પુરેપુરી હોય એમ કહી શકાતું નથી અને એમા સુધારો કરવો પડે. વિશેષ ખબર મળતી જશે તેમ વધારાની યાદીઓ પ્રસિદ્ધ કરવામાં આવશે જે જે માલ બ્રિટીશ પ્રાઇઝ કોર્ટના ચુકાદાને આધાર ભુત હોય તેવા માલો સંબંધી જે ગૃહસ્થોને દાવો હોય તે ગૃહસ્થોએ પ્રાઇઝ કોર્ટના નિયમ અનુસાર પોતાના હક દર્શાવવા પગલાં લેવાં જોઇએ. આ નિયમોની કૉપી નીચેને સીરનામે કોઇ બુકસેલર મારફત યા બારોબાર લખવાથી મળી શકશે.

મેસર્સ વાટર્સન એન્ડ સન્સ. લીમીટેડ,  
૨૯ બ્રોમ્સ બીલ્ડીંગ્સ, ફેટર લેઇન,  
લંડન. ઈ. સી.

જે જે વ્હાણો યુનાઇટેડ કીંગડમમાં સ્થપાયલા પ્રાઇઝ કોર્ટોના તાબામાં હોય તેવાં વ્હાણો સંબંધી પ્રાઇઝ કોર્ટે નીચે મુજબની જાહેર ખબર બ્હાર પાડી છે તે તરફ ધ્યાન ખેંચવામાં આવે છે.

પ્રાઇઝ કોર્ટસ  
એડમીરૅલ્ટી માર્શલ્સ ઑફીસ,  
રોયલ કોર્ટસ ઓફ જસ્ટીસ,  
લંડન. ડબલ્યુ. સી  
૧૪ ઑગષ્ટ ૧૯૧૪.

પ્રાઇઝ તરીકે પકડાયલાં દુશ્મનનાં વ્હાણો. માં ભરેલા ( દુશ્મનના માલ સિવાયના ) માલ પર જે જે ગૃહસ્થોને હક યા લાભ હોય તથા, માલ યા તેના કંઇક ભાગ છોડવવા માંગતા હોય તેમણે લન્ડનમાં નામદાર શહેનશાહના પ્રોક્યુરેટર જનરલ ટ્રેઝરી ચેમ્બર્સની વ્હાઇટ-હૉલ ખાતેની અંફીસમાંથી બાતમી મેળવવી અને યુનાઇટેડ કીંગડમના બ્હારના બંદર હોય તો નામદાર શહેનશાહના પ્રોક્યુરેટર જનરલના એજન્ટો કે જેનાં સીરનામાં તેવાં બંદરોના કસ્ટમ્સ કલેક્ટરો પાસેથી મળી શકશે તેમની ઓફીસોમાંથી બાતમી મેળવવી.

નામદાર શહેનશાહના પ્રોકયુરેટર જનરલને તે માલની માલીકી તથા નુર ભર્યું છે કે નહિં તે સંબંધી વિગત આપવી પડશે.

જે જે દાખલાઓમાં બ્રિટીશ પ્રજાનો અથવા જે જે લોકો મિત્ર રાજ્યો યા મધ્યસ્થ રાજ્યોમાં વસ્યા હોય તેનો અથવા મિત્ર પરદેશીઓ આ દેશમાં વસ્યા હોય તેનો એવા માલમાં લાભ યા હક હોય અને તે હક ચોખ્ખો હોય અને પ્રોક્યુરેટર જનરલને સંતોષ મળે તેવી રીતે નિશંક ઠર્યો હોય તે, ( સિવાય કે મનાઇ કીધેલા માલને લગતો સવાલ ઉભો ન થાય ) તો તે માલના નુર અને બીજા ખર્ચને લગતી બાબતોનો નિવેડો આવે તેને આધારે તે માલ યા તેનો કોઇ પણ ભાગ બનતી તાકીદે છુટો કરવામાં આવશે. શક ભરેલા દાખલાઓમાં પ્રાઇઝ કોર્ટની ચાલુ રસમ લગાડવી પડશે. ઘણા દાખલાઓમા વેપારીઓ પ્રોકયુરેટર જનરલના કરતાં જે બંદરમાં તે વ્હાણ હોય ત્યાંના તેમના

(પ્રોક્યુરેટર જનરલના) એજન્ટ સાથે પત્ર વ્યવહાર કરશે તો વધારે સઘવડ ભરેલું થઇ પડશે.

યુનાઇટેડ કીંગડમમાંની પ્રાઇઝ કોર્ટોના હવાલામાં વ્હાણો હોય તેવા દાખલાઓમાં પ્રાઇઝ કોર્ટોની બેઠક તથા કામકાજની રીતસર ખબર આપવામાં આવશે યુનાઇટેડ કીંગડમથી બહારના બ્રિટીશ બંદરોમાં જે વ્હાણો રોકવામાં આવ્યાં હોય યા લવવામાં આવ્યાં હોય તે વ્હાણોને નામદાર શહેનશાહના દરીયાપારના સંસ્થાનોમાં સ્થપાયલી પ્રાઇઝ કોર્ટ સમક્ષ લઇ જવામાં આવશે અને જે લોકોને કઇ હક હોય તેમણે તે કોર્ટો સમક્ષ પોતાના હક રજુ કરવો.

તે પ્રાઇઝ કોર્ટોના કામકાજ સંબંધી એવી નોટીસ પ્રસિદ્ધ કરવા માટે ટુંક વખતમાં ગોઠવણ થાય એવી આશા રખાય છે.

ફ્રાન્સ, રૂશીયા અને જાપાન સરકાર પાસેથી તે રાજ્યોમાં રોકવામાં આવેલાં અથવા તે રાજ્યોના લશ્કર તરફથી પકડાયલાં વ્હાણોની આવી યાદી મેળવવા નામદાર શહેનશાહની સરકાર પ્રયાસ કરે છે. તે વિગતો મળે કે તરત આવીજ રીતે તે પ્રસિદ્ધ કરવામાં આવશે.

લડાઇ ફાટી નીકળતાં બેલજીયન બંદરોમાં રોકવામાં આવેલાં જરમન વ્હાણો સંબંધી એક જુદું જાહેરનામું છપાય છે.

નામદાર શહેનશાહની સરકારને મળતી તમામ ખબર આવી રીતે જાહેર કરવામાં આવશે અને એવી આશા રખાય છે કે જુદા જુદા દાખલાઓમાં વિગત મેળવવા માટે સરકારી ખાતાંઓને અરજી મોકલવાની જરૂર આથી ઓછી થશે.

---

## વ્હાણોની યાદી.

ઑગષ્ટ તા. ૨૯—૧૯૧૪.

| નામ | ટનેજ | કયા દેશનું | કયાં રોકવામાં આવ્યાં છે તે. |
|---|---|---|---|
| એડોલ્ફ | (૯૪૩) | જરમન. | જીબ્રાલ્ટર |
| એડોલ્ફ | (૧૪૬) | ,, | લીથ |
| ઑલબર્ટ ક્લેમેન્ટ | (૧૧૬૫) | ,, | સાઉથશીલ્ડસ |
| ઑલબટ્રોઇન (Steam Trawler) | | ,, | દરિયાપર પકડાયલું જાહેર કરવામાં આવ્યું છે |
| ઍલોસીયા | (૫૧૪૪) | ,, | રંગુન |
| ઑલ્ફ્રેડ | (૧૩૦) | ,, | ગ્રૅનાર્ટન |
| ઑલફ્રેઇડા | (૧૮૬૦) | ,, | બ્રીસ્ટૉલ |
| ઑલ્ટેર | (૩૨૨૦) | ,, | |
| ઑલ્ટજી | (૬૮) | ,, | હલ |
| આલ્ટોના | (૪૩૧૨) | ,, | મેલબોર્ન |
| ઍન્જેલા | (૧૨૦) | ,, | ગ્રેન્જમથ |
| અપાપા (વ્હાણો ખેંચી લઇ જવાની વરાળ યંત્ર વાળી હોડી) | | ,, | નીગેરીયા |

| નામ | ટનેજ | કયા દેશનું | કયાં રોકવામાં આવ્યાં છે તે. |
|---|---|---|---|
| અપોલ્ડા | (૪૯૩૯) | જરમન | કેઇપટાઉન |
| અરાક્લેસ. | | ,, | પોર્ટઍડીલેઇડ |
| ઍથીની | (૨૪૭૦) | ,, | સીડની (ન. S. W.) |
| ઍટીલા | (૩૨૪૦) | ઑસ્ટ્રિયન | કર્કવૉલ |
| ઑસ્ટ્રીલીયા | (૭૪૮૫) | જરમન | કોલંબો |
| બેહુરેન્ડ | (૧૪૧) | ,, | આરબ્રોથ |
| બેહુરેન્સ | | ,, | ગ્લાસગો |
| બેલજીયા | (૮૧૩૨) | ,, | ન્યુપોર્ટ (મૉન) |
| બેલાસ | (૯૩૧) | ,, | રીમુસ્કી |
| બરલીન (fishing Lugger) | | ,, | વીક |
| બર્લીન | (૪૧૯૬) | ,, | સીડની (ન. S. W.) |
| બાર્નફેલ્ટસ | (૫૬૩૯) | ,, | કેઇપટાઉન |
| બીસ્માર્ક | | ,, | સાઉથ આફ્રીકા |
| બ્લોન્ડ | (૬૧૩) | ,, | લન્ડન |
| બોલીવર | (૨૬૭) | ,, | પ્લીમથ |
| બ્રેડન બાર | (અ.ઇ ૮૭) | ,, | ઇનવરગોરડન (ઇનવરનેસ) |

| નામ ટનેજ | કયાં દેશનું | કયાં રોકવામાં આવ્યા છે તે. |
|---|---|---|
| બ્રેમા ( ૧૫૩૭ ) | જરમન | સ્વૉનસી |
| બુડા ( ૩૮૫૮ ) | ઑસ્ટ્રીયન | ટીન |
| કૅન્સ્ટેટ ( ૫૯૩૦ ) | જરમન | બ્રીસગેઇન |
| કાર્લ ( ૧૯૯૩ ) | ,, | કારડીફ |
| ચીલી ( ૨૧૮૨ ) | ,, | કારડીફ |
| ચઉટાઇ | ,, | સ્ટ્રેટ્સ સેટલમેન્ટસ |
| ક્રીસ્ચીયન એક્સ ( ૪૯૫૬ ) | ,, | કરાની અખાતમાં પકડાયલુ |
| કૉમેટ ( ૧૪૭૧ ) | ,, | સીહામ સન્ડરલેંડ |
| કૉન્રેડ ( ૧૬૪ ) | ,, | ઇન્વરનેસ |
| ડકસા ( ૪૧૪૦ ) | ઑસ્ટ્રીયન | જીબ્રાલ્ટર |
| ડેઇલ ક્રેસ્ટ ( ૪૨૭૭ ) | બ્રિટીશ | કેસલટન ( બેરી-હેવન ) |
| ડેને બોલાં ( ૧૪૮૧ ) | જરમન | વેસ્ટ હારટલ પુલ |
| ડાયના ( ૧૨૦૮ ) | ,, | નીગેરીયા |
| ડ્રે | ,, | બ્લીથ એમ્બલ |
| ડાયાડે ( ૧૮૩૧ ) | ,, | વેરીન્ગટન |
| ડ્રા. રેબીક્ર ( ૨૦૨ ) | ,, | એબરડીન |
| એડયુઆર્ડ ( ૪૭૬ ) | ,, | લીવરપુલ |
| એલફ્રેઇડા ( ૧૮૬૦ ) | ,, | બ્રિસ્ટલ |
| એટ્સ ( ૨૨૩ ) | ,, | ફાલમથ |
| એટ્સ કુન્કેલ ( ૨૧૮ ) | ,, | એબરડીન |
| ઇમાન્યુએલ ( ૧૪૧ ) | ,, | બ્લીથ એમ્બલ |
| એમીર ( ૫૫૧૪ ) | ,, | જીબ્રાલ્ટર |
| ઇમામીનલ્રોસ ( ૧૮૮૬ ) | ,, | મૉડસબરો |
| એરીકા ( ૧૪૧ ) | ,, | રૉચેસ્ટર |
| એરંના એ લ્ટ ( ૧૭૩૧ ) | ,, | લન્ડન |
| એર્ના મેન્થીાન ( ૨૬૩૮ ) | , | માલ્ટા |
| ફર્મે | નૉરવીજીયન ન્યુટ્રલ ડ.S.B. | |
| ફીડયુમીયા ( ૧૨૩ ) | જરમન | યારમથ |
| ફ્રેન્કસફ્રૂટસ ( ૫૮૫૮ ) | ,, | કલકત્તા |
| ફ્રેન્ઝ પ્રીશર ( ૬૩૦ ) | ,, | શાર્પનસ ( ગ્લસ્ટર ) |
| ફ્રેન્ઝ હૉર્ન ( ૧૩૧૪ ) | ,, | લન્ડન |
| ફ્રોયન ફેલ્સ ( ૫૬૩૩ ) | ,, | કલકત્તા |
| ફ્રીડા ( ૯૯ ) | ,, | લીથ |
| ફ્રીડા ( ગેલીયૉટ ) ( ૬૩ ) | ,, | હલ |
| ફ્યર્થ ( ૪૨૨૦ ) | ,, | કોલમ્બો |
| ગેબ્રુડર ( ૭૩ | ,, | અબોગ્મા |
| ગેમા ( ૧૩૮૫ ) | જરમન | બ્લીથ |
| જ્યોર્જ ( ૯૪૫ ) | ,, | જીબ્રાલ્ટર |
| જ્યોર્જ હારપર | ,, | ગ્રીમસ્બી |
| ગેરહાર્ડ (Schooner) ( એક સાકડું બેડોળ વહાણ ) | ,, | બોસ્ટન, લીન્ક |
| જરમૅનીયા ( સ્હેલ ગાહનું વ્હાણ ) | ,, | સધેમ્પટન |
| જરમેનીયા ( ૧૦૯૬ ) | ,, | સીડની |
| ગેશુસ્ટર | ,, | બ્લીથ એમ્બલ |
| ગ્રીન બૅંક ( ૩૮૮૧ ) | બ્રિટીશ | કારડીફ |
| ગ્રીફ્રવાલ્ડ ( ૫૪૮૬ ) | જરમન | ફ્રીમેન્ટલ |
| ગ્રીયા | ,, | સીડની ( N. S. W. ) |
| હૅમ ( ૪૫૬૮ ) | ,, | કેઇપટાઉન |
| હૅમલ વર્ડર્મ ( ૮૭ ) | ,, | ઍબરડીન |
| હૅના લારસેન ( ૧૩૧૦ ) | ,, | સધેમ્પટન |
| હૅન્સ હેમસૉથ ( ૨૪૮૭ ) | ,, | બ્લીથ |
| હૅન્સ જોર્સ્ટ ( ૯૫૪ ) | ,, | ગ્રેન્જમથ |
| હૅન્સ લીઓન હાર્ટ ( ૧૨૭૩ ) | ,, | લન્ડન |
| હૅન્સ ઑટો | ,, | બ્લીથ |
| હાર્ટસાઇડ ( ૨૭૪૦ ) | બ્રિટીશ | પોર્ટલૅંડ |
| હેઇનરીચ ( ૭૫ ) | જરમન | લન્ડન |
| હેલમથ ( વ્હાણો ખેંચી લાવનારી સ્ટીમર | ,, | ઝાંઝીબાર |
| હેન્રી ફર્ગ ( ૧૪૯૮ ) | ,, | ન્યુકેસલ |
| હુબર્ટ કીશન ( ૯૩૮ ) | ,, | પુલ |
| હન્કયુન ( ૧૦૬૫ ) | ,, | લીવરપુલ |
| હરમેન ( ૨૦૩૦ ) | ,, | ડાઇસાર્ટ |
| હૉબાર્ટ ( ૫૬૨૩ ) | ,, | મેલબોર્ન |
| હુ ચફીંડ ( ૩૬૮૯ ) | ,, | ( સેન્ટ વીન્સેન્ટ વર્દેની બુશીર આગળ પકડાયલું જાહેર કરવામાં આવ્યું છે ) |

ધી બામ્બે ટાઇલ્સ માટે ૨૧ બક આઇ ફાટ મુંબઇ.

| નામ ટનેજ | કયા દેશનું | કયા શેકવામાં આવ્યાં છે તે. |
|---|---|---|
| હોર્નસન્ડ (૩૬૪૩) | જરમન | મૅન્ચેસ્ટર |
| હોર્સ્ટ મારટીની (૯૪૬) | ,, | ન્યુ પોર્ટ, મોન |
| ઇડા (૪૭૩૦) | ઑસ્ટ્રીયન | કવેબેક |
| ઇઓલો (૩૯૦૩) | બ્રિટીશ | કારડીફ |
| ઇઝરાડા (૩૫૩૯) | ઓસ્ટ્રીયન | ફાલમથ |
| જોહાના (૨૨૩) | જરમન | ફાલમથ |
| જોઝેફ અંગોરટ ફ્રોહરકઝેગ | ઓસ્ટ્રીયન | સોલેન |
| કારપટ (૫૦૫૬) | ઓસ્ટ્રીયન | સાઉથ શીલ્ડઝ |
| કેથેરીના (૯૫) | જરમન | ડ્ઇસાર્ટ |
| કેથેરીના (૧૩૭) | ,, | લન્ડન |
| કોસ્ટ્રેના (૨૫૩૧) | ઓસ્ટ્રીયન | વેઘમથ |
| ક્રોન પ્રોન્ઝેસીન સેસીલી (૮૬૮૪) | જરમન | લન્ડન |
| કયુમેરીક(૧૨૩૨) | બ્રિટીશ | લીવરપુલ |
| કુરમાર્ક (૫૧૩૭) | જરમન | કલકત્તા |
| લીડા (૬૭૬૬) | ,, | બરમુડા |
| લેવેનસો(૨૧૫૩) | ,, | હલ |
| લીના (૬૨) | ,, | અર્નટીસલેંડ |
| લીન્ડન હેલ્મ (૫૪૭૬) | ,, | એડન |
| લૅનએરીસ (૪૦૬૪) | બ્રિટીશ | કારડીફ |
| લૅનીશેન (૩૮૩૭) | ,, | કારડીફ |
| લૅાકવેલ (૩૫૩૦) | ,, | ,, |
| લૅાથરીન્જેન (૫૦૦૨) | જરમન | મેલબોર્ન |
| લ્યુસીડા (૧૪૭૬) | ,, | હલ |
| મેરીગ્લીસર (૧૩૧૭) | ,, | ગ્લાસગો |
| મેરીલીઓનહાર્ટ (૧૪૬૮) | ,, | લન્ડન |
| મેલબોર્ન (૫૯૨૬) | ,, | સીડની(N.S.W.) |
| મીએન્ટ ઝે (૯૩) | ,, | ઑારોરટોનેસ |
| મીએટઝાન્ગ (૫૧૪) | ,, | બૉારોરટોનેસ |
| મૉાસ્ટકેફ્લ્સ (૪૯૨૧) | ,, | કોલંબો |
| મોવે (૫૯) | ,, | લીથ |
| નૅાટા (૧૧૩૭) | ,, | ,, |
| નૅાટોર (૭૦૮) | ,, | ,, |

| નામ ટનેજ | કયા દેશનું | કયા શેકવામાં આવ્યાં છે તે. |
|---|---|---|
| નેફ્રાઇટ (૬૭૮) | બ્રિટીશ | મીડલ્સબરો |
| નેપટન (૧૯૭) | જરમન | ચેથમ |
| ન્યુમન્સ્ટર (૪૨૨૮) | ,, | ફ્રીમેન્ટલ |
| નાઇલેંડ (૧૫૩૩) | ,, | હલ |
| ઑાગર હુંસેન (૮૩૨૨) | ,, | હુંાબર્ટ |
| ઑાકસીડન્ટ (૮૧૩) | ,, | લૅન્ડન |
| ઓગીઆાનો (૪૬૫૬) | બ્રિટીશ | કાર્ડીફ |
| ઓડેસા (૩૦૪૬) | જરમન | કૅાર્ક (કૅસલ ટાઉન બેરીહેવન) |
| ઑાલીન્ડા | ,, | ન્યુકૅસલ (N.S.W.) |
| ઓરીયન્ટલ (Yatch) | ઑાસ્ટ્રીયન | સધેપ્પટન |
| ઑ રટેરીક(૬૫૩૫) | બ્રિટીશ | કૅવીન્સ ટાઉન |
| ઓસ્નાબ્રક (૪૯૪-) | જરમન | સીડની(N.S.W.) |
| ઑાસ્ટપ્રુસન (૧૭૫૫) | ,, | બ્લીથ |
| ઑાટો (૧૫૨) | ,, | લીથ |
| ઑાટોકાર (૯૫૭) | ,, | ગ્લીમથ |
| પેગેન ટુર્મ (૫૦૦૦) | ,, | કલકત્તા |
| પરકીઓ (૩૭૬૫) | ,, | લન્ડન |
| પર્લા (૫૩૫૫) | ઑાસ્ટ્રીયન | કલકત્તા |
| ફ્રાલ્ઝ | જરમન | મેલબોર્ન |
| પોર્ટો (૧૮૧૨) | ,, | ગ્રેવ્સીરાડસ |
| પ્રીન્સ સીગીસમન્ડ | ,, | બ્રીસબેઇન |
| પ્રીન્સ અડાલબર્ટ (૬૦૩૦) | ,, | લન્ડન |
| પ્રોફેસર વુરમન (૬૦૬૧) | ,, | સીયેરાલીઓન |
| પ્રૉસ્પર (૭૫૯) | ,, | લન્ડન |
| પ્રોવીડેન્શીયા (૨૯૭૦) | ,, | મૅન્ચેસ્ટર |
| કવારટા | ,, | સ્ટ્રેટસ સેટલમેન્ટસ |

| નામ ટનેજ | કયા દેશનું | ક્યાં રોકવામાં આવ્યાં છે તે. |
|---|---|---|
| રાજપુરી | જરમન | હૉંગકોંગ |
| રાણી | ,, | સ્ટ્રેટ્સ સેટલમેન્ટ |
| રૈપેન ફેલ્સ (૫૮૮૩) | ,, | કોલંબો |
| આર-સી. રીકમર્સ (૫૫૪૮) | ,, | કારડીફ |
| રેસીના | ઑસ્ટ્રીયન | સન્ડરલૅન્ડ |
| રીશનફેલ્સ (૪૬૭૯) | જરમન | કોલંબો |
| રેહઇન ફેલ્સ(૫૫૧૨) | ,, | મુંબઇ |
| રીનાનીયા (૮૭૪) | ,, | બ્લીથ્મેમગલ |
| રીગા (૨૧૫૬) | ,, | જીબ્રાલ્ટર |
| રોલૅંડ (૧૩૭૭) | ,, | પ્લીમથ |
| રૅટન ફેલ્સ (૫૫૮૯) | ,, | કલકત્તા |
| રૅઘરસૅડ (૧૪૦) | ,, | કર્કોલ્ડી |
| રૂફીજી (૫૪૪૨) | ,, | સાઇમન્સબે. |
| રૂટગર્ટ વીનન | ,, | સીડની(N.S.W) |
| સૅબીયા (૨૭૫૨) | ઑસ્ટ્રીયન | ટાઇન |
| સૅન્ડાકાન | ,, | સ્ટ્રેટ્સ સેટલમેન્ટસ |
| સાન્તા કેથેરીના (૪૨૪૭) | ,, | દરિયા પરપકડી રીયોડીજેનેરો ખાતે લઇ જવામાં આવ્યું છે. |
| સ્કારઝ ફેલ્સ (૫૫૧૩) | ,, | ઍડીલેઇડ |
| શ્લેસેઇન (૫૫૩૬) | ,, | પ્લીમથ |
| શ્નીફેલ્સ (૫૮૨૬) | જરમન | જીબ્રાલ્ટર |
| સ્વારઝનએક(૧૯૭૦) | ,, | કારડીફ |
| સીએડલર | ,, | સાઉથ આફ્રીકા |
| સેનેટોર ડાન્ટઝીગર | ,, | ટ્રાલી |
| સેનીગાર્બીયા(૩૭૮૦) | ,, | સીંન્ગટાઉ આગળ પકડવામાં આવ્યું છે. |
| સીશક (૪૬૮૦) | ,, | કારડીફ |
| સીગનલ (૧૪૪૦) | ,, | બ્રોસ બેઇન |
| સોલ્જર પ્રીન્સ(૩૧૧૮) | બ્રિટીશ | લન્ડન |
| સાઉથ ફીલ્ડ (૩૫૦૬) | ,, | (વિગત મળી નથી) |
| ટેઇન ટુમ (૫૨૬૬) | જરમન | કોલંબો |
| ટેલા મેરીસ (સ્ટેલ-ગાહનું બ્હાણુ (૨૯) | ,, | સધેમ્પટન |
| ટોલઝેન ફેલ્સ(૫૫૬૩) | ,, | સીડની N.S.W. |

| નામ ટનેજ | કયા દેશનું | ક્યાં રોકવામાં આવ્યાં છે તે. |
|---|---|---|
| સ્ટુર્મ વૅગેલ | જરમન | સાઉથ આફ્રીકા |
| સુમાત્રા (૭૪૮૪) | ,, | સીડની N.S.W |
| સુસાન વ્હેનેન | ,, | ન્યુકૅસલ N. S. W. |
| સાર્ગ (૩૫૯૭) | ,, | જીબ્રાલ્ટર |
| ટન્ગેસ્ટ્રી (૪૨૭૨) | ઑસ્ટ્રીયન | સન્ડરલૅંડ |
| ટર્પસીકોર (૨૭૨૫) | જરમન | લીમેરીક |
| થીઓડોર (૨૦૭) | ,, | લીન |
| થીઓડોર (૨૦૫) | ,, | બ્રેન્ટોન |
| ટીગેરીઅસ (૬૧૪૯) | ,, | સીડની |
| ટીલ્લી (૧૦૯) | ,, | ગ્રેન્જમથ |
| ટૉમી (૧૩૮) | ,, | લન્ડન |
| ટ્રેડેગર હૉલ (૩૭૬૪) | બ્રિટીશ | પોર્ટલૅન્ડ |
| ટ્રીફેલ્સ (૫૭૫૦) | જરમન | કોલંબો. |
| ટ્રોસ્ટ બર્ગ (૬૩૪૨) | ,, | કલકત્તા |
| ટુરૂલ (૩૫૩૦) | ઑસ્ટ્રીયન | સીડની N. S. W. |
| ઉલાબુગ (૧૯૯૮) | જરમન | બૅરી |
| ઉરમ્મ (૨૧૯૦) | ,, | હલ |
| વારઝીન (૪૪૫૫) | ,, | પેરીમ |
| વીએના (૪૦૦) | ,, | બ્રન્ટોન |
| વૉરટન ફેલ્સ (૪૫૧૧) | ,, | એડન |
| વૉરટર્મ (૪૯૬૫) | ,, | મુંબઇ |
| વીગા (૮૩૯) | ,, | અલોઆ |
| વેલે (૧૧૭) | ,, | ઍબરડીન |
| વેસર (૧૮) | ,, | પુલ |
| વીલ્ડન ફેલ્સ (૫૫૧૨) | ,, | મેલબોર્ન |
| વીલહેલ્મ (૧૨૫૯) | ,, | ગ્લાસગો |
| વીલહેલ્મ (૨૭૪) | ,, | ફાઉઇ |
| વીલહેલ્મ બેહરેન્સ (૧૨૫૯) | ,, | ગ્લાસગો |
| વેટન | ,, | ન્યુકૅસલ N. S. W. |
| ઝીકી (૧૮૭૭) | ઑસ્ટ્રીયન | માલ્ટા. |

લડાઇ ફાટી નીકળતાં ઍન્ટવર્પ ખાતે રોકાયલાં જરમન વેપારી બ્હાણો.

નામદાર શહેનશાહની સરકારને ખબર મળી છે કે કેટલાંએક જરમન વેપારી બ્હાણો જેનાં

દેખાય છે તેમજ કાયદેસર વધારેમાં વધારે વ્યાજનો દર નિમવાની રૂઢીમાં દેખાતી અનિશ્ચિતતા એમાં નથી.

પહેલાં કદાચ એમ દેખાય કે વધારેમાં વધારે દર મુકરર કરવાથી રાખેલી ધારણા બહુ સ્હેલાઈથી પાર પડી શકે પણ તેની સાથે ગભીર ગેરફાયદા એ છે કે એ નિયમને વખતો વખત ભય વગર તોડવામાં આવે. અમુક નાણાં ધીરનારાઓમાં સામાન્ય રીતે એવો ધારો હોય છે કે દેવાદારને અમુક રકમ આપે અને આપેલી રકમથી પાંચ છ ગણી રકમની ચીઠ્ઠી તેની પાસે લખાવી લે.

વ્યાજનો વધારેમાં વધારે દર નિમવામાં આવે તો આવી હાનિકારક રૂઢીનો વપરાસ વિશેષ થવા પામશે એમાં શક નથી. તેટલુંજ નહિં પણ મ્હારી કમિટીને વળી એક વધુ ગેરફાયદાની દહેશત એ રહે છે કે નાણાં ધીરનારાએ વ્યાજનો જે સામાન્ય દર લે છે તે વધારીને કાયદેસર વધારેમાં વધારે દર લેવા ચુકશે નહિ.

કેટલાક ભરોસાદાર અને સારી નિયતના નાણાં ધીરનારાઓ છે કે જેનો વ્યાજનો દર વાજબી હદથી વધારે હોતો નથી તેઓને પણ આ કાયદેસર વધારેમાં વધારે નિમેલા વ્યાજના દરની રૂઢીથી તે દરથી વ્યાજ લેવાની લાલચ થાય એ પણ સ્વાભવિક છે.

ત્રીજી સુચના જે, મોદ્દની આજુ બાજુની તપાસવાની સોદની વિગતો તપાસવાના તથા વ્યાજનો દર સોદામા નક્કી થયે હોય તે ઘટાડી ઓછો કરવા માટેની કોર્ટને સત્તા આપવાના સંબંધમાં છે તે સબંધી મ્હારી કમિટી દિલગીર છે કે એ સુચના તે માન્ય કરી શકતી નથી કારણ કે તેથી વેપારના કાર્યક્રમમા ખલેલ પહોચે અને મુકદમા લડનારાઓને નાહકની આપદા થાય.

દખણ એગ્રીકલચરીસ્ટ રીલીફ એકટના વ્યવહારથી મળેલો અનુભવ પણ આજ સુચને છે અને તે કાયદાના સંબંધમાં નિમાયલા કમિશનના હાલના રિપોર્ટનું વલણ પણ આજ પરિણામ તરફનું છે.

આ બધો વિચાર કરતાં મ્હારી કમિટી એવા અભિપ્રાયની છે કે નામદાર સરકારની ધારણા બીજી સુચના લાગુ પાડવાથી ઘણે અંશે પાર પડશે.

## TARIFF VALUATION.

આયાત તથા નિકાશ થતા માલપર જકાતની આંકણીના સંબંધમાં નામદાર મુંબઈ સરકાર તરફથી કસ્ટમ્સ કલેકટર મી૦ બ્હીટીએ આ ચેમ્બરના અભિપ્રાય માટે એક પત્ર તા ૨૯ મી જુલાઈને દિને લખ્યો હતો તેના જવાબમાં ચેમ્બર તરફથી નીચેનો જવાબ મોકલવામાં આવ્યો હતો.

તા૦ ૨ જી અકટોબર ૧૯૧૪.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોના

સેક્રેટરી તરફથી

આર. એફ. એલ. બ્હીટી એસ્કવાયર,

આઈ. સી. એસ.

કલેકટર ઓફ કસ્ટમ્સ જોગ.

મું. મુંબઇ.

સાહેબ,

આ ચેમ્બરની કમિટીની ફરમાસથી આપના તા૦ ૨૯ મી જુલાઈ ૧૯૧૪ ને રોજના નં. ૨૯૬૬ મા નંબરના પત્રના સંબંધમાં તમના અભિપ્રાય જણાવવા રજા લઉં છું.

મ્હારી કમિટીને દહેશત છે, કે જકાતની આંકણીને માટે માલના બજાર ભાવ આંકવાની હાલની રૂઢી જરાક સખ્ત અને અસંતોષ ઉતપન્ન કરનાર છે કારણ કે આયાત કરનારને તે માલની ભરતીઆંની ખરી કિંમતના ચોખ્ખા ભાવ કરતાં ઉંચે ભાવે ગેરવાજબી રીતે જકાત આપવાની ફરજ પડે છે. ( Wholesale cash Market values ) યાને " જથાબંધ રોકડ વેચાણના બજાર-ભાવ " એ વાકયના હાલ લીધેલા અર્થ પ્રમાણે મુનરાકિ કાપડ ઈંડીયન કસ્ટમ્સ કાયદાના ૩૦ મા વિભાગના ( અ ) પ્રકરણ પ્રમાણે જકાતની આંકણીમાં પહેલાં ત્રણથી ચાર મધ્યસ્થોના હસ્તક એક હસ્તેથી બીજે હસ્તે એમ પસાર થાય છે. આ

ઉપરાંત ઉપલા વાકયના અર્થમાં દલાલી તથા ૪ ટકાનો વટાવનો પણ સમાવેશ થાયછે. ( એટલે જકાતની આંકણીમા તે પણ બાદ કરવામાં આવતાં નથી ) આજ કારણને લીધે મ્હારી કમિટીનું ધારવું એવું છે કે આપના પત્રના છેટલા પૅરેગ્રાફમાંની સુચના કે હાલ અંકાતી માલની ખરી કિંમતમાથી બે ટકા બાદ કરવામો આવે તો તે સામાન્ય સ્થિતી સંજોગમાં આયાત કરનારની ખરી વેચાણ કિંમત તરીકે લેખી શકાય એ સુચના પણ આ સંબંધની બધી જરૂરીયાત પુરી પાડી શકે તથા એમ થતી ભુલ સુધારી શકે એમ નથી.

આવા સંજોગમાં મ્હારી કમિટી એમ ધારે છે કે ("Local wholesale cash Market Value") સ્થાનિક જથ્થાબંધ રોકડ વેચાણના બજારભાવ, આ વાકયનો અર્થ પ્હેલો વેચનાર આયાત કર્યા પછી તરતજ ઉંચામાં, ઉંચી જે કિંમતે જથ્થાબંધ માલ વેચનો હોય તે ભાવ એવો અર્થ લેવો જોઇએ અને ("Wholesale") "જથ્થાબંધ" એ શબ્દ જ્યારે વપરાય ત્યારે કુદરતી રીતે તેનો અર્થ એમ થાય છે કે તે તેના જથ્થાના મોટામાં મોટા પ્રમાણમાં છે

માલનાં ભરતીયાની કિંમતપર અંકાતી જકાતના સંબંધમાં વાધા લેવામા આવે છે તે બાબદ મ્હારી કમિટી આપનું ધ્યાન ખેંચી જણાવવા રજા લે છે કે આપના પત્રમાં જણાવેલા એવા દાખલાઓ ઘણા જુજ છે. અને તે રૂઢીમાં થતી મુશ્કેલી અને અડચણના કરતાં હાલની રૂઢી પ્રમાણે, મધ્યસ્થ દલાલોના નફા તથા વટાવ વિગેરેની ગણતરી કરીને બજારભાવ નકકી કરવાની મુશ્કેલી ઘણી વધારે છે.

ઉનના કપડાના સંબંધમાં મ્હારી કમિટી એમ ધારે છે કે ઉંચા અને ચોખ્ખા તદન ગરમ કપડાં ( કે જે બે રૂપીએ વારથી વધારે કિંમતે વેચાતાં હોય ) તેવાં કપડાંની જકાતની આંકણીમાં બે થી પાંચ તાકાઓને (Wholesale unit) અમુક માપ તરીકે લેખવાની રૂઢી ભલે ચાલુ રાખવામાં આવે પણ હલકાં ગરમ કપડા તથા હાફ વુલન કપડાઓના સંબંધમાં તો માપ તરીકે આખી પેટી અથવા પેકેજજ નકકી થવું જોઇએ.

---

THE PROVINCIAL INSOLVENCY ACT.

પ્રોવિનશીયલ ઇન્સોલ્વન્સી એકટને સુધારવા બાબત નામદાર સરકારે ચેમ્બરનો મત પુછાવ્યો હતો તેના જવાબમાં કમિટી તરફથી નીચે મુજબનો જવાબ મોકલવામાં આવ્યો હતો.

ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોના
સેક્રેટરી તરફથી

એલ રોબર્ટસન એસકવાયર આઇ. સી એસ.
નામદાર મુંબઇ સરકારના સેક્રેટરી સાહેબ
જોગ,
મું. મુંબઇ.

સાહેબ,

( ૧ ) આ ચેમ્બરની કમિટીની ફરમાસથી સને ૧૯૦૭ ના પ્રોવીન્સીયલ ઇન્સોલ્વન્સી એકટ ૩ મા સુધારો કરવાની ધારણાપર આપે આપના તા. ૬ ઠી ઑગષ્ટ ૧૯૧૪ ના રોજના નં ૫૭૫ સને ૧૯૧૪ નબરના પત્ર દ્વારા માંગેલા તેમના અભિપ્રાય, આ સાથે મોકલવા રજા લઉ છુ

હાલના પ્રોવીન્સીયલ ઇન્સોલ્વન્સી એકટ દાખલ કરવામાં આવ્યા પછી નાદારી માટેની અરજીની સખ્યામાં વધારો થતો જાય છે એ નિશક વાત છે અને એ બાબતમાં મ્હારી કમિટી નામદાર સરકાર સાથે એકમત થાય છે.

( ૨ ) જુના સીવીલ પ્રોસીડયુર કોડના ૨૦ મા પ્રકરણના ૩૪૪ મા વિભાગ પ્રમાણે નાદારી માટેની અરજી તે માણસનાપર ડીકી બજાવી તેને પકડવામાં આવ્યો હોય અથવા તો તેની મીલકતનાપર જપ્તી કરવાનો હુકમ કાઢવામાં આવ્યો હોય ત્યાર પછીજ થઇ શકે. અને આ બધું હમેશ શરમ ભરેલું લાગવાથી દેવાદાર ઘણી વખત તે ડીકીનાં દેવાઓ ભરી દેવાને

(૯) મ્હારી કમિટી નામદાર સરકારનું ધ્યાન નીચેની હકીકત તરફ ખેંચે છે કે હાલના કાયદા પ્રમાણે દેવાદાર છુટો થવાની દરકાર રાખતો નથી. અને નહિં છુટેલો નાદાર રહેવાનું પસંદ કરે છે કે જેથી કપટથી સંતાડી રાખેલા માલના સંબંધમાં અથવા હિસાબમાં ગોટાળો કરવાના સંબંધમાં કોર્ટ કંઇ તપાસ કરે નહિં. કમિટીના વિચાર પ્રમાણે આ બદી ઘણી મોટી છે અને કોઇક રીતની સમયની હદ મુકરર કરવાથી એ બદી અટકાવી શકાશે. (જેવી કે છ મહિનાની) જે હદમાં અરજદારો એ છુટા થવા માટેના હુકમ માટે અરજી કરવીજ જોઇએ નહિં તો ચુકાદા માટેનો હુકમ રદ થઇ જાય. જો સારાં કારણો બતલાવવામાં આવે તો આ હદને કોર્ટના હુકમથી વધારી શકાય.

(૧૦) દરેક સારી નિયતના નાદાર વ્હેપારીના લાભ માટે બીજી એક કલમ પણ ઘડવાની ઘણીજ જરૂર છે સારી નિયતના નાદાર અરજદારોને તેમને જાતે પકડવામા આવે તેમાંથી બચાવનારી કલમ જે પ્રમાણે ઉપર જણાવેલા અંગ્રેજી કાયદામાં છે તેવી આ કાયદામાં નથી, જો કે તે નાદાર દેવાદારને પકડવામાં આવે છે કે તરત જો તે નાદારીની અરજી નોંધવા તથા હાજર રહેવાની જામીનગીરી આપેતો તેને છોડવામાં આવે છે પણ હાલના કાયદાના લખાણ મુજબ ગામ પર ગામમાં નાદાર દેવાદારને જોકે તેણે નાદારી અરજી નોંધાવી હોય તો પણ તેનાપર જુદી જુદી ડીક્રીઓ હોય તેને માટે તેને પકડી શકાય. ઇન્ડીઅન લૉ રીપોર્ટ ૮ મદ્રાસ ૯૭ તથા ૯૮ મા પાનાપર એમ જણાવવામાં આવ્યું છે કે (ઓરીજીનલ અને અપેલેઇટ કોર્ટો) અસલ દાવાઓની તથા અપીલ કરવા માટેની ઉંચી અદાલતોને કાયદાથી મળેલા અધિકાર પ્રમાણે મુળ સત્તા એવી છે કે એવા નાદારોને પકડવામાથી તેને બચાવી શકે. જો એમજ હોય તો તે સંબંધીના કાયદાને વધારે ચોખ્ખો કરી એવા નાદારો નાદારીની અરજી નોંધાવે અને તેનો માલ મિલકતનો vesting Order. કબજામાં આપનારો હુકમ કરવામાં આવે કે તરતજ તેની જાતને પકડવામાથી રક્ષણ બક્ષી શકે એવી સત્તા કોર્ટને છે એવી કલમ ઉમેરવામાં કોઇ જાતનુ નુકશાન દેખાતું નથી (જુઓ--અબદુલ રજબ વિરૂદ્ધ બસરૂદીન અહમદનો નં. ૧૪ સી. ડબલ્યુ. એન ૫૮૬ મો દાવો)

(૧૧) મ્હારી કમિટીનું ધારવું એવું છે કે એક દેણદારને નાદાર ઠેરવવા માટે તેના લ્હેણદારને જે હક આપવામાં આવ્યો છે તેનો ગેર ઉપયોગ થવા સંભવ છે કોઇ દગાખોર લ્હેણદાર જેના ફકત ૫૦૦ રૂ માંગતા હોય તે પણ પોતાના દેણદારની આબરૂને સખત ધોકો લગાડી શકે, મ્હારી કમિટી, તેથી એવી સુચના કરવા રજા લે છે કે તેના દેણદારનુ કુલ દેવુ રૂ ૫૦૦૦ થી વધારે હોય અને અમુક લ્હેણદારનું લ્હેણું દેવાદારના કુલ દેવાનો દસમો ભાગ હોય તો તે લ્હેણદારને અરજી નોંધાવવાનો હક આપવો જોઇએ.

૧૨ મા વિભાગમા એવી કલમ છે કે જો લ્હેણદારની અરજી ખોટી અથવા ફકત હેરાન કરવા માટે નોંધાયલી માલૂમ પડે તો નુકશાની તરીકે રૂા. ૧૦૦૦ સુધી દેવાદારને આપી શકાય આબરૂની નુકશાનીના બદલામા આ બદલો કોઇક વખત પુરતો નહિં થાય અને તેથી મ્હારી કમિટી એવું ઉચિત ધારે છે કે દેવાદારની આબરૂને ધોકો લગાડવાની બદ નિયતથીજ જો અરજી નોંધાવેલી સાબીત થાય તો તે લ્હેણદારને વધારે સજા કરવા માટેની મુખત્યારી સત્તા કોર્ટોને આપવી.

લક્ષણ ધરાવે છે તે ખુલ્લી રીતે જણાવવી તેઓએ જણાવ્યું કે, નુકસાન સામે કાંઈ ધરખમ મદદ અથવા જામીનગીરી આપવાની દરખાસ્ત કરવામાં નહિં આવે ત્યાં સુધી પ્રજા નવા ઉદ્યોગમાં નાણું રોકતાં ગભરાશે.

તે બાદ ચેમ્બરની કમિટીને વેપારી ખબર ખાતાંના માજી વડા મરહુમ મી૦ નોએલ પેટન સાથની મુલકાત વેળાં સઘળાં અગત્યના બ્રિટીશ એલચી ખાતાંઓની સાથે હિંદી વિભાગો રાખવા વીષે જે વાતચીત થઈ હતી તે તરફ પ્રમુખે મી૦ લીનું ધ્યાન ખેંચ્યુ અને જણાવ્યું કે આવા વિભાગોથી હિંદી વેપારીઓ તરફની પુછપરછના જવાબ વાળવાનું સુગમ થઇ પડે અને હીંદી વેપાર માટે નવાં ક્ષેત્ર ખોલવાની તક મલે વળી મુંબઈ ખાતે ઉદ્યોગ હુન્નરને લગતી ખબર પુરા પાડનારાં ખાતા અને તે સાથે વેપાર ઉદ્યોગને લગતું મયુઝીઅમ ઉભું કરવા ઉપર પણ ધ્યાન ખેંચવામા આવ્યું હતું.

આ ઉભા થયલા જુદા જુદા સવાલોપર ખાનગી કેટલુંક વિવેચન થયાં બાદ મી. લીએ એવું વચન આપ્યું કે કમિટીની સુચનાઓ નામદાર સરકાર સમક્ષ તેમના વિચારાર્થે તેઓ રજુ કરશે.

ત્યારબાદ મી. લીએ માલ બનાવનારાઓ અને થાપણવાળાઓનું ધ્યાન ખેંચવા માટે જે આયાત વેપાર દુશ્મનના હાથમાં મોટે ભાગે છે તેના સંબંધમાં જુદા જુદા વિષયો અને આંકડા સાથના ટુંક ચોપાનીયાં સરકારી વેપારી બાતમી ખાતાં તરફથી બહાર પાડવાના સંબંધમાં કમિટીનો અભીપ્રાય પુછયો.

કમિટીએ આ દરખાસ્તને આવકારદાયક ગણી એમ એવી સુચના કીધી કે, આવા ચોપાનીયા દેશી ભાષામા પણ પ્રગટ કરવાં. તેઓએ ગુજરાતીમાં પ્રગટ થતા ચેમ્બરના માસિક પત્ર તરફ ધ્યાન ખેંચી જણાવ્યું કે તેમાં સઘળી છાપાજોગી યાદીઓનો સાર આપવામાં આવે છે. વળી તેમા વેપાર તથા આંકડાને લગતી વિગતો પણ પ્રગટ કરવામા આવે છે. તેઓએ વધુ જણાવ્યુ કે, મી લીએ સુચવેલાં ચોપાન્યા પ્રગટ કરવાથી આ દેશ માટે જે કેટલાક ઉદ્યોગો જરૂરના છે તે ઉપર હીંદી પ્રજાને નવું જાણવાનું મળશે. વધુ એ જણાવવામાં આવ્યું કે સઘળા સરકારી વેપારને લગતા હેવાલો હાલમાં અંગ્રેજીમા પ્રગટ થાય છે, પણ એ ભાષાથી અમારા વેપારીઓનો મોટો ભાગ માહિતગાર નથી અને તેટલા માટે તે પુસ્તકો તરફથી સ્વભાવીક રીતે જે મદદની આશા રાખી શકાય તે તેનાથી મળતી નથી.

પ્રમુખે મી લીનો ઉપકાર માન્યા બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

